# પ્રસ્તાવના

છેલ્લાં ત્રીસ વર્ષોમાં ગુજરાતના પ્રજાજીવનમાં જે "મહત્ત્વનાં" બિનાવો બન્યા તેની નોંધ કરી, તે પાછળ જે બળો અને વ્યક્તિઓ, ભિન્ન ભિન્ન પ્રકારે, પ્રાણુસંચાર કરી રહ્યાં હતાં, તે પ્રથક્ પ્રથક્ બતાવવા, બનતો પ્રયાસ કર્યો છે.

પ્રજાજીવનનાં અમુક જ અંગોનો, પ્રસ્તુત ખંડમાં, સમાવેશ થઈ શક્યો છે; બીજા ઘણા વિષયો, ઉપયોગી અને જરૂરી, બાકી રહ્યા છે, તે યથાવકાશ-ઉત્તરાર્ધમાં નિરૂપવામાં આવશે.

'નવીન ગુજરાત' વિષે સન ૧૯૧૮ ના જુનમાં 'રણજીતરામ સ્મારક વ્યાખ્યાન' આપતાં, મેં એવો અભિલાષ વ્યક્ત કર્યો હતો, કે,

" નિષ્કામ કર્મ, આત્મ ત્યાગ, સેવા, સત્ય, સ્નેહ, ભૂતદયા, અહિંસા વગેરે પરાપૂર્વની આપણી ઉચ્ચ ભાવનાઓ નવીન ગુજરાતના પ્રેરકબળ થાઓ," તે પ્રત્યક્ષ નિહાળવાનો સુયોગ મને સાંપડ્યો છે, તેને હું મારૂં સદ્‌ભાગ્ય જ સમજું છું.

પ્રસ્તુત ખંડની પ્રેસ કોપી તૈયાર કરવામાં ચી. ભાઈ દેવદત્ત ત્રિપાઠીએ, તેના પ્રુફ વાચનમાં સ્નેહીભાઇશ્રી મણિલાલ છબારામ ભટ્ટે અને સૂચી યોજવામાં શ્રી. હરિપ્રસાદ પંડ્યાએ જે સહાયના આપી છે, તે બદલ એ સૌનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

ગુ. વ. સોસાઈટી,
અમદાવાદ,
તા. ૨૪-૧૦-૩૭

હીરાલાલ ત્રિ. પારેખ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો ઉપોદ્ઘાત

સુરતના વતની અને ધધાર્થે મુંબાઈનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૨૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું હતુ. તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ મા રૂ. ૨૦૦૦) સોસાઈટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાથી સામાજિક સુધારો થાય એવા પુસ્તકો તૈયાર કરી છપાવવા.

મદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રચારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ મા રૂ ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઈટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે મદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે મદરહુ વીલની રૂએ એમની મિલ્કતની છેવટની રકમ રૂ. ૫૦૦૦) સરકારી નોટો સન ૧૯૩૩ મા સોસાયટીને વધુ મળી એટલે એ ફંડ વધીને રૂ ૨૫૦૦૦) નું થયુ છે. આજપર્યંત નીચેના પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ થયા છે.

| નં. | નામ | કિંમત |
|---|---|---|
| (૧) | કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેના કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ | ૦—૭—૦ |
| (૨) | માને શિખામણ | ૦—૬—૦ |
| (૩) | નીતિમંદિર | ૦—૧૨—૦ |
| (૪) | આળસમથી થતી હાનિ | ૦—૬—૦ |
| (૫) | પુનર્વિવાહપક્ષની પૂરેપૂરી મોજેસોજ આના ફજેતી | ૦—૫—૦ |
| (૬) | ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર | ૦—૪—૦ |
| (૭) | ધાર્મિક પુરુષો | ૦—૪—૦ |
| (૮) | ઉદ્યોગી પુરુષો | ૦—/—૦ |
| (૯) | બેન્જામીન ફ્રેન્કલિન | ૨—૦—૦ |
| (૧૦) | બોધક ચરિત્ર | ૦—૪—૦ |
| (૧૧) | સદ્વર્તન | ૧—૦—૦ |

| | |
|---|---|
| (૧૨) રઘુવંશ કાવ્ય | ૧—૦—૦ |
| (૧૩) જાદવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર | ૦—૨—૦ |
| (૧૪) ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ ભા. ૧ | ૧—૦—૦ |
| (૧૫) ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ ભા. ૨ | ૧—૮—૦ |
| (૧૬) નીતિસિદ્ધાંત | ૧—૦—૦ |
| (૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૪—૦ |
| (૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬—૦ |
| (૧૯) પરોપકાર | ૦—૧૨—૦ |
| (૨૦) ઢોરનું ખાતર | ૦—૪—૦ |
| (૨૧) જગતનો અર્વાચીન ઈતિહાસ | ૨—૦—૦ |
| (૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| (૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો | ૦—૧૨—૦ |
| (૨૪) વાર્નિસ | ૧—૦—૦ |
| (૨૫) જીવનનો આદર્શ | ૦—૧૨—૦ |
| (૨૬) કીર્તિકૌમુદી | ૦—૧૨—૦ |
| (૨૭) શિશુપાળવધ-પૂર્વાર્ધ-( સર્ગ ૧ થી ૧૨ ) | ૧—૮—૦ |
| (૨૮) હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬—૦ |
| (૨૯) રસાયનશાસ્ત્ર | ૦—૧૨—૦ |
| (૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઈતિહાસ ભા. ૨ જો | ૦—૧૨—૦ |
| (૩૧) જાપાનની કેળવણી પદ્ધતિ | ૦—૧૨—૦ |
| (૩૨) શિશુપાળ વધ-ઉત્તરાર્ધ-( સર્ગ ૧૧ થી ૨૦ ) | ૧—૦—૦ |
| (૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧ | ૦—૧૨—૦ |
| (૩૪) ખગોળવિદ્યા | ૦—૧૨—૦ |
| (૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ | ૦—૧૨—૦ |
| (૩૬) માનસશાસ્ત્ર | ૧—૦—૦ |
| (૩૭) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય | ૧—૦—૦ |

| | |
|---|---|
| (૩૮) સહકાર પ્રવૃત્તિ | ૦–૧૨–૦ |
| (૩૯) ઇંગ્રેજી રાજ્યબંધારણ | ૧–૦–૦ |
| (૪૦) ઉદારમતવાદ | ૦–૧૨–૦ |
| (૪૧) સચિત્ર શારીરવિદ્યા | ૧–૦–૦ |
| (૪૨) હિન્દી તત્વજ્ઞાનનો ઈતિહાસ–પૂર્વાર્ધ | ૧–૦–૦ |
| (૪૩) „ „ „ ઉત્તરાર્ધ | ૧–૦–૦ |
| (૪૪) બંગાળી સાહિત્યનો ઈતિહાસ | ૧–૦–૦ |
| (૪૫) સંરક્ષણવાદ | ૦–૧૨–૦ |
| (૪૬) હિન્દી સાહિત્યનો ઈતિહાસ | ૧–૦–૦ |
| (૪૭) ઉપનિષદ્ વિચારણા | ૧–૦–૦ |
| (૪૮) હિન્દુ રાજ્યવ્યવસ્થા | ૧–૦–૦ |
| (૪૯) સગાળશા આખ્યાન | ૧–૦–૦ |
| (૫૦) વહાણવટાની પરિભાષા | ૦–૮–૦ |
| (૫૧] અપભ્રંશ પાઠાવળી | ૩–૦–૦ |
| (૫૨) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧ | ૧–૦–૦ |
| (૫૩) „ „ ખંડ ૨ | ૧–૦–૦ |
| (૫૪) „ „ ખંડ ૩ | ૧–૦–૦ |

ગુ. વ. સોસાઈટી
અમદાવાદ.
તા. ૨૧–૧૦–૧૯૩૭

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા

# ચિત્રો

# અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન

## ( ખંડ ૩, વ્યક્તિત્વ )

[ સન ૧૯૦૮ થી ૧૯૩૫ ]

### પ્રકરણ ૧

### ગુજરાતની અસ્મિતા

" જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝળહળતી,
જો! દિવ્ય હસંત પ્રભાત;
તુજને વંદન જય ગૂજરાત!
ધેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ધમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
-જોઈ સ્તબ્ધ થશે જગ માત!
તુજને વંદન જય ગૂજરાત!*

( બચુભાઈ રાવત )

અર્વાચીન ગુજરાતની ઉત્ક્રાન્તિનું નિરુપણ કરતાં આપણે એ તબક્કે આવી પહોંચ્યા છીએ કે જ્યાં એનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે વ્યક્ત થતું અને સજ્જડ અને અનોખી છાપ પાડતું નજરે પડે છે.

વીસમી સદીનાં આરંભનાં વર્ષોમાં દેશભરમાં પ્રજાકીય જાગૃતિ ઉદ્‌ભવવા પામી, નવજુવાનીમાં પ્રવેશ કરતા કુમારની પેઠે, ગુજરાતી પ્રજાજીવન હિલોળે ચઢે છે; તે અનેકવિધ અભિલાપ સેવે છે; તેની

* શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક સંપાદિત રાષ્ટ્રગીત, પૃ. ૧૮૫.

સિદ્ધિ અર્થે સાહસ અને જોખમ ખેડવા તે તત્પર બને છે; ઇચ્છિત ફળની પ્રાપ્તિ સારૂ પ્રાણ સમર્પવા સુદ્ધાંતની તે ઉત્સુકતા દાખવે છે; અને તેનું છાયાચિત્ર આપણને તેની છેલ્લાં વીસ વર્ષની પ્રવૃત્તિમાં નિહાળવાનું મળે છે; એ પ્રગતિ એટલી બધી વેગભરી અને જ્વલંત નિવડી છે કે ગુજરાતના સમગ્ર ઈતિહાસમાં એ વીશીનો વૃત્તાંત એક તેજસ્વી અને પ્રાણવંત પ્રકરણ થઈ પડે છે.

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના નેતૃત્વ નીચે ગુજરાતે સન ૧૯૧૭ થી એકલા ભારતવર્ષને જ નહિ પણ સકળ જગતને ન્યાયના ધોરણે પ્રજાપ્રજા વચ્ચેનો વ્યવહાર અને સંબંધ નિયમિત કરવાનો ઉત્તમ બોધપાઠ આપી, સર્વત્ર સુલેહ શાન્તિ સ્થાપવા અહિંસાનો ઉચ્ચ આદર્શ દર્શાવ્યો છે, તે એક અપૂર્વ બનાવ છે, અને તે આપણને પૂર્વકાળના બૌદ્ધયુગનુ સ્મરણ કરાવે છે.

આ ક્રાન્તિકારી હિલચાલનું પૂરેપૂરૂં મહત્વ સમજવા, એ બનાવો પાછળનું ધ્યેય લક્ષમાં આવવા, તેનું વાસ્તવિક મૂલ્ય આંકી શકીએ એ સારૂ આપણે આપણા પ્રાન્તનો, પાછલો ઈતિહાસ, સંક્ષેપમાં, અવલોકીએ એ આગત્યનુ છે.

દ્વાપર યુગ આથમતાં શ્રીકૃષ્ણની દ્વારકાપુરી રત્નાકરમાં લય પામી, એ પૌરાણિક કથાને આપણે પ્રાગ્ઐતિહાસિક ગણીશું; પણ જે વિશ્વસનીય ઐતિહાસિક અવશેષો ઉપલબ્ધ થયલાં છે, તે ઉપરથી એટલું સ્પષ્ટપણે જોઈ શકાય છે કે ઇસ્વીસન પૂર્વેથી ગુજરાત વિદેશી રાજકર્તાઓની સત્તા નીચે પરાધીન રહેલ છે, અને તેનાં પરિણામે ગુજરાતનો રાજ્ય વિસ્તાર અને સીમા વખતોવખત બદલાતાં ગયાં હતાં અને વિશેષમાં ગુજરાતી પ્રજા, ભિન્ન ભિન્ન ધર્મ અને સંસ્કૃતિવાળી, અને જાતિઓની બનેલી છે.

ગિરનાર ઉપરના મહાક્ષત્રપ રૂદ્રદામનનો શિલાલેખ ઉકેલતાં, વંચાય છે કે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તની હકુમત હિન્દના પશ્ચિમ કાંઠા સુધી વિસ્તરેલી હતી અને તેના હાકેમ વૈશ્ય પુષ્યગુપ્તે જુનાગઢ નજદિક સુદર્શન તળાવ ખોદાવ્યું હતું; તેની મરામત કરાવ્યાની ઉપરોક્ત શિલાલેખમાં નોંધ કરેલી છે. અશોકના આદેશો એજ શિલાલેખ ઉપર કોતરેલા છે, એ મૌર્યસત્ત અહિં પ્રવર્તતી, એને પુષ્ટિ આપે છે.

આ પ્રદેશમાંથી મળી આવતા સેંકડો ગ્રીકો-બાક્ટ્રિયન સિક્કાઓના આધારે એવું અનુમાન કરવામાં આવેલું છે કે એલેકઝાંડરના અવસાન પછી, એના સરદારો જે પાછળ રહેલા અને જેમણે હિન્દની સરહદ ઉપર ગ્રીક સત્તા સ્થાપેલી, તેમની હકુમત સૌરાષ્ટ્રમાં પણ ચાલતી. તે પછી શક જાતિનું પ્રાબલ્ય વધતાં તેમના હાકેમો-ક્ષત્રપોએ લગભગ ત્રણસો વર્ષ ગુજરાતમાં રાજ્ય કર્યું હતું. એ ક્ષત્રપ વંશના હજારો સિક્કા અને સંખ્યાબંધ તામ્રપત્રો અને શિલાલેખો મળી આવેલા છે, તે ઉપરથી એ ક્ષત્રપ રાજકર્તાઓનો ઈતિહાસ પુરાતત્ત્વવિદોએ ઉપજાવી કાઢ્યો છે; અને એમ માલુમ પડયું છે કે વચમાં થોડાંક વર્ષ ત્રૈકુટક રાજાઓએ ક્ષત્રપો પાસેથી ગુજરાતની રાજ્યસત્તા પડાવી લીધી હતી પણ એ ક્ષત્રપ વંશનો છેવટનો નાશ તો સને ૪૧૦ માં ચંદ્રગુપ્ત બીજાએ કર્યો હતો. એ ગુપ્ત રાજાએ ગુજરાતને સર કર્યું ખરૂં પણ ગુપ્ત સામ્રાજ્યનો અમલ અહિં લાંબો સમય ટકેલો જણાતો નથી. અને એ વંશના સ્કન્દગુપ્તના ગિરનાર ઉપરના લેખમાં એમ દર્શાવેલું છે કે કુમારગુપ્તના આખર વર્ષોમાં વિદેશી હૂણ જાતિએ હિન્દ ઉપર આક્રમણ કરતાં સ્કન્દગુપ્તે તેમને હરાવીને, ગુપ્ત સામ્રાજ્યનું રક્ષણ કર્યું હતું. પણ અંતે સ્કન્દગુપ્ત સાથે ગુપ્ત સામ્રાજ્યનો લોપ થયો હતો; અને તેમના પછી ગુજરાતમાં વલ્લભી રાજાઓની સત્તા જામી હતી. એ વલ્લભીઓ કયી જાતિના હતા એ હજુ નક્કી થયું નથી. પણ તેઓ વિદેશી હતા, તેમાં સંદેહ નથી. વલ્લભીઓનો નાશ આરબોના હાથે થયો હતો; પણ તેઓ પગ બાંધીને અહિં સ્થિર થયેલા નહોતા.

દક્ષિણના રાષ્ટ્રકૂટોએ પણ આપણા પ્રાન્તમાં પગપેસારો કરેલો અને તેમનો રાજ્ય વિસ્તાર વધારેલો પણ તે થોડા સમયને માટે અને એ અમલની ગુજરાતમાં સ્થાયી અસર થવા પામી નહોતી.

એ અરસામાં પંચાસરમાં ચાવડાનું રાજ્ય હતું; સામંત જયશિખરનો પરાભવ ભુવડના લશ્કરે કર્યો અને તે રણમાં પડ્યો; એ વૃત્તાંત સાંભળીને તેની સગર્ભા રાણી રૂપસુંદરીએ જંગલમાં આશ્રય લીધો. અહિં તેને પુત્ર પ્રસવ્યો, તેનો જન્મ વનમાં થવાથી તેનું નામ એક યતિએ વનરાજ પાડયું. મામાની સહાયથી ઉમર લાયક થતાં તેણે નવું પાટનગર પાટણ વસાવી, ત્યાં ચાવડાઓની ગાદી સ્થાપી વગેરે સઘળી હકીકત આપણે જૈન પ્રબંધો ઉપરથી જાણીએ છીએ.

પણ એ જયશિખરનો પૂર્વ ઈતિહાસ શો હતો ? ભુવડની રાજધાનીનું કલ્યાણ તે કયુ અને કયા આવ્યુ હતું ? જયશિખર શુ એ ભુવડનો સામત હતો ? બન્ને વચ્ચે લડાઈ શા કારણે ઉદ્ભવી ? એ બધી બાબતો અણઉકેલ રહેલી છે એટલુ જ નહિ, પણ એ ચાવડાઓની જાતિ વિષે પણ કશી ચોક્કસ માહિતી મળતી નથી એ વશના છેલ્લા રાજા સામત સિહને કાંઈ સતાન ન હોવાથી ચાવડાની ગાદીએ તેનો ભાણેજ મૂળરાજ સોલકી આવ્યો હતો સોલકીઓ ગુર્જર જાતિના હતા એવો આપણા પ્રાચીન ઈતિહાસના અભ્યાસીઓનો અભિપ્રાય છે એ ચાવડા અને સોલકીઓ, ઉપર મુજબ લગ્નથી જોડાઈ શકતા એ જોતા, એ જાતિઓ વચ્ચે નિકટનો સબધ હોય, એ સભવિત છે

આપણા ઈતિહાસમા એ જાતિઓ રાજપુત હિંદુઓ તરીકે ઓળખાય છે, પણ તેમનો પૂર્વ વૃત્તાત સમગ્ર રીતે વિચારતા, તેઓ વિદેશી હતા એ કથન કાંઈક વજુદવાળુ લાગે છે

આપણે અહિં એ વિસરવુ ન જોઈએ કે સોલકી વશના રાજાઓએ ગુજરાતનો વિજય વાવટો દેશમા ચોદિશામા ફરકાવ્યો હતો, એટલુજ નહિ પણ આસપાસના પ્રાન્તો ઉપર તેમનો પ્રભાવ પાડી ગુજરાતનુ સ્વામિત્વ સ્વીકારવા એ મુલકના રાજાઓને ફરજ પાડી હતી વળી એ સોલકી યુગમા ગુજરાત આબાદ અને સમૃદ્ધ થવા પામી, પૂર જાહોજલાલીમા આવ્યુ હતું અને પ્રાન્ત બહાર તેની પ્રતિષ્ઠા પડવાથી જે તે રાજ્યો એમનું સન્માન કરતા હતા અને એ બહારના લોકોએ, સોલકીઓના રાજ્યનો નિર્દેશ કરતા, તેમના આધિપત્ય નીચેના પ્રદેશને, તેઓ મૂળ ગુર્જર જાતિના હોઈને, ગુજરોનું રાષ્ટ્ર, ગુજરાત એવુ નામ આપ્યુ હતું તે અગાઉ આ પ્રદેશનુ નામ ગુજરાત નહોતુ, એ અન્ય આધારો ઉપરથી જાણી શકાય છે

આ રજપુત રાજ્યનો અત સન ૧૨૯૭ મા અલાઉદ્દીન ખીલજીના હસ્તે થવા પામી ગુજરાતમા મુસ્લિમ રાજ્ય સ્થપાયુ હતુ અને મુગલ બાદશાહ અકબરે તેમની પાસેથી જીત્યુ હતુ તે પછી મરાઠાઓએ મુગલ હાકેમોને હરાવી, ગુજરાત હસ્તગત કર્યું હતુ, અને છેવટે ગુજરાતનો કબજો અગ્રેજોને હસ્તક કેવા સજોગોમા અને કવી તરકીબોથી આવ્યો હતો, એ બધી હકીકત પહેલા ખડમા વર્ણવવામા આવી છે

આપણો ગુજરાત પ્રાન્ત, પ્રસ્તુત સિંહાવલોકન ઉપરથી, જોઈ શકાય છે કે છેક ઐતિહાસિક સમયથી, ભિન્ન ભિન્ન વિદેશી સત્તાઓની ઝુંસરી નીચે ચાલુ દબાયલો રહેલો છે, પણ થોડાક વર્ષોથી, ગુજરાતી પ્રજામા નવુ દૈવત આવી, તે સ્વરાજ્ય માટે તૈયારી કરી રહી છે, અને તેનું ભાવિ ઉજ્જ્વળ દેખાય છે

મેલકીઓના અમલ પૂર્વે જે પ્રદેશને આપણે ગુજરાત તરીકે પિછાનીએ છીએ તેનું એ નામ નહોતુ, એમ જુના લેખોના આધારે પૂરવાર થાય છે

ગિરનાર ઉપરના મહાક્ષત્રપ રૂદ્રદામનના શિલાલેખમા તેના રાજ વિસ્તારનુ વર્ણન કરેલુ છે, અને જુદા જુદા દેશોના નામો જેવા કે આનર્ત સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સૌવિર વગેરે દર્શાવેલા છે, તેમા કોઇ પણ સ્થળે ગુજરાત વા ગુર્જર પ્રદેશ એવો કોઈ ઉલ્લેખ મળતો નથી, માત્ર છઠ્ઠા સૈકામા લખાયલુ બાણ રચિત હર્ષચરિત્ર મળે છે, તેમા એ "ગુર્જર પ્રજા" શબ્દ પહેલવહેલો વાચવામા આવે છે અને તેમાં નોંધેલી વિગતના આધારે એ ગુર્જરોનુ રાજ્ય રાજપૂતાણામા હતુ, એવી પ્રતીતિ થાય છે

એ વિષયમા જે ઐતિહાસિક અન્વેષણ થયલુ છે, તેનો આશય મુનિશ્રી જિનવિજયજીએ, સક્ષેપમા પણ સિલસિલાબધ અને સુન્દર ભાષામા આપેલો છે, એ અત્રે ઉતારીશુ—

"સારાયે સસ્કૃત સાહિત્યમા એ જ પ્રથમ ગ્રથ (હર્ષ ચરિત્ર) છે, જેમા ઐતિહાસિક યુગના આર્યાવર્તના એક મહાન સમ્રાટનં, ઈતિહાસની દષ્ટિએ પ્રમાણભૂત કહી શકાય તેવુ ક્રમબદ્ધ ચરિતવર્ણન, વ્યવસ્થિત રૂપે કરવામા આવ્યુ છે, અને એ જ ગ્રથમા સૌથી પ્રથમ "ગુર્જર" એ શબ્દનું આપણને એક વાર દર્શન થાય છે એની પહેલાના ભારતીય સાહિત્યમા એ શબ્દ ક્યાએ દષ્ટિગોચર થતો નથી ગુજરાતની સસ્કૃતિના મહાવૃક્ષનો પ્રથમ અકુર આપણને એમા દેખાય છે ચક્રવર્તી હર્ષથી એક બે સૈકા પહેલા જ ગુર્જરો પજાબમાથી સિંધના રસ્તે થઇ અર્બુદાચલની પશ્ચિમે આવેલા, મરૂ ભૂમિના ભિન્નમાળના પ્રદેશમા આવ્યા અને ત્યા તેમણે પોતાના સ્મરણીય થાણા નાખ્યા પુરાણકાળથી પ્રસિદ્ધ એ મરૂ ભૂમિ ગુર્જરોના વસવાટને લીધે અને ગુર્જરોથી રક્ષિત થવાના કારણે તે કાળથી ગુર્જર ભૂમિ યા ગુર્જરત્રાના નામે ઓળખાવા લાગી ભિન્નમાળ,

જે પૂર્વે એક જાતની ભિલ્લોની પરી હતી એ ગુર્જર રાજધાની બની, અને ત્યાંનો રાજા એ ગુર્જરરાજ કહેવડાવા લાગ્યો. ગુજરાતના વ્યક્તિત્વનું એ અસલ ગર્ભસ્થાન. ગુજરાતની સંસ્કૃતિના જીવનનો એ ગર્ભકાળ."*

આ ગુર્જર જાતિનું એક ટોળું લાટ પ્રદેશ તરફ ગયું તેણે ભરૂચમાં રાજ્ય સ્થાપ્યુ હતુ, અને પાછળ જણાવ્યા મુજબ સોલંકીઓ પાટણની રાજગાદીએ બેસતાં, તેમના યશસ્વી રાજ્ય અમલ દરમિયાન, એમની જાતિ ઉપરથી વિશિષ્ટ નામ તરીકે આપણા પ્રાન્તનું ગુજરાત નામ પડયુ હતું; અને તેના સમર્થનમાં વધુ પુરાવા તરીકે, એ વિષયમાં સ્વર્ગસ્થ નરસિંહરાવ જે છેવટના નિર્ણય ઉપર આવ્યા હતા, તે, એમના તાજેતરમાં પ્રસિદ્ધ થયલા "ગુજરાતી ભાષા અને સાહિત્ય" નામક ગ્રંથમાંથી ઉધ્ધૃત કરીશું:

"આ ભરૂચના કહેવાતા ગુર્જરોને, ત્હેમની સત્તા અલ્પકાલિક હતી, તેઓ ન્હાનાસના ખડિયા રાજાઓ હતા, અને ત્હેમનું આધિપત્ય લાટમાં હતુ, ઉત્તર ગુજરાતમાં નહિ; એ ત્રણ કારણથી પડતા મૂકીશું અને રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરના નિર્ણય અનુસાર ગુર્જરોનું ગુજરાતમાં આગમન સોલંકીઓના પ્રવેશ સમયથી શરૂ થાય છે એ મત સ્વીકારીશું તો હરકત નથી."×

વળી દી. બા. કેશવલાલ ધ્રુવે, બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી વ્યાખ્યાન આપતાં, ગુજરાતી ભાષાનો આરંભકાળ, મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના સમયથી બતાવ્યો છે, તે એનું સમર્થન કરે છે અને એને બંધબેસતો થાય છે.

એ વિદેશી જાતિઓએ આપણા દેશમાં કાયમ વસવાટ કરતાં હિન્દુ ધર્મનો અંગિકાર કર્યો હતો; સાથે સાથે તેના પ્રચાર અને ઉત્તેજન સારૂં પણ ઘણું કર્યુ હતુ. સોલંકી રાજાઓ, મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળે આપણા પ્રાન્તના બે પ્રધાન ધર્મો–શૈવ અને જૈન–સારૂ જે સંગીન કાર્યો કરેલાં છે તે સુવિદિત છે; અને તે વિષે વિવેચનની જરૂર રહેતી નથી.

એમના સમયમાં ગુજરાતની સીમા પૂર્વમાં મેવાડ, ઉત્તરમાં આબુ, પશ્ચિમમાં સોરઠ અને કચ્છનો પ્રદેશ અને દક્ષિણમાં ભરૂચ સુધી, લંબાઇ હતી. તે અદ્યાપિ પર્યંત, અનેક ઉથળપાથલો, ફેરફારો થયા છતાં ચાલુ છે.

---

* ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી સન. ૧૯૩૩, પૃ ૧૦, ૧૧.

× ગુજરાતી ભાષા અને સાહિત્ય, પ્રથમ ભાગ, પૃ. ૩૭

ગયા સૈકામાં ગુજરાતના સીમાડાની રેખા દોરતાં, કવિ નર્મદાશંકરે તેનું નીચે મુજબ વર્ણન કર્યું હતું:—

"ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ–
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત! *

કેટલાક ગુજરાતને કાઠિયાવાડ અને કચ્છથી જૂદું પાડે છે; પણ તેમની માન્યતા ઐતિહાસિક દૃષ્ટિએ વાસ્તવિક લાગતી નથી. સોલંકીઓએ એ પ્રદેશને જીત્યો હતો; અને તે પહેલાં રૂદ્રદામન અને સ્કન્દગુપ્તના સમયમાં તે આખો પ્રાન્ત એક સત્તા નીચે હતો; એટલું જ નહિ પણ એ સૌ એક જ ભાષા અને સાહિત્ય, ઈતિહાસ અને સંસ્કૃતિથી સંકળાયલા છે; એટલે તેમને નોખાં પાડવાનો કશો અર્થજ નથી; કવિઓ જે દ્રષ્ટા કહેવાય છે, તેમણે તેમાં સળંગતા અને એકતા જ નિહાળી છે; અને આપણા મહાકવિ ન્હાનાલાલે "ગુજરાત" વિષે એક સરસ ભાવવાહી કાવ્ય રચ્યું છે; તેમાં એ સમગ્ર પ્રદેશની પ્રજાનાં લક્ષણો એમની મનોવેધક અને મનોરમ્ય શૈલીમાં નીચે મુજબ વર્ણવ્યાં છે:—

"સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,
ખંડ ખંડ વિસ્તરેલા હિન્દી
મહાસાગર મહારેલ,
તીર તીર જઈ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;
મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ.
ધન્ય હો ' ધન્ય જ પુણ્ય પ્રદેશ.

* જુઓ નર્મ કવિતા.

પરન્તુ એટલાથી સંતોષ થયો ન હોય અને વાસ્તવિક રીતે ગુજરાતીઓએ "પૃથ્વી વિશાળ" માં પોતાના ડેરા નાંખેલા છે, એ લક્ષમાં લઈને આપણા બીજા એક લોકપ્રિય કવિ પારસીબંધુ ખબરદારે ગાયું છે કે,

"જ્યાં જ્યાં ગુજરાતની બોલી, ત્યાં ત્યાં ગૂર્જરીની મ્હોલાત.
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદા ગુજરાત."

છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ગુજરાતી બોલતી પ્રજાની સંખ્યા આશરે એક કરોડ અને એંશી હજારની નોંધાયેલી છે. અને તે મ્હોટે ભાગે પશ્ચિમ હિંદમાં વસેલી છે. પણ તેમાં ધ્યાન ખેંચે એવી બીના એ છે કે એ સંખ્યામાંના ૬૬ ટકા જેટલા દેશી રાજ્યોની પ્રજા છે; અને બીજું જાણવા જેવું એ છે કે આ ગુજરાતીઓ એકલા હિંદના જુદા જુદા ભાગોમાં જ નહિ પણ દરિયાપાર દૂર દૂરના પ્રદેશોમાં પ્રસરેલા છે. ગુજરાત બહાર પણ હિંદમાંના એવા ગુજરાતીઓના વસવાટોને આપણે બૃહદ્ ગુજરાત તરીકે અને હિંદ બહારના દરિયા પારના અને છેક આપેના ગુજરાતીઓનાં થાણાંઓને બૃહદ્દતર ગુજરાત તરીકે ઓળખાવીને રાચીએ છીએ, પણ તે સંબંધમાં એક કડુ ફરિયાદ નોંધવી જોઈએ કે પરદેશ સેવતા એ ગુજરાતીઓની જરૂરિયાતો, મુશ્કેલીઓ અને મુંઝવણો પ્રતિ આપણે ઘણુંખરું દુર્લક્ષ સેવીએ છીએ.

તેની બીજી વિશિષ્ટતા એ છે કે ગુજરાતી પ્રજા એક જાતિ વા ધર્મની બનેલી નથી. તેનું મિશ્રણ પચરંગી છે, તેની રચનામાં હિન્દુ, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તિ, જૈન, ખોજા, મેમણ, વહોરા, ભાટીઆ, લુહાણા, કપોળ વગેરે ભિન્ન ભિન્ન આચારવિચાર, ધર્મ અને સંસ્કૃતિવાળી જાતિઓ અને કોમોનો સમાવેશ થયેલો છે, તે સઘળાં પોતાને ગુજરાતના સંતાનો કહેવડાવવામાં મગરૂરી અને માન સમજે છે; તેથી કવિ નર્મદે ગુજરાતીની વ્યાખ્યા કરતાં જણાવ્યું હતું, કે,

"વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા આતનલું તે ભાઈ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.
"તેની તેની છે ગુજરાત."

એ માતૃભૂમિનો સંદેશો છેલ્લાં સત્યાગ્રહ યુદ્ધના પ્રસંગે ગુજરાતી પ્રજાને પહોંચાડતા કવિશ્રી ખબરદારે ઘોષણા કરેલી તેમાં કહ્યું હતું, કે,

"એવા એ ગુર્જર મતાનો !

હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તિ, બૌદ્ધ કે જૈન ચહેલ,
ભુજશુ ભુજ ભીડીને આવો, એક જ પ્રેમ તણી છો વેલ !
એ ગુજરાત ! એ ગુજરાત !

સોલંકી યુગના ગુજરાતને ગુજરાતના ઈતિહાસમા આપણે ઉજ્જવળ અને ગૌરવવંતો વર્ણવ્યો છે, પણ દેશમા જૈન ધર્મની અસરથી અહિંસાનું વાતાવરણ જામતા ગુજરાતી પ્રજા રફતે રફતે નિ:સત્વ અને કાયર બનતી ગઈ, અને સામો અભય પરાધીન સ્થિતિમા મૂકાતા તેનુ જ્ઞાનતેજ નાશ પામ્યુ માત્ર વ્યાપાર વડે તેનું વ્યક્તિત્વ જુદુ તરી આવતુ, અને એ વેપાર અર્થે ગુજરાતીઓ દેશપરદેશ ભેવતા તેમ દરિયાઈ મફરો ખેડતા એ જાણીતી વાત છે.

ગુજરાતની જમીન રસાળ અને ફળદ્રુપ છે, તેના કેટલાક ભાગને ચારૂતર અને વાડીની ઉપમા અપાય છે, પણ ગુજરાતી પ્રજાનો પ્રધાન વ્યવસાય વેપાર છે, વૈસ્યવૃત્તિ, તેનું મ ચાલક બળ છે, અને તેની એ વૃત્તિ, એના સાહસિક સ્વભાવને લઈને, એની વ્યવહારકુશળ બુદ્ધિના પરિણામે, તેનો કરકસરીઓ વહીવટ અને દુર દેશીભરી નજર અને શાણપણના કારણે, વિકસીને ખૂબ ખીલી અને દીપી ઉઠેલી છે, અને તે વડે ગુજરાતી પ્રજાની મહત્તા અને વિશિષ્ટતા છે

દેશમા અગ્રેજોનો અમલ સ્થાપિત થતા, સુલેહ શાંતિ અને સનામતી દાખલ થયા આપણામાના મુત્સદી વર્ગના નાગર, કાયસ્થ, બ્રાહ્મણ વગેરે નવુ અગ્રેજી શિક્ષણ લઇ સરકારી નોકરીઓમા જોડાવા લાગ્યા; વેપારીઓ પણ સુવ્યવસ્થા અમલમા મુકાતા અને યોગ્ય રક્ષણ મળતા, તેમજ વ્યવહારના સાધનો ખૂલતા અને ખીલતા નવા અને મોટા સાહસો ખેડવા લાગ્યા, અને જમીન મહેસુલનું ધોરણ મુકરર થતા અને બીજી હાડમારીઓ દૂર થતા ખેડુત વર્ગ પણ કાંઇક રાહતનો દમ લેવા લાગ્યો, એટલુજ નહિ પણ તેની દૃષ્ટિ સમીપથી અંધકારનો પડદો ખસતા, પ્રજા નવી દૃષ્ટિની દિશા ઉઘડતી જોવા લાગી અને પાશ્ચાત્ય કેળવણી અને વિચારનો તેના જીવન ઉપર પાસ લાગતા તેમના માનસમા જબરૂં પરિવર્તન થવા લાગ્યું. ત્યારથી તેને લાગ્યુ કે દેશમા ગમે તેવું સુરાજ્ય હોય તોપણ તે સ્વરાજ્યની તુલે ના આવે, અને એ વિચાર ભાવનાને ઉત્તેજે અને દૃઢ કરે એવા બનાવો વીસમી સદી બેસતા જ એક પછી એક બનવા પામ્યા હતા.

સન ૧૯૦૧ નું વર્ષ શરૂ થતાંજ ઇંગ્લાંડના ઇતિહાસના સુવર્ણ-યુગનો લોપ થતો હોય એમ ભલાં મહારાણીશ્રી વિક્ટોરિયાનું અવસાન થયું. તેની પહેલાંના ચાર પાંચ વર્ષો હિંદુસ્તાન માટે બહુ ખરાબ ગયાં હતાં. દુકાળ અને પ્લેગે પ્રજાની ભારે ખુવારી કરી હતી. એ આફતો જમદૂતનું સ્મરણ કરાવતી, ખરેખર, દૈવી કોપ સમાનજ હતી.

તે અરસામાં ઇંગ્લાંડ અને દક્ષિણ આફ્રિકા વચ્ચે, એક બીજાની સત્તા પરત્વે એક તુમુલ યુદ્ધ જામ્યું હતું. એ દેશમાં વસતા હિંદીઓની તેમના હિત અને હક્કનું, અંગ્રેજોનો વિજય થયે, રક્ષણ થશે એવી સામાન્ય માનતા બંધાઈ હતી; પણ તે પછીના ઇતિહાસે બતાવી આપ્યું હતું કે એ સઘળી ભ્રમણા માત્ર હતી; અને તેનો ઉદ્દેશ, હિંદુસ્તાનને સ્વરાજ્ય મળે, થવા પામે, એવો અભિપ્રાય દૃઢ થયો હતો. આપણા સારા નસીબે મહાત્મા ગાંધીજી તે સમયે દક્ષિણ આફ્રિકામાં વસતા હતા; તેમને આ હિંદીઓ પ્રત્યેનો ગોરાઓનો રંગદ્વેષ ખૂબ સાલતો, પણ જ્યારે ગિરમિટો પાસે અંગુઠાના નિશાનો કરાવી તેમ તેમના પર ( પોલ ટેક્ષ ) માથાવેરો નાખવાનો દક્ષિણ આફ્રિકાની સરકાર તરફથી પ્રયાસ થયો ત્યારે એ અન્યાય તેઓ સહન ન કરી શક્યા, અને એ કાયદામાં એમણે હિંદીઓનું સ્વમાન હણાતું જોયું, એટલે તેની સામે થવા સત્યાગ્રહનું મજબ પણ અહિંસક શસ્ત્ર પહેલવહેલું ત્યાં અજમાવ્યું, અને તેની ખૂબ જ અસર થવા પામી હતી. હિંદીઓના સંગઠનનું એ પ્રથમ પગલું હતું; અને એ બનાવે હિંદીઓ ત્યારપછી પરદેશમાં વસતા પોતાના બંધુઓના હક્ક અને હિતના પ્રશ્નો પરત્વે જાગૃત અને વિચારતા થયા છે.

રૂસો જાપાનિસ યુદ્ધ પણ તે અરસામાં જાગેલું; અને જાપાનનો તેમાં વિજય થતાં પૂર્વના દેશોની પ્રજામાં નવીન સ્ફૂર્તિ આવી હતી; અને તુર્કી, ઇરાન, ઇજિપ્ત, વગેરે દેશો આઝાદી માટે પ્રવૃત્ત થયા હતા. હિન્દ પણ એ અસરમાંથી મુક્ત રહી શકે એમ નહોતું. સ્વાતંત્ર્યના વિચારો કોને ન આકર્ષે ? હિન્દુસ્તાનનું વાતાવરણ આ પ્રમાણે ઉષ્ણ હતું, તેને લૉર્ડ કર્ઝનની મનસ્વી અને અન્યાયી રાજનીતિએ વધારે ઉશ્કેર્યું હતું. પ્રથમ તો એશિયાવાસીઓને અસત્યપ્રિય કહીને તેમણે ભાંડ્યા; બીજું, યુનિવરસિટિનો કાયદો સુધારી ઉંચી કેળવણીનું પ્રવેશ દ્વાર હિન્દીઓ માટે મુશ્કેલ કરી મૂકવાનો પ્રયત્ન કર્યો; અને નવી જાગૃતિને ખાળવા એ બધા પ્રયત્નો પુરતા થતા ન હોય એમ માનીને, બંગાળાના

બે ભાગલા પાડીને, ત્યાંની હિન્દુ મુસ્લિમ કોમો વચ્ચે એક પ્રકારનું વૈમનસ્ય ઉભું કરવાનો માર્ગ ગ્રહણ કર્યો હતો, એ અખતરો જો કે સરવાળે અફળ ગયો હતો; તોપણ તેના પ્રત્યાઘાતથી સમસ્ત દેશમાં ભારે ખળભલાટ ઉદ્‌ભવવા પામ્યો, હિન્દી પ્રજામાં નવું ચેતન આવી તે સાવચેત અને મજબુત બની હતી.

બંગભંગના પગલાને નિવારવા આપણા દેશનેતાઓએ કાંઇ કાંઈ ઇલાજો અજમાવ્યા હતા; તેમાં નીચે દર્શાવેલા મુખ્ય હતાઃ— (૧) રાષ્ટ્રીય ધોરણે પ્રજાકીય કેળવણીની સંસ્થાઓ સ્થાપવી; (૨) પ્રજામાં સ્વદેશીનો પ્રચાર કરવાના અને લોકો સ્વદેશીનું વ્રત ધારણ કરે એવા પ્રયત્નો કરવા; અને (૩) હુન્નરઉદ્યોગ અને વિજ્ઞાનના શિક્ષણ અર્થે પ્રતિવર્ષ સંખ્યાબંધ હિન્દી વિદ્યાર્થીઓને પાશ્ચાત્ય દેશોમાં સ્કોલરશીપો આપીને મોકલવા.

બીજું કાંઈ નહિ તો એ ચળવળથી દેશભરમાં રાષ્ટ્રીય ઐક્યની લાગણી મક્કમ થઈ હતી અને એમાંથી એક વર્ગ એવો ઉભો થયો, જેણે સરકારને અરજી, ઠરાવ કે મેમોરિયલ કરવાની પ્રથામાં સમુળગી શ્રદ્ધા ખોઈ, તેની સામે સીધો સામનો કરવો, એ જ વાજબી માર્ગ છે એવો એમનો નિશ્ચય થઈ તેમણે જૂદો જ પક્ષ રચ્યો, જે ઉદ્દામ વર્ગ તરીકે જાણીતો થયો છે તે પછી રાજકીય ક્ષેત્રમાં દેશે ખૂબ પ્રગતિ કરી છે અને પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપનાપર્યંત આપણે આવી પહોંચ્યા છીએ એ તદ્દન તાજો ઈતિહાસ છે.

ઉપરોક્ત ક્રાંતિકારી બનાવોની ગુજરાત ઉપર પણ બહોળી અસર થવા પામી હતી અને નવા વિચારના વાતાવરણમાંથી ઉછરતી પ્રજા, પ્રોત્સાહન અને પ્રેરણા મેળવી, સ્ફૂર્તિમાન અને આદર્શસેવી બની હતી.

ગુજરાતી પ્રજાની પ્રકૃતિ શાંત અને રાંક ગણાતી. વૈશ્યવૃત્તિ તેનામાં પ્રધાનપણે હોઈને કોઈ પ્રવૃત્તિ આરંભતાં પ્રથમ તેના લાભાલાભ તપાસવાનું એનું વલણ રહેતું, કોઈ ઉતાવળું અને અવિચાર્યું પગલું તે ભાગ્યે જ ભરે.

દેશભરમાં રાજકીય વાતાવરણ તીવ્ર અને ઉદ્વેગી બન્યું હતું અને ઉદ્દામ વિચારવાદી પક્ષનું પ્રાબલ્ય વધતું હતું, તે કબજામાં રહી શકે એ ઉદ્દેશથી કોંગ્રેસના સંચાલકોએ સન ૧૯૦૭ ની કોંગ્રેસ પ્રથમ નાગપુરમાં ભરવાનું નક્કી કર્યું હતું, તે ભયંક જોખમભર્યું માની, ગુજરાત બધી

રીતે સગડમયું અને સલામત થઈ પડશે એવી સમજથી, કોંગ્રેસની બેઠક સુરતમાં ગોઠવી છતાં પણ બદલાયલા સંજોગોમાં તેનો કેવો કરણ રૈન્જ આવ્યો હતો એ આપણે બીજા ખંડમાં જોયલું છે.

મહારાષ્ટ્ર, બંગાળ અને પંજાબે એ સમયે બાલ, પાલ, અને લાલ જેવા સમર્થ અને બુદ્ધિશાળી, નિડર અને હિંમતવાન દેશસેવકો ભારત માતાને આપ્યા હતા; પણ એ કક્ષામાં આવી શકે એવો આગેવાન ગુજરાતને ભાગ્ય નિર્માણ થયો નહોતો. હિન્દના રાજકારણમાં મહાત્માજીએ પ્રવેશ કર્યાં પછી આપણા પ્રાન્તની એ સ્થિતિ પલટાઈ ગઈ છે અને ગુજરાત રાજકીય ક્ષેત્રમાં આજે હિન્દના અન્ય કોઈ પ્રાન્ત સાથે, તેની તપશ્ચર્યા અને ભોગ વડે, નિઃશંક, ઉચ્ચું અને ગર્વભર્યું સ્થાન લઈ શકે.

પરન્તુ તે કાળે દેશમાં જે જાગૃતિ આવી હતી અને પ્રજામાનસમાં પરિવર્તન થઈ રહ્યું હતું તેનો યથાયોગ્ય ઉપયોગ કરવાને અને તેને યોગ્ય રીતે અને પ્રગતિના પથે વાળવાને વિચારવંત નેતાનો અભાવ હતો.

"ઇસ્વિનું વર્ષ ૧૯૦૮" માં સ્વર્ગસ્થ રણજીતરામે લખ્યું હતું, કે "સર્વત્ર સ્ફુરણ પેઠું છે—જાગૃતિનાં ચિહ્ન દૃષ્ટિએ પથે પડે છે;" પણ "ગુજરાતમા નેતા નથી; બંગાળા, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે તેવા નેતા નથી. મુબાઈમાં,અમદાવાદમાં કે દેશી ગન્જ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકધા દેશહિતનું કામ બજાવે છે, પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે. અમે સર્વે ગુજરાતી છીએ,—હિન્દુ, મુસલમાન, પારસી હોવા છતા, ગુજરાતી છીએ,—એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશ નિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે, એવા નેતાની આપણે ત્યાં ખોટ છે."*

તે કથન સાચું હતુ. ગુજરાતી પ્રજાજીવન ગતાનુગતિક મંદ ગતિએ વહે જતું; પણ પ્રજાકીય અસ્મિતા અથવા પ્રાંતના સ્વતંત્ર વ્યક્તિત્વ જેવો વિચારસરણી કોઈને હૈયે વસ્યો નહોતો. પાશ્ચાત્ય જીવન અને સંસ્થાઓનું સામાન્યતઃ અનુસરણ થતું; પણ આપણી સ્થિતિ અને સંજોગો, આપણી પાછલી પરંપરા અને સંસ્કૃતિને અનુકૂળ થાય તેમ જ આપણા પ્રજાજીવનને વિકસાવે અને ઉન્નત કરે, એવો નવીન અને નિરાળો માર્ગ તૈયાર કરવા ભાગ્યે જ કોઈ તત્પર હતુ.

* જુઓ રણજીતરામના નિબંધો, ભા. ૧. પૃ. ૧૯.

એ યુગમહિમા હતો. કોઈ એક વ્યક્તિ વા સંસ્થાને તેનું દોષારોપણ કરવું તે અયુક્ત ગણાય.

સુભાગ્યે ઉછરતા નવયુવાનોમાં તે અરસામાં એવો એક ઉત્સાહી અને આશાવાદી, ભાવનાશાળી અને સ્વપ્નસેવી તરુણ સ્થિર પગલે આગે કૂચ કરી રહ્યો હતો. આપણને એમ લાગે કે નવગુજરાતનું ઘડતર ઘડવાને, જાણે કે પ્રભુએ એમને ટુંક મુદ્દત માટે આપણા વચ્ચે મોકલ્યા હતા. એ તરુણ તે ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા હતા.

નવયુગનાં આંદોલનો એમને મન વસ્યાં હતાં. તદનુસાર ગુજરાતી જીવન ઘડવામાં એમણે જીવનપર્યંત મનોરથો સેવ્યા હતા. રાજકીય ક્ષેત્રમાં તેઓ સુકાની થયા નહોતા; પણ પ્રજા સ્વાતંત્ર્યના તેઓ સાચા હિમાયતી હતા. પ્રજાતંત્રમાં પૂર્ણ શ્રદ્ધા હતી. એ આખા ય પ્રશ્નને તેઓ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતા અને હોમરૂલ લિગની હિલચાલ પ્રવર્તતી હતી તે દિવસોમાં પ્રજાને રાજતંત્રનો ખ્યાલ આપવા એ વિષય ઉપર લખાયલા એક અંગ્રેજી પુસ્તકનો તરજુમો કરી તે લખાણ તેમણે સમાલોચકમાં આપવાનું આરંભ્યું હતું; અને મત ( franchise ) નું મહત્વ અને મૂલ્ય સમજાવતો એક નિબંધ એ માસિકમાં લખ્યો હતો. પણ એમનો પ્રિય વિષય તો 'ગુજરાતની અસ્મિતા' એ હતો. એમને મન ગુજરાત એટલે દક્ષિણમાંદમણથી ઉત્તરમાં આબુ સુધીનો પ્રદેશ અથવા પૂર્વમાં પાવાગઢથી પશ્ચિમમાં દ્વારકા સુધીનો ભાગ નહિ, પણ, તેઓ કહેતા, "ગુજરાત! ગુજરાત કેટલો વિશાળ છે તેનું તમને ભાન છે? તમારે મન-રાજકીય વિચારકોને મન-ગુજરાત માત્ર અમદાવાદથી સુરત સુધીનો છે; પણ ગુજરાત એથી ઘણો વિશાળ છે. કેટલી મ્હોટી વસતી ગુજરાતી પ્રજાની દેશી રાજ્યોમાં તેની તમે ગણત્રી કરી છે? અથવા કરી છે તો દરેક કાર્ય કરતાં નજર આગળ રાખી છે? અને એટલામાં જ ગુજરાત પુરૂ થતુ નથી. ગુજરાત કાનપુરમાં છે, ગુજરાત દિલ્હીમાં છે, ગુજરાત રંગુનમાં છે, ગુજરાત મદ્રાસમાં છે, એમજ નહિ પણ ગુજરાત યુગાન્ડામા છે, ગુજરાત દક્ષિણ આફ્રિકામાં પણ છે. એ ગુજરાતના અભિલાષ તમારે જાણવા જોઈએ. એ ગુજરાતનાં જીવન-અંગો તમારે વિકસાવવાં, સુંદર કરવાં જોઈએ. એટલા મ્હોટા ગુજરાતની તમારે સેવા કરવાની છે."*

---

* જુઓ રણજીતરામના સ્મરણો, બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૨ પૃ. ૫૯

અને જીંદગીભર એ દષ્ટિએ ગુજરાતી પ્રજાને જાગૃત અને એકત્ર કરવા એમની પ્રવૃત્તિ ચાલુ રહી હતી.

શ્રીયુત કનૈયાલાલ મુનશી ગુજરાતની અસ્મિતા જાગૃત કરવા સતત પ્રયાસ કરી રહ્યા છે, પણ એ ભાવનાનું બીજ રણજીતરામના કાર્યોમાંથી મળશે. તે સંબંધમાં કવિવર ન્હાનાલાલ લખે છે, કે 'ગુજરાતની અસ્મિતા' એ શબ્દપ્રયોગ શ્રી. મુનશીજીનો; પણ એ ભાવ શ્રી મુનશીજીએ રણજીતરામમાં સાક્ષાત મૂર્તિવન્ત નિરખેલો, ને ત્યાંથી લીધેલો."** પણ અમારા ધારવા પ્રમાણે એ શબ્દ પ્રથમ રણજીતરામે યોજેલો; અને અમારા ઉપરના એક પત્રમાં તે લખેલો મળે છે; એ પત્ર એમની અનેકવિધ યોજનાઓ અને પ્રવૃત્તિઓ પર સારો પ્રકાશ પાડે છે, તેથી તે અત્રે આખો છાપ્યો છે:—

મુંબાઈ તા. ૧૫–૨–૧૯૧૭

પ્રિયભાઈ,

લાએ ગાળે તમારૂં હૃદય કથન વાંચી આનંદ અને ઉલ્લાસ પામ્યો. 'દિગ્દર્શન પરત્વે મારે આટલાં દષ્ટિબિંદુ રજુ કરવાનાં છે.

(૧) ગુજરાતમાં અસ્મિતા (Consciousness) અને આત્મમાન (Self respect)ના ઉન્મેષ–મહારાષ્ટ્રની પાછળ રહીને નહી પરંતુ ભારતવર્ષના એક અંગ તરીકે પોતાની તૈયારી કરવાની જરૂરનો સ્વીકાર. —પ્રો. ઠાકોર; "ગાંડી ગુજરાત"; સાગ બે લેખો, વસન્તમાં સત્યેન્દ્રરાવને દીધેલો જવાબ અને સમાલોચકમાં આવતા અંકમાં "ગુજરાતની એકતા" વાળો લેખ.

આ વિષય પર ભાષણ ગયે વર્ષે આપ્યું હતું; વસંતમાં પ્રાંતિક પરિષદ્ વિશેના ગ. ઉત્તમલાલભાઈના લેખનો અંતિમ ભાગ; સમાલોચકમાં 'કેળવણી પરિષદ્' વિષેનો મારો લેખ; સંસાર સુધારા પરિષદના પ્રમુખ સ્થાને ગુજરાતીને લાવવાનું દષ્ટિબિંદુ; ગુજરાત કેળવણી પરિષદનો જન્મ; મિ. મુનશીકૃત 'પાટણની પ્રભુતા.'

(૨) રાજ્દ્વારી જીવનમાં ગુજરાતનો અધિક પ્રવેશ.

અમદાવાદની પ્રાંતિક પરિષદ્; મુંબઈ, સુરત, અમદાવાદમાં Home rule leagues. અમદાવાદની ગોખલે સોસાઈટી, લખનૌ કોંગ્રેસમાં

** જુઓ હૃદ્બોધન, પૃ. ૭૪

ગુજરાતીઓની હાજરી. નવસારીમાં મળેલી વડોદરા રાજ્યની પંચાયત પરિષદ–જે હવે પ્રજામંડળ નામે ઓળખાશે. વડોદરામાં પંચાયત પ્રતિનિધિ સભા. મહાત્મા ગાંધીના નિવાસથી અમદાવાદ બનેલું તીર્થ; ઇન્દુલાલનું નવજીવન.'

( ૩ ) સામાજિક સુધારણા પરિષદમાં કરાવેલો ફેરફાર. જ્ઞાતિ મંડળોની પરિષદ, ભરૂચમાં જ્ઞાતિપત્ર તંત્રી સંમેલન; અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયો; મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે સ્થળનાં સ્ત્રી મંડળો ડૉ. સુમન્તનું સુરત અને અમદાવાદમાં કામ.

( ૪ ) કેળવણી–ચરોતર એજ્યુકેશન સોસાઈટીની સ્થાપના, કેળવણી પરિષદ–તેનું કામકાજ, સાર્વજનિક જીવનનો એક મ્હોટો પ્રસંગ, વડોદરા રાજ્યનું કેળવણી કમિશન. મહિલા વિદ્યાલયો; મુંબઈના સ્ત્રી વર્ગો, મેટ્રીક્યુલેશન અને ઉંચી પરીક્ષામાં પાસ થનારી ગુજરાતી કન્યાઓનો વધારો, સુરતમાં કોલેજ; અમદાવાદમાં હિલચાલ; મુંબઈમાં બિસંટ કોલેજ, ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનનું બંધાયલું મકાન અને વધારે મદદ. લોહાણા પરિષદમાં ઉદ્યોગશાળા માટે થયલું ફંડ, ગુજરાત કેળવણી મંડળ, ભગિની સમાજની સ્ત્રી પુસ્તકાલયોની વ્યવસ્થા.

( ૫ ) સાહિત્ય........'વીસમી સદીનું પ્રાકટ્ય' તંત્રી મુસલમાન; સચિત્ર, ગુજરાતી ચિત્રકાર રવિશંકર મહાશંકર રાવળ.

સાહિત્ય પરિષદ ભંડોળની વૃદ્ધિ અને તેમાં પ્રો. ઠાકોરે કરવા ધારેલા ફેરફારો. પુસ્તક પ્રસિદ્ધિ, વર્તમાનપત્રો; ચોપાનિયાં; ભાવનગર રાજ્યનું મફત 'વિક્રમ' (પત્ર); રંગભૂમિ પર વિભાકરનાં નાટકો–'સુધાચંદ્ર.'

સમાલોચકનો ખાસ પરિષદ અંક, બોગેન્દ્રરાવનો સર્વત્ર સત્કાર (૧) ગુજરાતી, (૨) સમાલોચક, (૩) સાહિત્ય, (૪) સ્ત્રી બોધ. કેશવલાલ ધ્રુવની વિદ્વતા. ન્હાનાલાલનું 'ગુર્જર સભા'માંનું ભાષણ, એની કલ્પના અને સર્વતોમુખી દૃષ્ટિ, ચીમનલાલ દલાલનું કામ. ફોર્બસ ગુજરાતી સભાએ જૂના ગ્રંથો મેળવવા મણિલાલ બ. વ્યાસને રોકયા તે.

ગુજરાતીઓ–Oxfordના flying Corps માં પારસીને સ્થાન, મિસરમાં ગુજરાતી લશ્કર; કેપ્ટન જોરાવરસિંહ–ગુર્જર સભાએ આપેલું માન, નવા ગુજરાતી સીવીલીઅનો, વડોદરાના ગુજરાતી દિવાન.

અત્યારે યાદ આવ્યાં તે મુદ્દા ટપકાવી મોકલું છું. તમે તમારૂં ભાષણ લખી મોકલી આપશો તો જરા વધારે ધ્યાનથી જે કાંઈ સૂચના

કરવી હશે તે કરીશ, ઈન્દુલાલ ત્યાં હોય તો આ મુદ્દા એને વંચાવી એની સાથે ચર્ચા કરજો.×

એમની દષ્ટિ કેટલી વ્યાપક અને ઉંડી ઉતરેલી હતી, તેનું બીજું દૃષ્ટાંત નોંધીશું.



રણજીતરામ વાવાભાઈ મહેતા

ગુજરાતી બ'કે સમસ્ત હિન્દી પ્રજાને નિર્ભય કરવાનો મહા મૂલો મંત્ર મહાત્માજીએ આપેલો છે, અને અમને યાદ છે કે, ખેડા સત્યાગ્રહની લડત ઉપાડતા પૂર્વે ગુજરાત સભાની મિટિંગ પ્રેમાભાઈ હોલમાં વિચારણા સારૂ રાખી હતી તે પ્રસંગે મહાત્માજીએ સૌને નિર્ભય બનવાનો ખાસ ઉપદેશ કર્યો હતો, અને એ ઉપદેશના પરિણામે ગુજરાતી પ્રજા નિર્ભય અને નિડર બની છે, એ અનુભવસિદ્ધ બિના છે, પણ એ મંત્રનું દર્શન તે અગાઉ ભાઇ રણજીતરામને પણ થયુ હતું, અને તેમણે ગુજરાતની પ્રજામાં

× બુદ્ધિપ્રકાશ, જુન સન ૧૯૨૨, પૃ. ૧૮૩.

રાષ્ટ્રીય ભાવનાનુ સિંચન કરવા સન ૧૯૦૫ માં ગુજરાતીમા લખાયલા દેશભક્તિના કાવ્યોનો એક ન્હાનો સગ્રહ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યો હતો, તે ચોપાનિયાને "નિર્ભય ગ્રથમાળા" મણકો, ૧, એવુ નામ આપ્યુ હતુ

નવગુજરાતના પ્રતિનિધિ અને આદર્શસમા ભાઇ રણજિતરામનો જન્મ સુરતમા એમના મોસાળમા સવત ૧૯૩૮, કાર્તિક સુદ બીજના શુભ દિવસે થયો હતો તેઓ વાલ્મિક કાયસ્થ જ્ઞાતિના હતા; અને એમના પિતાશ્રી વાવાભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીમા એન્જીનિયરના હોદ્દા પર લાંબો સમય રહેલા, એટલે રણજિતરામનુ વિદ્યાર્થીજીવન ઘણુખરૂ અમદાવાદમા પસાર થયુ હતુ એ અવસ્થાથી જ એમણે એમના મહાધ્યાયીઓ અને સ્નેહીઓ પર એક અભ્યાસી અને વિચારક તરીકે પ્રબળ છાપ પાડી હતી, તે નીચેની હકીકત પરથી માલુમ પડશે.

શ્રીયુત હરિપ્રસાદ, એ સમયનુ ચિત્ર દોરે છે, કે "હમેશા સાજે અમે મળતા અને ભદ્રના નદી પાસેના તેમના મકાનને ત્રીજે માળે છજામા મોડી રાત વીતતી ત્યા સુધી સાહિત્યની, ઇતિહાસની, સસારની, દેશદેશની વાતો કરતા અથવા વાચેલુ વિચારતા × × × × રણજીતરામ ઘણી વસ્તુઓમા મ્હારા ગુરૂ હતા માત્ર વર્તમાનપત્રોના વાતાવરણમા ઉછરેલુ મ્હારૂ જીવન એમની સાથેના આ સહવાસમા સાહિત્યના અને ઈતિહાસના વિવિધ રગોથી રંગાતુ ગુજરાતી જૂના કવિઓની થોડી કવિતા અગ્રેજી નિશાળના અભ્યાસમા મે જોએલી અને જિજ્ઞાસા પ્રગટતા વધારે વાચેલી પરતુ નવી કવિતાનું એમના સમાગમમા આવ્યો ત્યા સુધી મ્હને ભાન જ નહોતુ રણજીતરામની ન્હાની ન્હાની નોધપોથીમાથી શ્રી મણિશકર ભટ્ટના એમણે હાથે ઉતારેલા કાવ્યો વાચી ન સમજાતા એમની દ્વારા સમજવા યત્ન કર્યો પછી તો ઘણી નવી કવિતા વાચી પણ નવી કવિતા તરફ પ્રેરનાર એ રણજીતરામનુ શરૂઆતમા કવિતા તરફ લક્ષ ઘણુ હતુ કવિતા રચવાનો પણ પ્રયત્ન કરેલો, પણ અશક્તિ સમજાએલી કવિતા—નવી કવિતા એ ઘણીજ ત્વરાથી પૂર્ણ રીતે સમજતા અગ્રેજી અને સસ્કૃત કવિતા અને કાવ્ય ચર્ચાના સારા અભ્યાસનુ એ પરિણામ હતુ કવિતા કરી તો નહિજ શકાય એ વાત સ્હેલથી એમને સમજાઈ. નવી કવિતા દેશના લોકોને સમજાવવાનો એમણે પછી યત્ન કર્યો. એમા એ કેટલે અશે સફળ થયા, એ એમના લેખોમાથી જોઈ શકાય એમ છે. કાવ્ય ચર્ચા પછી ન્હાની વાર્તાઓ લખવાનો અને મ્હોટી વાર્તાઓના ખોખા રચી તેમાથી વાર્તા નીપજાવવાનો

આરંભ પણ તેમણે આ સમયમાં કર્યો હતો. સાહિત્યમાં, જ્યોતિમાં, સુન્દરી સુબોધમાં એમણે ન્હાની વાર્તાઓ લખી છે. ઈતિહાસનું વાંચન અને સંશોધન એ કવિતા અને વાર્તા પછી એમના અભ્યાસ, મનન, અને કાર્ય પ્રદેશનો ત્રીજો વિષય હતો. હિન્દના ઈતિહાસના તથા ગુજરાતના ઈતિહાસના ઘણા અપ્રસિદ્ધ યુગોના સાહિત્યનો અભ્યાસ, બુદ્ધના સમયના ઈતિહાસ વિગેરેનાં પુસ્તકોમાંથી અને શિલાલેખો વિગેરે સાધનો વડે આ સમયથી જાતે કરતા. બીજાં ઘણાં પુસ્તકો સાથે કલ્હણની રાજતરંગિણીનો અભ્યાસ એમણે ૧૯૦૪ માં કર્યો હતો.

લોક સાહિત્યનો અભ્યાસ, સંગ્રહ અને શોધન એ એમનો બીજો પ્રિય વિષય હતો. લોક ગીતોનો એમણે પહેલી સાહિત્ય પરિષદ્ આગળ વાંચેલો નિબંધ અને એમણે પ્રસિદ્ધ કરેલાં લોકગીતો તેની પ્રતીતિ છે. આ અને બીજા અનેક વિષયોમાં જે અભ્યાસ અને મનન એમણે કરેલાં તેનાં બીજ તેમની શાળા અને કોલેજના સમયથી જ વવાયાં હતાં. "×

એ ચિત્ર તદન વાસ્તવ અને સાચું છે, એ આપણે એમના સ્નેહી શ્રીયુત જયસુખલાલે હમણાં જ શરદ વાર્ષિકમાં રણજીતરામનો અંગત પરિચય વર્ણવ્યો છે, તેમાં જોઈ શકીએ છીએ.

તેઓ લખે છે, " આ જીવનમાં રસ લેવાને અને રસ લઇ શકવાને યોગ્ય બનવાને મને રણજીતરામે શીખવ્યું—એકલા મને જ નહિ પણ અનેક મિત્રોને. Jerome નું પુસ્તક Passing of the Third Floor Back ઘણાંએ વાંચ્યું હશે. તેમાંના મુખ્ય પાત્ર જેવી પ્રકૃતિ રણજીતરામની હતી. દરેક વ્યક્તિમાં સારા અંશ શા છે તેનું નિરીક્ષણ કરવું અને તે અંશોને બહાર કાઢી ખીલવવા. એક કવિમિત્ર હતા. રોજ સાંઝે ભેટો થાય ત્યારે તેમને કવિતા લખવાને પ્રેરણા કરવી. સાક્ષર મિત્રો હતા તેમને સાહિત્યમાં વધારે શક્તિ ખીલવવાને કહેવું. અધિપતિઓ થવાને તત્પર બનેલા મિત્રો હતા તેને અધિપતિ બનાવવાની જોખમદારી સમજાવવી. સંસાર સુધારાવાળાઓને સંસાર સુધારા તરફ લઇ જવા. આ પ્રમાણે દરેક ગોપીને મન જેમ કૃષ્ણ પોતાના હૃદયની પ્રેરણાના મૂર્તિમંત બનેલા હતા તેમ રણજીતરામનો દરેક મિત્ર એમ ધારતો કે રણજીતરામ પોતાની ભાવનાની પ્રતિમાસમા હતા."*

× બુદ્ધિપ્રકાશ ૧૯૨૦ જાન્યુઆરી પૃ. ૩-૪.

* શરદ વાર્ષિક.

પ્રસ્તુત કથન લેશમાત્ર અતિશયોક્તિભર્યું નથી. તેની પ્રતીતિ અનેક મિત્રો ઉપર લખેલા તેમના સેંકડો પત્રો વાંચવાથી થશે. તે મ્હોટી સંખ્યામાં મળી આવશે એટલું જ નહિ પણ તે ઘણા મિત્રોને લખેલા માલુમ પડશે; અને રણજીતરામને એમના વાસ્તવિક સ્વરૂપમાં જોવાને, એમની અનેકવિધ યોજનાઓ સમજવાને, તે ઉત્તમ સાધન સામગ્રી પૂરી પાડે છે; એક દાખલો નોંધીશું—

ગુજરાતી પ્રજા જીવનના ઘડતરનો એવો કોઈ પ્રશ્ન નહિ હોય જે એમની નજર બહાર રહ્યો હોય. બાળ સાહિત્યનો પ્રશ્ન છઠ્ઠી સાહિત્ય પરિષદે પ્રથમ ઉપાડયો હતો પણ તે અગાઉ રણજીતરામે એ વિષે વિચાર કરી રાખ્યો હતો. બાળ સાહિત્યના આપણા એક જાણીતા પ્રયોજક અને અનુભવી લેખક શ્રીયુત ગિજુભાઇએ, રણજીતરામ સુવર્ણ-ચન્દ્રકનો સ્વીકાર કરતાં, સ્વર્ગસ્થે એમને એ સાહિત્ય રચવા પ્રેરણા આપેલી તે સંબંધમા નીચે મુજબ ઉલ્લેખ કર્યો હતો—

"બાળ કેળવણીની પ્રવૃત્તિના મૂળ વિષે આજે હું નહિ બોલું; પણ બાળ સાહિત્યની મારી આજની પ્રવૃત્તિના મૂળમા, ખાસ કરીને બાળવાર્તા અને વાર્તા સાહિત્યના મૂળમાં, સ્વ. રણજીતરામની મને પ્રેરણા મળી છે. બાળકને માટે હું વાર્તાનું સાહિત્ય શોધી રહ્યો હતો, બાળવાર્તાના સાહિત્યનો પ્રથમ પ્રથમ પરિચય આશ્ચર્યમુગ્ધ થઇને કરી રહ્યો હતો ને એ સુંદર સાહિત્યને કેમ સંઘરવું, કેટલા અને કેવા વિભાગો પાડવા તેના અસ્પષ્ટ વિચારો ઘડતો હતો તે વખતે મને કોઇએ સ્વ. રણજીતરામ ભળાવ્યા, અને પત્રોદ્વારા તેમજ રૂબરૂ વાતચિતથી મારો કામ કરવાનો માર્ગ ઉઘડયો. તે સૌમ્ય, ગંભીર પ્રસન્નમૂર્તિએ મને કેટલીયે લોક વાર્તાઓની યાદી મોકલી આપી અંગ્રેજી સાહિત્યમા કેવુ કેવુ સાહિત્ય થયુ છે તેની વાતો કરી, મારો પ્રયત્ન પહેલવહેલો જ થશે અને તે ઉપયોગી થશે એવી તેમણે મને ખાત્રી આપી અને મને તે કામ કરવા ઉત્સાહી કર્યો."*

શ્રીયુત ન્હાનાલાલ કવિના શબ્દોમા કહીએ, તો "રણજીતરામ એટલે ઘણાનું પૂછયાનું ઠેકાણું ને મંત્રકરણ સ્થાનક અથવા તો શ્રીયુત રમણલાલ દેસાઈ

• એમનાં એક અપ્રસિદ્ધ આમણમાંથી

* જુઓ હૃદ્બોધન, પૃ ૭૪

જણાવે છે તેમ, અભ્યાસીને તે અભ્યાસ કરવા પ્રેરતા, કવિને તે કવિતા લખવા પ્રેરતા, નવલકથાકારને તે લખવા ઉત્તેજીત કરતા, સહુને ભેગા કરવા મથતા, ભેગા પ્રયાસઘોઘમાથી નવનવા સાહિત્ય વહેણ ઉપજાવવાના સ્વપ્ન સેવતા અને ગુર્જરી સાહિત્યનો તથા ગુર્જર સાહિત્ય દ્વારા ગુર્જર સમાજનો સર્વતોભદ્ર વિકાસ સાધવા કટિબદ્ધ રહેતા સાહિત્ય પરિષદના ઉદ્ભવમા રણજીતરામનો કેટલો હિસ્સો છે એ સૌ કોઈ જાણે છે વ્યક્તિનું સમગ્ર બળ સસ્થામા રેડી તેને સામાજીક-સાર્વજનિક બનાવી વ્યક્તિ તરીકે લુપ્ત થઈ જવુ એ વ્યક્તિની ભારેમા ભારે સેવા એવી સેવા કરનાર ત્રીજી વ્યક્તિઓમા રણજીતરામ મોખરે છે '*

એમનુ અવસાન થયે આ વર્ષ વીસ વર્ષ પૂરા થશે, નવી પ્રજાને એમના કાર્યોની કદાચ્ બરોબર માહિતી પણ નહિ હોય, એમની શક્તિ પૂરી ખીલવા પામે એ પહેલા, ભરજુવાનીમા એઓ દેવલોક પામ્યા હતા, એમણે આદરેલી અનેક પ્રવૃત્તિઓ હજી તો પ્રથમાવસ્થામા હતી, કેટલાક સ્વપ્નો તેઓ સેવતા, તે, તેવીજ દશામા ગુપ્ત વા અણવિકસેલા રહેવા પામ્યા છે, પણ ગુજરાતની સસ્કૃતિ સારૂ જે વિચાર વાતાવરણ એમણે ઉત્પન્ન કર્યું હતુ, ગુજરાતની અસ્મિતા માટે જે પ્રચારમાર્ગ આરભ્યુ હતુ, તેની અસર અદ્યાપિ ભુસાઈ નથી એમની કૃતિઓ વખતે વિસરાશે, પણ એમનુ વ્યક્તિત્વ, એમનો જીવન સદેશ કદાપિ નહિ વિસરાય એમની મહત્તા એમના કાર્ય કરતા એમની ભાવનામા, એમના આદર્શમા, તે પાછળના ત્યાગ અને સેવામા રહેલી છે, જેની સિદ્ધિ અર્થે એમણે પોતાનુ સમગ્ર જીવન અર્પ્યું હતુ

ગાધીજીના આગમન પછી દેશમા સૂર્યોદય થયો છે, એટલે તેના પ્રકાશમા પાછળના તેજ ઝાખા પડે એ સ્પષ્ટ છે, પરતુ એ પૂર્વ ભૂમિકા રચવામા, તેની તૈયારી કરવામા ઉષાના તેજ સમા જે તારાઓએ માર્ગદર્શક થઈ, પ્રજાને પ્રગતિને પથે પ્રેરી છે, તેમને આપણે વિસરી શકીએ નહિ, એવા તેજસ્વી તારાઓમા, શુક્રના તારા જેવા રણજીતરામને ગણાવી શકાય

સાહિત્ય પરિષદ ભડોળ કમિટી તરફથી સ્વર્ગસ્થની યાદગીરી રાખવા "રણજીત કૃતિ સગ્રહ" પ્રકટ થયલો છે, તેની પ્રસ્તાવનામા, રણજીતરામના ગાઢ સ્નેહી અને વર્તમાન ગુજરાતી સાહિત્યના એક

* જીવન અને સાહિત્ય, પૃ ૯૧

પ્રભાવશાળી સર્જક શ્રીયુત કનૈયાલાલ મુનશીએ, એમનાં કાર્ય, અને કૃતિઓની સમીક્ષા કરી, જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે, તે અમે માનીએ છીએ, કે, સર્વમાન્ય થઈ પડશે—

"રણજિતરામ માણસ નહોતા–એક ભાવના હતા. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા (Self Consciousness)ના એ અવતાર હતા. ત્હેનેજ માટે તે જીવતા, ત્હેનેજ માટે ત્હેણે ત્યાગવૃત્તિ ધારી, ત્હેનેજ માટે તે નવાનવા માણસોના સમર્ગમાં આવવા ઝખતા. ત્હેનેજ માટે ગમે તે વેરી એ બધાને એ ભાવનાએ પ્રેરવા મથતા. ત્હેના હૃદયમાં એકજ વિચાર હતો. બંગાળની માફક આપણું સાહિત્ય કયારે સમૃદ્ધિવાન થાય–આપણી કળા કયારે વ્યક્તિત્વ પામે–આપણો ઈતિહાસ કયારે સજીવન થાય–આપણી રાષ્ટ્રીય અને સામાજિક માનુકૂળતા કયારે સંધાય–અ પણી સંસ્કૃતિ કયારે વિજય પામે અને આ બધાને પરિણામે નવિન ગુજરાત કયારે અવતરે. એમની નજર આગળ નવિન ગુજરાત સ્વપ્નુ ન્હોતું–જીવન્ત વ્યક્તિ હતી. એ બધાને પ્રેરતા તો એક લક્ષ તરફ–ગુજરાતના ગૌરવ, એકતાનતા, અસ્મિતા. વિવિધતાથી ભરપૂર ગામેગામના લેખકોનાં. એ–આ ભાવનાના અવતાર–કેન્દ્રસ્થાન હતા. એ ભાવના પ્રસારવી એજ એનો જીવનમંત્ર હતો."×



× રણજીતકૃતિ સંગ્રહ પૃ ૧૯

# પ્રકરણ ૨

## કેળવણીના પ્રયોગો

"सा विद्या या विमुक्तये।

માણુસ બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે તેથી તેનો આત્મા દબાઈ ગયો છે, વિકાસને માટે તેને અવકાશ નથી મળતો આ બધા બંધનોમાંથી જે મુક્ત કરે છે તે જ સારી કેળવણી શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારમાંથી મુક્ત કરે, હાથ પગ વગેરે કર્મેન્દ્રિયોને જડતાથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુક્ત કરે, હૃદયને કઠોરતાથી તેમજ ખોટી લાગણીથી મુક્ત કરે, આખા માણુસને, મનુષ્ય સમાજને પ્રાકૃતિક, સામાજીક, આર્થિક, રાજકીય, બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાંથી મુક્ત કરે, રસવૃત્તિને વિનાસમાંથી મુક્ત કરે, શક્તિને મદમાંથી મુક્ત કરે, આત્માને કૃપણુતા કે અહંકારના પંજા-માંથી મુક્ત કરે, તે જ વિદ્યા તેજ 'કેળવણી'

अज्ञाननावृत ज्ञान तन मुह्यन्ति जन्तव એ વસ્તુસ્થિતિ છે એમાંથી જે મુક્તિ આપે તે વિદ્યા

[ જીવન વિકાસ પૃ ૧૫-૧૬ કાકાસાહેબ કાલેલકર. ]

સને ૧૮૮૨માં હિંદીઓની કેળવણીની સ્થિતિ તપાસી રીપોર્ટ કરવા લોર્ડ રીપને, એક કેળવણી કમિશન હંટરના પ્રમુખપદ હેઠળ નીમ્યું હતું. તેણે, અગાઉના ખંડમાં જણાવાયું છે તેમ, યુનિવરસીટીના શિક્ષણનો આખોય પ્રશ્ન અળગ રાખી, માધ્યમિક અને પ્રાથમિક કેળવણીના સબંધમાં એવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો હતો કે હિંદી સરકાર પ્રાથમિક કેળવણીના પ્રચાર અને વિસ્તાર અર્થે તેની સાધન સંપત્તિ અને શક્તિઓનો મુખ્યત્વે વ્યય કરશે અને માધ્યમિક અને ઉંચી કેળવણીના ક્ષેત્રમાં જીલ્લાવાર એકેક નમુનેદાર હાઈસ્કુલ અને કોલેજ ચલાવી, એવી બીજી સંસ્થાઓ કાઢવા ખાનગી સાહસ અને સાર્વજનિક સંસ્થાઓને ઉત્તેજન આપશે હિંદી પ્રજાની કેળવણીની જવાબદારી રાજ્યને શિર હતી અને તે કાર્યમાં પ્રજાનો સહકાર અને સાથ સરકારે ઇચ્છયો એ આપણે ખુશી થવા જેવું હતું અને એ કેળવણી નીતિનું પરિણામ, ખાનગી સાહસને અવકાશ

આપતાં, સુંદર આવ્યું છે, એ તે બીનસરકારી–ખાનગી કેળવણી સંસ્થાઓનો ઈતિહાસ કહી આપે છે.

પરન્તુ પ્રાથમિક કેળવણીની બાબતમાં હિન્દી સરકારે જે નીતિ ધારણ કરી હતી, તે નિષ્ફળ નિવડી છે, એમ આપણે સખેદ કહેવું પડશે.

તે સમયે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ–મ્યુનિસિપાલેટી અને જીલ્લા લોકલ બોર્ડ નવાં સ્થાપવામાં આવ્યાં હતાં અને હિન્દી સરકારે પ્રાથમિક કેળવણી આપવાનું પોતે સ્વીકાર્યું હતું, અને તેની જવાબદારી એ સંસ્થાઓ–local authorities ઉપર નાંખી પણ તેમને તે કાર્ય સારૂ પુરતી નાણાંની જોગવાઈ કરી આપી નહોતી, તેમજ તેનું તંત્ર–વહિવટ, કબજો અને દેખરેખનું કાર્ય સામાન્યતઃ સરકારી કેળવણી ખાતા હસ્તક રહેવા પામ્યું હતું, તે કારણે પણ, ઉપરોક્ત સ્થાનિક સંસ્થાઓ ફક્ત યંત્રવત વિધિપુરઃસરનું કામકાજ કરતી; તે પ્રદેશમાં નવા નવા અખતરાઓ કરવા અથવા તેનું ક્ષેત્ર વિકસાવવા અથવા પ્રગતિ સાધક પગલાં ભરવા તેના સંચાલકોને ભાગ્યેજ સવડ કે અવકાશ મળતો. આવો દ્વિહસ્થુ વહિવટ નીરસ થઈ પડે અને તેના કામકાજમાં મંદતા આવે એ દેખીતું છે. ખરી રીતે સરકારને એ વિષયમાં લાગણી જ નહોતી; સરકારી કેળવણી ખાતું સ્થપાયે એંસી વર્ષ પૂરાં થયાં છે, તથાપિ પ્રજાના અક્ષર જ્ઞાનનું પ્રમાણ માત્ર નવ ટકાએ પહોંચે એ શું બતાવે છે ?

પ્રાથમિક કેળવણીના પ્રશ્ન વિષે આગળ જતાં કહેવાનું આવે છે, એટલે આપણે હાલ તુરત હિન્દી સરકારે માધ્યમિક અને ઉંચી કેળવણી આપવાનું દ્વાર ખાનગી સાહસ માટે ખુલ્લું મૂકતાં, તેમાં કેવી અને કેટલી પ્રગતિ થવા પામી છે, તે તપાસીશું.

અંગ્રેજી શિક્ષણનો પ્રચાર ધીમે ધીમે વધતો હતો પણ એ અરસામાં સરકારે માધ્યમિક શાળાઓની ફીનુ ધોરણ વધાર્યું, એ ગરીબ અને મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ માટે મુશ્કેલ થઈ પડયું અને એ શિક્ષણ લેતાં અટકી પડે એવી પરિસ્થિત ઉભી થઈ હતી.

પણ હંટર કમિશનની ભલામણ અનુસાર ખાનગી વ્યક્તિઓને અંગ્રેજી શાળાઓ કાઢવાની છૂટ મળતાં, ઉપર દર્શાવેલી સ્થિતિ દૂર કરવા સુરત, ભરૂચ અને અમદાવાદમાં નવી હાઈસ્કુલો સ્થાપવા તજવીજ થઈ હતી અને અમદાવાદે તો હાઇસ્કુલ ઉપરાંત એક કોલેજ સુદ્ધાં ઉઘાડી હતી.

## પ્રકરણ ૨

# કેળવણીના પ્રયોગો

" सा विद्या या विमुक्तये ।

માણુસ બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે તેથી તેનો આત્મા દબાઈ ગયો છે, વિકાસને માટે તેને અવકાશ નથી મળતો. આ બધા બંધનોમાથી જે મુક્ત કરે છે તે જ સારી કેળવણી. શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારમાથી મુક્ત કરે, હાથ પગ વગેરે કર્મેન્દ્રિયોને જડતાથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુક્ત કરે, હૃદયને કઠોરતાથી તેમજ ખોટી લાગણીથી મુક્ત કરે, આખા માણુસને, મનુષ્ય સમાજને પ્રાકૃતિક, સામાજીક, આર્થિક, રાજકીય, બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાથી મુક્ત કરે, રસવૃત્તિને વિલાસમાથી મુક્ત કરે, શક્તિને મદમાથી મુક્ત કરે, આત્માને કૃપણુતા કે અહંકારના પંજા-માથી મુક્ત કરે, તે જ વિદ્યા તેજ ' કેળવણી '

अज्ञानेनावृतं ज्ञान तेन मुह्यन्ति जन्तव. એ વસ્તુસ્થિતિ છે. એમાથી જે મુક્તિ આપે તે વિદ્યા

[ જીવન વિકાસ પૃ ૧૫-૧૬ કાકાસાહેબ કાલેલકર. ]

સને ૧૮૮૨મા હિંદીઓની કેળવણીની સ્થિતિ તપાસી રીપોર્ટ કરવા લોર્ડ રીપને, એક કેળવણી કમિશન હંટરના પ્રમુખપદ હેઠળ નીમ્યુ હતુ, તેણે, અગાઉના ખંડમા જણાવાયુ છે તેમ, યુનિવરસીટીના શિક્ષણુનો આખોય પ્રશ્ન અલગ રાખી, માધ્યમિક અને પ્રાથમિક કેળવણીના સંબંધમાં એવો સિદ્ધાત પ્રતિપાદન કર્યો હતો કે હિંદી સરકાર પ્રાથમિક કેળવણીના પ્રચાર અને વિસ્તાર અર્થે તેની સાધન સંપતિ અને શક્તિઓનો મુખ્યત્વે વ્યય કરશે અને માધ્યમિક અને ઉચ્ચી કેળવણીના ક્ષેત્રમા જીલ્લાવાર એકેક નમુનેદાર હાઈસ્કુલ અને કોલેજ ચલાવી, એવી બીજી સંસ્થાઓ કાઢવા ખાનગી સાહસ અને સાર્વજનિક સંસ્થાઓને ઉત્તેજન આપશે હિંદી પ્રજાની કેળવણીની જવાબદારી રાજ્યને શિર હતી અને તે કાર્યમા પ્રજાનો સહકાર અને સાથ સરકારે ઈચ્છયો એ આપણે ખુશી થવા જેવુ હતું અને એ કેળવણી નીતિનુ પરિણામ, ખાનગી સાહસને અવકાશ

આપતા, સુંદર આવ્યુ છે, એ તે બીનસરકારી–ખાનગી કેળવણી સસ્થાઓના ઈતિહાસ કહી આપે છે

પરન્તુ પ્રાથમિક કેળવણીની બાબતમા હિન્દી સરકારે જે નીતિ ધારણુ કરી હતી, તે નિષ્ફળ નિવડી છે, એમ આપણે સખેદ કહેવુ પડશે.

તે સમયે સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ–મ્યુનિસિપાલેટી અને જીલ્લા લોકલ બોર્ડ નવા સ્થાપવામા આવ્યા હતા અને હિન્દી સરકારે પ્રાથમિક કેળવણી આપવાનુ પોતે સ્વીકાર્યું હતુ, અને તેની જવાબદારી એ સસ્થાઓ–local authorities ઉપર નાખી પણ તેમને તે કાર્ય સારૂ પુરતી નાણાની જોગવાઈ કરી આપી નહોતી, તેમજ તેનુ તત્ર–વહિવટ, કબજો અને દેખરેખનુ કાર્ય સામાન્યત સરકારી કેળવણી ખાતા હસ્તક રહેવા પામ્યુ હતુ, તે કારણે પણ, ઉપરોક્ત સ્થાનિક સસ્થાઓ ફક્ત યત્રવત વિધિપુરસરનુ કામકાજ કરતી, તે પ્રદેશમા નવા નવા અખતરાઓ કરવા અથવા તેનુ ક્ષેત્ર વિકસાવવા અથવા પ્રગતિ સાધક પગલા ભરવા તેના સચાલકોને ભાગ્યેજ સવડ કે અવકાશ મળતો. આવો દ્વિહથ્થુ વહિવટ નીરસ થઈ પડે અને તેના કામકાજમા મદતા આવે એ દેખીતું છે ખરી રીતે સરકારને એ વિષયમા લાગણી જ નહોતી, સરકારી કેળવણી ખાતુ સ્થપાયે એસી વર્ષ પૂરા થયા છે, તથાપિ પ્રજાના અક્ષર જ્ઞાનનુ પ્રમાણુ માત્ર નવ ટકાએ પહોચે એ શુ બતાવે છે ?

પ્રાથમિક કેળવણીના પ્રશ્ન વિષે આગળ જતા કહેવાનુ આવે છે, એટલે આપણે હાલ તુરત હિન્દી સરકારે માધ્યમિક અને ઉંચી કેળવણી આપવાનું દ્વાર ખાનગી સાહસ માટે ખુલ્લુ મૂકતા, તેમા કેવી અને કેટલી પ્રગતિ થવા પામી છે, તે તપાસીશુ

અગ્રેજી શિક્ષણનો પ્રચાર ધીમે ધીમે વધતો હતો પણ એ અરસામા સરકારે માધ્યમિક શાળાઓની ફીનુ ધોરણ વધાર્યું, એ ગરીબ અને મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ માટે મુશ્કેલ થઈ પડયુ અને એ શિક્ષણ લેતા અટકી પડે એવી પરિસ્થિત ઉભી થઈ હતી

પણ હટર કમિશનની ભલામણ અનુસાર ખાનગી વ્યક્તિઓને અગ્રેજી શાળાઓ કાઢવાની છૂટ મળતા, ઉપર દર્શાવેલી સ્થિતિ દૂર કરવા સુરત, ભરૂચ અને અમદાવાદમા નવી હાઈસ્કુલો સ્થાપવા તજવીજ થઈ હતી અને અમદાવાદે તો હાઇસ્કુલ ઉપરાત એક કૉલેજ સુદ્ધા ઉઘાડી હતી.

પ્રથમ સુરતની હકીકત જોઈએ.

સન ૧૮૮૬ માં સરકારી કેળવણી ખાતાએ સ્કુલની ફીના દરમાં વધારો કર્યો અને એ બોજો મધ્યમ અને ગરીબ વર્ગના વિદ્યાર્થીઓ ઉપાડી ન શકે એવો સંજોગ ઉપસ્થિત થતાં સુરતના ચાર માહસિક મુંબાઇ યુનિવરસિટિના અંડર ગ્રેજ્યુએટો—શ્રી. ચુનીલાલ શાહ, શ્રી. જેકીસનદાસ લલ્લુભાઈ અફીણવાળા, શ્રી. પ્રભાભાઈ પ્રાણજીવનદાસ બારડોલીવાળા અને શ્રી. ભાઇદાસ ઇચ્છારામ રેશમવાળા—એ ઓછી ફીના દરવાળી અંગ્રેજી હાઈસ્કુલ કાઢવાનું નક્કી કરી, તા. ૭ મી જુન સન ૧૮૮૮ ના રોજ તેની શરૂઆત કરી હતી.

“જે ચાર તરૂણોએ આ સંસ્થા ઊભી કરી તેમાંથી કોઇની પણ આર્થિક સ્થિતિ એવી ન હતી કે સંસ્થાના ખર્ચનો સઘળો ભાર પોતે ઉપાડી શકે. તેમજ સ્કુલની પૈસા સંબંધી સ્થિતિ સારી ન હતી. તે સઘળાનો વિચાર કરી સ્થાપકોએ એવો નિશ્ચય કર્યો કે ઓછામાં ઓછા એક વર્ષ સુધી સ્કુલની આવકમાંથી તેઓ પૈકી કોઈએ પોતાના નિર્વાહ માટે કાંઈપણ લેવું નહિ તેમજ સંસ્થા અલ્પાયુ ન નીવડે એ હેતુથી આવકમાંનો અમુક ભાગ સ્થાયી ફંડ માટે અલગ રાખવાનું ઠરાવ્યુ.”*

તે સંબંધી વધારે રસિક અને જાણવા યોગ્ય વિગતો તો શ્રીયુત શાહની નોંધપોથીમાંથી મળે છેઃ—

તેઓ લખે છે, “સ્કુલ કહાડવાને દરેક જણે રૂ. ૫૦) નો ફાળો આપીને રૂ. ૨૦૦) ની થાપણ કરી. શરૂઆતમાં દરેક ભાગીદારે પોતાને ઘેરથી ખુરશી, ટેબલ વિગેરે વસ્તુઓ આણી હતી, અને બાકીની જરૂરી ચીજો ઉપલી રૂ. બસેની થાપણમાંથી બનાવી હતી ×

પણ એમના માટે આપણે મગરૂરી લઈ શકીએ એવો ખાસ પ્રસંગ એ બન્યો હતો કે તેના આરંભના અને ખરી રીતે એમની કસોટીના દિવસોમાં કેળવણી ખાતાના વડાએ શાળાની ફીનું ધોરણ જો ઉંચુ કરવામાં આવે તો સરકારી ગ્રાન્ટ તે શાળાને આપવાનુ જણાવ્યુ હતું; પણ એ પ્રલોભનને વશ ન થતાં, તેના સચાલકોએ તેમને ચોખ્ખું સંભળાવી દીધું

* સ્વ. ચુનીલાલ શાહનું ચરિત્ર, પૃ. ૯, ૧૦.
× સ્વ. ચુનીલાલ શાહનું ચરિત્ર પૃ ૧૦.

હતુ, કે એ માગણી અમે સ્વીકારીએ તો સસ્તી અને વધારે સારી કેળવણી આપવાની, આ શાળા સ્થાપવાની અમારી નેમ, નષ્ટ જ થવા પામે +



સ્વ૦ ચુનીલાલ શાહ

એ શાળાએ તે પછી જે સુંદર અને સંગીન પ્રગતિ કરેલી છે, તેના વૃત્તાંતમા અત્રે ઉતરવુ એ અપ્રાસંગિક થઈ પડે પણ જે શુભ નિષ્ઠાથી અને ઉદાર આશયથી તે કાર્યનો આરંભ થયો હતો, અને પાછળથી તેણે એક સાર્વજનિક કેળવણી સસ્થાનું સ્વરૂપ ધારણ કર્યું એ બનાવ ખચિત્ ધન્યવાદને પાત્ર છે. ઉપર આપણે જોયુ તેમ એ સંસ્થા ખાનગી માલીકીની હતી, અને પચીશ વર્ષની કારકિર્દી દરમિયાન એ શાળાએ સુરત શહેરમા સારી પ્રતિષ્ઠા મેળવી હતી, એટલુ જ નહિ, પણ તે સસ્થા આબાદ અને સમૃદ્ધ સ્થિતિએ પહોચી હતી. એ સંજોગોમાં તેનો વહિવટ,—શાળાના માલીકી હક્ક અને તેની મ્હોટી મીલકતના લોભમાં નહિ પડતા,—બીનસરતે પ્રજાને સોપી દેવો એ સામાન્ય મનુષ્યનુ ગજુ નથી. પણ શ્રીયુત શાહે તેની શરૂઆત શુદ્ધ સેવા ભાવથી શરૂ કરી હતી અને એ ક્ષેત્રમા ડેક્કન એજ્યુકેશનલ સોસાઇટીએ જે સુંદર આદર્શ સ્થાપિત કર્યો હતો તેને નજર સમીપ રાખીને, કેળવણી વિષયમા રસ લેતા સ્થાનિક

---

+" We can plead no justification for the existance of the school, if what was our original aim i. e the aim of giving cheaper and better education were subverted "

સ્વ ચુનીલાલ શાહનું ચરિત્ર પૃ ૧૧

ગૃહસ્થોની પ્રાથમિક સભા બોલાવી, તેમને પોતાની શાળાના કુલ મુખત્યાર નીમી સુરત સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટીના ગણેશ માંડ્યા હતા. એ શાળા પાછળ શ્રીયુત શાહે એમનું સમગ્ર જીવન અર્પ્યું હતું; એમના અવિરત શ્રમ વડે તે સારી સ્થિતિમાં આવી હતી પોતે નિવૃત્ત થતાં તેનો વહિવટ અન્ય કોઇ વ્યક્તિ વા સંસ્થાને સોંપ્યો હોત તોપણ એમને અને એમના વારસોને એક સારી રકમ પ્રતિ વર્ષ વર્ષાસન રૂપે મળતી રહેત; પરન્તુ તે શાળાની સ્થાપના, આપણે પાછળ જોયું તેમ, એમણે અને એમના સાથીઓએ વેપાર અર્થે કે આર્થિક લાભની દૃષ્ટિએ કરી નહોતી, એટલે તેમણે સ્થાપવા ધારેલી સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટીના નવા નિયામકોએ એ શાળાની ગુડવીલ તરીકે કાંઇક રકમ તેમના માટે નહિ તો તેમની સંતતિ માટે સ્વીકારવા શ્રીયુત શાહને સૂચવ્યું ત્યારે એમણે જે જવાબ આપ્યો હતો તે નોંધવા યોગ્ય છે. તેમણે જણાવ્યું હતું, " કે મારી શાળા અને મારી સંતતિ વચ્ચે હું કાંઈ ભેદ જોતો નથી અને તમે જે રકમ આપવા માંગો છો તે મારી શાળા—સંતતિને મારી હયાતિમાં વારસ તરીકે આપી દઉં છું."*

કેવળ સ્વાર્પણમાંથી ઉદ્‌ભવવા પામેલી આ સંસ્થારૂપી વૃક્ષનાં ડાળાં-પાંદડાં કેળવણીની જૂદી જૂદી સંસ્થાઓ રૂપે ખૂબ ફૂલ્યાંફાલ્યાં છે, અને તેનાં મિષ્ટ ફળોનો આસ્વાદ ગુજરાતી પ્રજા લઈ રહી છે; અને તેની શિતળ છાયા આહ્‌લાદક અને કલ્યાણકારી નિવડી છે.

ચાલુ વર્ષમાં એ શાળાની સ્થાપનાના પચાસ વર્ષ પૂરાં થતાં સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટી તેનો રજતમહોત્સવ ઉજવનાર છે; અને એ મંગલ પ્રસંગ નિમિત્ત સેકન્ડરી ટીચર્સ કોલેજ કાઢવાની તે ઉમેદ ધરાવે છે.

એક સેવાભાવી શિક્ષકના પ્રયાસમાંથી સદરહુ સંસ્થા અસ્તિત્વમાં આવેલી છે, અને જેમ એક બીજમાંથી મોટું વૃક્ષ ઉદ્‌ભવી તેને અનેક ફળો લાગે છે, તેમ શ્રીયુત શાહે રોપેલા બીજમાંથી અનેક શાહો ઉત્પન્ન થાય એ દૃશ્ય કોને ન રૂચે! કોણ ન ઇચ્છે! એ યોજના સ્વર્ગસ્થના આત્માને જરૂર સંતોષશે; અને તે જ એમનું સાચું સ્મારક થઈ પડશે.

સાર્વજનિક સોસાઇટીએ ઉંચી કેળવણીના વિષયમાં જે પ્રોત્સાહક વાતાવરણ પેદા કર્યું છે તેની અસર એકલા સુરત જીલ્લા પરજ નહિ પણ

* સ્વ. ચુનીલાલ શાહનું ચરિત્ર પૃ. ૩૨

વિશ્રામની ભૂમિકા તૈયાર હતી. કેશવપ્રસાદ ને સુલોચનાબ્હેનનો સંબંધ સારો એટલે એમણે સુલોચનાબ્હેનને વાત કરી. સુલોચનાબ્હેનને તો એ વસ્તુ જોઈતી જ હતી. એટલે પછી હું, સુલોચનાબ્હેન, કેશવપ્રસાદ દેસાઇ અને પ્રાણલાલ કીરપારામ દેસાઈ તે માટે એકઠા થયાં, અને આ ભાવનાને મૂર્ત સ્વરૂપ કેવી રીતે આપવું તેનો વિચાર કરવા માંડયો. શાળા માટે મકાન હતું તેમા એકઠા કરવાને સુલોચનાબ્હેન તૈયાર હતા. પણ તેની સાથે માધ્યમિક શિક્ષણ તથા ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા તેમજ મ્હોટી વયની સ્ત્રીઓના શિક્ષણની બધી વ્યવસ્થા કરવાને એ તૈયાર નહોતાં. મને થયુ કે જે કાર્યનો હું વર્ષોથી વિચાર કરતી આવી છુ તે જ કાર્ય અનાયાસે મારી સમક્ષ ઉભુ થયું છે–વડોદરાનુ કાર્યક્ષેત્ર છોડયા પછી નવું કાર્યક્ષેત્ર શોધવાનું હતુ ડૉકટરની ઈચ્છા ગુજરાતમા રહીને સમાજ સેવા કરવાની હતી તો અગવડ વેઠીને પણ આ કાર્યની જવાબદારી મારે લેવી જ જોઈએ. મ્હારા અંતઃકરણનો અવાજ આ કાર્ય લેવા માટે પ્રેરણા કરી રહ્યો હતો છોકરાઓ નાના હતા એટલુ મનને ખુચતુ હતુ– તેમજ ડૉકટરે પોતાનુ કાર્યક્ષેત્ર ચોક્કસ કર્યું નહોતુ. છતા એમ થયુ કે આ કામ જરૂર મારૂ જ છે. એટલે એ શાળાની બધી જવાબદારી લઇને એને પગભર થતા સુધી તેની અધિષ્ઠાત્રી તરીકે કામ કરવાનુ મે નક્કી કર્યું. સુલોચનાબ્હેનની તો ઘણી મોટી મુશ્કેલી દૂર થઈ, અમદાવાદમાં સારા પાયા ઉપર મહિલા વિદ્યાલય સ્થાપવાનો નિશ્ચય થઈ ગયો. સુલોચના બ્હેન વ્યવસ્થાપક અને હું સુપ્રિન્ટેન્ડન્ટ એમ નક્કી થયુ. "*

તેનુ પરિણામ પણ સુંદર આવ્યુ. સંસ્થાના રજતમહોત્સવ રીપોર્ટમા તે વિષે જણાવવામા આવ્યું છે, કે, " આ મહિલા વિદ્યાલય મધ્યમ વર્ગની કન્યાઓને માટે અત્યંત લાભદાયક થઈ પડયુ કારણ કે એક તો તે શહેરના મધ્ય સ્થળે આવેલુ, બીજુ દેશપ્રેમી, સેવાભિલાષી બ્હેનો તથા ભાઈઓની દેખરેખ નીચે તે ચાલતુ સમાજની પરિસ્થિતિને અનુકૂળ અને માતૃભાષા દ્વારા તેનુ શિક્ષણ અપાતુ હતુ. સ્ત્રી ઉપયોગી વિષયોને તેમા સ્થાન હતું આ અને બીજા અનેક કારણોને લઈ ને આ સંસ્થા જનસમાજમા અત્યત પ્રિય થઇ પડી '×

વનિતા વિશ્રામ જે વિષે અગાઉ કહેવાયુ છે તેણે શરૂઆતથી સ્વતત્ર રીતે કાર્ય આરંભ્યુ હતું, તેની શાળાની છોકરીઓ માટે એક

---

* " શારદા " ઑગસ્ટ સન ૧૯૩૨, પૃ ૩૮૧

× જુઓ વનિતા વિશ્રામ રજત મહોત્સવ રીપોર્ટ પૃ ૧૨

જુદો જ અભ્યાસક્રમ પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરની સૂચનાનુસાર અને કેળવણી નિષ્ણાતોની સલાહ અને મદદ લઈને સમન્વય રજુઆતમે તૈયાર કર્યો હતો, અને તે એ કે વનિતા વિશ્રામ ગુજરાતની બાળાઓને જીવનના જુદા જુદા ક્ષેત્રોમા તેમના કર્તવ્ય બજાવવા શક્તિમાન થાય એવુ રાષ્ટ્રીય શિક્ષણ આપશે, જેનો વહિવટ અને કાબુ પ્રજા હસ્તક રહેશે *

વિધવાઓ માટે જે વ્યવસ્થા કરવામા આવેલી તે ઉત્તમ હતી પણ વનિતાવિશ્રામે સ્ત્રી શિક્ષિકાઓ માટે ટ્રેનિંગ કૉલેજ કાઢેલી છે, તે બહુ ઉપયોગી નિવડી છે અને એ કાર્ય વડે તેનુ અસ્તિત્વ સાર્થક થયલુ છે, તેની બીજી સેવાઓ અનેક છે અને તે સર્વે અનુકરણીય છે

સ્ત્રીઓના, ખાસ કરીને વિધવાઓના ઉત્કર્ષ અને ઉદ્ધાર અર્થે બહેરામજી મલબારી અને દયારામ ગીદુમલે જીંદગીભર પ્રયત્ન કર્યો હતા, સોશ્યલ કેળવણીમા તેમણે અથાગ શ્રમ અને આગળ પડતો ભાગ લીધો હતો. સંમતિવયનો કાયદો પસાર થવામા તેમનો હિસ્સો મ્હોટો હતો. જીંદગીને અંતુ તરફથી મળેલું એક ટ્રસ્ટ સમજી તેના બનતો સદુપયોગ કરવા તેઓ હમેશ પ્રવૃત્ત રહેતા, સેવાસદનની સ્થાપના એમની એ ઉત્કૃષ્ટ જીવન ભાવનાને આભારી હતી એ સસ્થાનો ઉદ્દેશ સ્ત્રી સેવિકાઓ તૈયાર કરવાનો હતો, જે બ્હેનો સ્ત્રી જીવનને લગતા સામાજિક, કેળવણી વિષયક અને વૈદકને લગતા કાર્યો ઉપાડી લે, તે સિવાય નિરાધાર બાળાઓ માટે શિક્ષણગૃહ તેમ ધંધા હુન્નરની તાલીમ આપવા અભ્યાસ વર્ગો તેના તરફથી ચલાવવામા આવે છે, અને નિરાધાર અબળાઓ અને દુખી વિધવા સ્ત્રીઓ માટે એ સેવાસદન સસ્થા એક આશીર્વાદ સમાન નિવડી છે

ઉપરની હકીકત પરથી એટલુ સમજાશે કે આ બધી પ્રવૃત્તિઓ મ્હોટી ઉમરની સ્ત્રીઓ, નિરાધાર સ્ત્રીઓ અને દુખી વિધવાઓ માટે મુખ્યત્વે હતી પણ કન્યાશાળામા અપાતી કેળવણીમા કે તેના અભ્યાસક્રમમા આ બધા વર્ષોમા કાંઈ વિશેષ ફેરફાર થવા પામ્યો નહોતો અને શાળામા ભણતી કન્યાઓની સખ્યા પણ પ્રમાણમા ઝાઝી વધી નહોતી દરમિયાન અમદાવાદ વનિતા વિશ્રામે જે કારણે મહિલા વિદ્યાલય સ્થાપ્યુ, તે બળો શિક્ષિત સમાજને અપીલ કરી રહ્યા હતા, અને તેમના તરફથી સ્ત્રીઓને

---

* 'The Vanita Vishram will provide national education to the daughters of Gujarat under national control and will make them worthy of discharging the duties devolving on them in their different walks of life'

The courses of Instruction—Vanita Vishram p 14

વધુ અભ્યાસ કરવાની સવડ મળે, તેની સાથે તેઓ અંગ્રેજી ભણે અને મધ્યમ અને ઉંચી કેળવણી લઈ શકે એવી ગોઠવણ થવા દબાણ કરવામાં આવતું હતુ.

સન ૧૯૦૪ માં લોર્ડ કર્ઝનની સરકારે હિન્દી કેળવણી વિષયક ઠરાવ બહાર પાડયો હતો તેમાં સ્ત્રી કેળવણીની પ્રગતિ તદ્દન મંદ છે એવો ઉલ્લેખ કરી, તે ક્ષેત્રમાં વધુ ઉત્તેજન આપવાની જરૂર દર્શાવી, તે માટે વધુ નાણાં ફાજલ પાડવા અને તેનો વ્યય, નવી કન્યાશાળાઓ સ્થાપવામા, સ્ત્રી શિક્ષિકાઓ માટે ટ્રેનિંગ કોલેજો કાઢવામા, તેમજ એ કન્યાશાળાઓ પર દેખરેખ અને તપાસ રાખનાર ઇન્સ્પેકટરોની સંખ્યા વધારવામા, કરવાનું જણાવ્યુ હતુ. પણ તે બધા શુભેચ્છાના ઉદ્‌ગારો માત્ર હતા.

ત્યાર બાદ નવમે વર્ષે એટલે કે સન ૧૯૧૩ મા હિન્દી સરકારે કેળવણીનુ પુનરાવલોકન કરતો બીજો એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો; તેમાં એનાં એજ રોદણા રડયા હતા, કે 'The education of girls remains to be organized' (છોકરીઓના શિક્ષણની નવેસર વ્યવસ્થા કરવાની જરૂર રહે છે, અને નવી શોધ કરી હોય એવી રીતે એટલે લાબે ગાળે તેમા લખ્યુ હતુ, કે એ કેળવણી વધુ વ્યવહારૂ હોવી જોઈએ; અને તે છોકરાઓને અપાતી કેળવણીની નકલ ન હોય.* (The education of girls should be more practical and not an imitation of boys)

પાછળ કહ્યુ છે કે જૂદા જૂદા કારણોને લઈને સ્ત્રી કેળવણી પ્રતિ લોકમાનસ બદલાયુ હતુ અને તે શિક્ષણને વ્યવહારૂ, ઉપયોગી અને સ્ત્રી જીવનને અનુરૂપ અને પ્રગતિસાધક થઈ પડે એવો પ્રબંધ કરવા ભણેલાઓ તરફથી ઉહાપોહ થવા માડયો હતો

તે પરથી સન ૧૯૧૬ મા સ્ત્રી કેળવણીના વિષયમા શુ થઈ શકે અને કેવા ફેરફાર ઈચ્છનીય છે, તે વિષે અભિપ્રાય મેળવવા હિન્દી સરકારે એક પરિપત્ર કાઢયો હતો તેની પહેલા 'ગુજરાતી સાહિત્ય સભા'એ સ્ત્રી કેળવણીના જૂદા જૂદા મુદ્દાઓ જે વિષે મતભેદ હતો, તેના વિષે એ વિષયમા રસ લેનારા જાણીતા સ્ત્રી પુરુષો અને જાહેર સસ્થાઓના અભિપ્રાય મંગાવ્યા હતા જે પ્રશ્નાવલી તેણે પ્રસિદ્ધ કરી હતી, તેમાં નીચેના સવાલોનો સમાવેશ કરવામાં આવ્યો હતોઃ—

* જુઓ Indian Educational Policy page 97 & 105.

સવાલ ૧. (કન્યાઓને અભ્યાસ વધારવા મળતાં) આ ચારપાંચ વર્ષ દરમિયાન ઇંગ્રેજીનું શિક્ષણ આપવું-કે માતૃભાષાદ્વારા ઉચ્ચ શિક્ષણ આપવા યોજના કરવી? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૨. ઇંગ્રેજી શિક્ષણ આપવાનું નક્કી થાય તો તેનું ધોરણ મેટ્રિકના અભ્યાસને અનુસરતું રાખવું કે સામાન્ય વ્યવહારૂ અંગ્રેજી જ્ઞાન આપી શકાય એવી યોજના કરવી? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૩. સંસ્કૃતનું શિક્ષણ આપવું કે કેમ? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૪. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા વિષે આપ શી સૂચના કરો છો?

સવાલ ૫. અમુક વય (૧૧ વર્ષ) સુધી છોકરા અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગું આપવા વિષે આપનો શો અભિપ્રાય છે?

સવાલ ૬. શાળામાં જઈ ન શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓ માટે નીચે દર્શાવેલી યોજના વિષે આપનો શો અભિપ્રાય છે? આપ તે સંબંધમાં શી સૂચના કરો છો?

(૧) ક્રમવાર ચઢતું વાચનઃ આ માટે અત્યાર સુધી પ્રસિદ્ધ થયલાં ગુજરાતી પુસ્તકોમાંથી આશરે ૧૦૦ પુસ્તકોની પસંદગી કરવી અને પદ્ધતિસર ધોરણવાર ગોઠવી, તે યાદી પ્રસિદ્ધ કરવી.

(૨) બે કલાકનો ક્લાસ વનિતાવિશ્રામ, મહિલા મંડળ વિગેરેમાં ખોલવો અને ત્યાં અંગ્રેજી વ્યવહારૂ જ્ઞાન અને ગુજરાતીદ્વારા ઉચ્ચ શિક્ષણ આપી શકાય તેવી યોજના કરવી.

(૩) અઠવાડિક ભાષણની યોજના જુદા જુદા વિષયો પર પાંચથી દશ ભાષણની યોજના કરવી. તે સ્ત્રીઓ સમક્ષ આપવાં અને પછી છપાવી જુદે જુદે સ્થળે તે ભાષણો અન્યદ્વારા અપાઈ શકાય એવી વ્યવસ્થા કરવી.

(૪) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી સ્ત્રી શિક્ષણની પરીક્ષા લેવાય છે તે જુદે જુદે મુખ્ય સ્થળે લઈ શકાય તેવી વ્યવસ્થા કરવી.

સવાલ ૭. સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં મળતાં નથી તો તે માટે આપ શા ઉપાયો સૂચવો છો?*

ગુજરાતી કેળવણી પરિષદની બેઠક એજ ગાળામાં મળી હતી. તેણે એ પ્રશ્નની ચર્ચા કરવા બે દિવસની જુદી સભા રાખી હતી; ત્યાં તે વિષે

* સદરહુ પ્રશ્નાવલી અને તેના લખાઈ આવેલા ઉત્તરો સુન્દરી સુબોધ માસિક વર્ષ ૧૯૧૬, એપ્રિલ–મે અંકમાં છાપવામાં આવેલા છે, તે વધુ માહિતી સારૂ જીજ્ઞાસુએ જોઈ લેવા.

જૂદી જૂદી દૃષ્ટિએ ઉપયોગી ચર્ચા થઈ હતી અને તેનો સવિસ્તર વૃત્તાંત પહેલી ગુજરાત કેળવણી કોન્ફરન્સના અહેવાલમાંથી આપેલો છે.

વનિતા વિશ્રામે-અમદાવાદ-મહિલા વિદ્યાલયનું કાર્ય આરંભી દીધું હતું એ પૂર્વે જણાવ્યું છે; દેશના વાતાવરણમાં સ્ત્રી કેળવણીનો પ્રશ્ન એટલો બધો વ્યાપી રહ્યો હતો કે સન ૧૯૧૭ માં બીજી ગુજરાત કેળવણી કોન્ફરન્સ મહાત્માજીના પ્રમુખપદે ભરૂચમાં મળી હતી, તે વખતે તે વિષે એક ખાસ ઠરાવ પસાર થયો હતો. તે નીચે પ્રમાણે હતો:—

"સ્ત્રી કેળવણીના વિસ્તાર માટે જે જે ખાનગી સંસ્થાઓ પ્રયત્ન કરી રહી છે તેને આ પરિષદ આવકારદાયક લેખે છે અને સદરહુ સંસ્થાઓ બહુ અસરકારક રીતે કાર્ય કરી શકે તે માટે તથા તેમના ક્રમ વગેરેમાં એકતા અને સહકાર આવે તે સારૂ તે સર્વ સંસ્થાઓની તપાસ થાય અને તેમને સૂચના કરવામાં આવે તે ઈષ્ટ છે, એમ આ પરિષદનું માનવું હોવાથી આ કાર્ય માટે પરિષદ એક કમિટી નીમે છે........"

તે એક વ્યવહારૂ અને ઉપયોગી પગલું હતું; સદરહુ કમિટીનો રિપોર્ટ 'સુન્દરી સુબોધ' સન ૧૯૧૯ ના જાન્યુઆરી-ફેબ્રુઆરી અંકમાં પ્રકટ થયેલો છે, અને એ વિષયમા ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રવાસ કરી, વધુ માહિતી એકત્ર કરવા શ્રીયુત ચંદુલાલ કાશીરામને ગુજરાત સ્ત્રી કેળવણી મંડળે ડેપ્યુટ કર્યા હતા, એમનો રીપોર્ટ, દેશમાં એ કાળે સ્ત્રી કેળવણીની કેવી સ્થિતિ હતી, તે વિષે કિમતી માહિતી પૂરી પાડે છે."*

દરમિયાન જાણીતા સમાજ સેવક પ્રો. ધોંડુ કેશવ કર્વે અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સ્થાપવા પ્રેરાયા હતા; અને તે સારૂ તેમણે સબળ કારણો દર્શાવ્યાં હતાં:

પ્રથમ તો માતૃભાષાદ્વારા શિક્ષણ અને બીજુ સ્ત્રીઓને અપાતુ શિક્ષણ પુરૂષ વર્ગથી ઉતરતુ નહિ પણ ભિન્ન પ્રકારનુ હોવુ જોઈએ;+ અને જીવન

* જુઓ 'યુગધર્મ' સં. ૧૯૮૧, કાર્તિક;

+ That the most natural and therefore efficient medium of instruction is the learner's mother tongue (2) and second ly, that women as a class have different functions to fulfill in the social economy from those of men

"The Indian Review," January 1916.

વ્યવહારમાં સ્ત્રી પુરૂષનું સ્થાન નિરાળું જ રહેવાનું, એ ભૂલવું જોઈએ નહિ. તેથી એ દૃષ્ટિએ તેમનો શિક્ષણ ક્રમ જુદો જ યોજવો જોઈએ.



શ્રીમતી શારદાબ્હેન સુમન્તભાઈ મહેતા

અમદાવાદના કાર્યકર્તાઓ જૂદી મહિલા વિદ્યાપીઠને ઝંખી રહ્યા હતા; શ્રીયુત ઇન્દુલાલના પ્રયાસથી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ હસ્તીમાં આવ્યું હતું; શ્રીયુત ચંદુલાલ દવેને સ્ત્રી કેળવણી સંસ્થાઓનું દિગ્દર્શન કરવાનું કામ સોંપવામાં એ જ આશય તેની પાછળ રહેલો હતો; અને એ સઘળી પ્રવૃત્તિમાં શ્રીમતી શારદાબ્હેન ખૂબ જ રસ લઈ રહ્યાં હતાં.

મહિલા પાઠશાળાઓ અમદાવાદમાં તેમ વડોદરામાં નિકળી તે એમના જ પ્રયાસથી. તેનો રસિક વૃત્તાંત વાંચવા જેવો છે. તેઓ જણાવે છેઃ—

'ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવો, સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણનો બહોળો પ્રચાર કરવો, માતૃભાષાદ્વારા શિક્ષણ આપવું એ જે મારાં સ્વપ્નાં હતાં તે ફળીભૂત થતાં જોઈ ને મને સ્વાભાવિક રીતે સંતોષ થયો. મહિલા વિદ્યાલયની શાળાન્ત પરીક્ષામાંથી પસાર થયેલી બ્હેનોને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા થઈ. વિદ્યાની ભિક્ષા માંગવા આવનારને ના પાડવી એ તો પાપ કહેવાય. તેથી એ બહેનોને સાન્ત્વન આપ્યુ અને પાઠશાળા (કોલેજ) શરૂ કરવા માટે પ્રયત્ન કરવા માંડ્યો. ગુજરાત સ્ત્રી કેળવણી મંડળનો આશરો લીધો. મંડળના સભ્યો કામ કરવા તૈયાર હતા, પણ બધાજ ભરજુવાન; કોઈ સન્નારી એ કાર્ય ઉપાડી લેવાને તૈયાર નહોતી. પૈસા તો હતા જ નહિ, વડોદરાની મહારાણી સાહેબે કોલેજ સ્થાપવા માટે વાત કરેલી પણ ચોક્કસ કાંઈ થએલું નહિ અને એ તો ઇંગ્લાંડ જઈને બેઠેલાં. અધ્યાપકોના પગાર માટે પૈસા જોઈએ. મુશ્કેલી પારાવાર હતી. છતાં કામ તો કરવું જ હતું. ગુજરાત વિદ્યાપીઠના શુદ્ધ ભાવનાશીલ અધ્યાપકો શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. પ્રાણજીવન પાઠક, શ્રી. ત્રિકમલાલ શાહ, વગેરે થોડો સમય આવવાને તૈયાર હતા, એકાદ સમય મેં પણ આવવાનું કબુલ કર્યું. મહિલા વિદ્યાલયથી આ સંસ્થા જુદી પાડવાનો વિચાર હતો. કારણકે પાઠશાળાનું વાતાવરણ જૂદા પ્રકારનુ હોય એટલે જૂદું મકાન રાખ્યું. વયોવૃદ્ધ સાક્ષર શ્રી. કેશવલાલ હ. ધ્રુવે કેટલાંક સાહિત્યનાં વ્યાખ્યાન આપ્યાં. શ્રી. રમણભાઈએ પણ આપ્યાં. વડોદરામાં ગૃહવિજ્ઞાન વિષયમાં નિષ્ણાત થયલા શ્રી. મોતીભાઈ અમીનની સેવા વડોદરા રાજ્ય તરફથી ને વખતના વિદ્યાધિકારી મી કલાર્કે ઉછીની આપી. મી. કલાર્કની આ સંસ્થા પ્રત્યે સહેજ સહાનુભૂતિ હતી. સર મનુભાઈ મહેતાને હસ્તે આ પાઠશાળાનો આરંભ ૧૯૨૦ ના ભાદરવા મહિનામાં ઋષિપંચમીને દિવસે કરવામાં આવ્યો. નાણાંની વ્યવસ્થા કેવી રીતે થશે

તેનો ખ્યાલ નહોતો. પણ સારા કાર્યને મદદ મળી રહે છે એ શ્રદ્ધાએ કામ ઉપાડ્યું. પુનાની મહિલા વિદ્યાપીઠ તરફથી ખર્ચનો અર્ધો ભાગ આપવાનું નક્કી થયું હતું. પણ બાકીનો અરધો ભાગ લાવવો ક્યાંથી? લગભગ આઠેક હજારનો ખર્ચનો અડસટ્ટો હતો. સ્ત્રી કેળવણી મંડળનું ફંડ થોડુંઘણું હતું, તેનો ઉપયોગ કર્યો. આ વખતે ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિકે મને બહુજ મદદ કરી. એમના ઉત્સાહને લઈને એ સ્વપ્નાને હું વળગી રહી. કેટલીએ રાતો ઉજાગરામાં કહાડી. અમદાવાદના શેઠીઆઓ પાસે ઝોળી ધરી પણ કંઈ મળ્યું નહિ; છેવટે હું અને ઇન્દુલાલ મુંબઈ ગયાં. ત્યાંના શેઠ રતનશી મોરારજી અને ઉમર સોબાનીએ અમારો પડતો બોલ ઝીલ્યો અને સારી રકમ આપીને પાઠશાળાને ટકાવી રાખી.'*

સ્વર્ગસ્થ લાલશંકરનું નામ એ મહિલા પાઠશાળા સાથે જોડાયલું છે, એ એક રીતે ઉચિત થયું છે; તેઓ સ્ત્રી કેળવણીના ખાસ પક્ષપાતી હતા એટલુંજ નહિ પણ તેની સિદ્ધિ માટે એમણે એક મ્હોટી રકમ જૂદી કાઢી હતી અને તેના સ્મારક અર્થે ઉભું થયલું ફંડનું વ્યાજ અને તેમણે બંધાવી આપેલા સંસાર સુધારા સમાજ મકાનનું ઉત્પન્ન સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવા માટે નિકળેલી સંસ્થાના નિભાવમાં વ્યય થાય છે, એમાં અમે ઇશ્વરનો અદૃશ્ય હાથ જ જોઈએ છીએ.

ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળની સ્થાપના કરી શ્રીયુત ઇન્દુલાલે એ કુટ પ્રશ્નનો તોડ કાઢવામાં એક મહત્વનું કાર્ય કરેલું છે; પણ એ મંડળનું પીઠબળ તેમ તેમાં પ્રાણ રેડનાર તો શ્રીમતી શારદાબ્હેન મહેતા હતાં, તે ઉપર નોંધેલી વિગતો પરથી સ્પષ્ટ થશે, અને તે કાર્ય પાછળનો એમનો ત્યાગ અને ભોગ પણ અપૂર્વ હતાં, તે એમનાં "જીવન સંભારણાં"નો વાંચનાર જોઈ શકશે.

પ્રસ્તુત વિષય બંધ કરતાં એટલું કહેવું જોઈએ કે સ્ત્રીકેળવણીને જે મુશ્કેલીઓ નડતી હતી તેનો નિકાલ કરવામાં પ્રો. કર્વે સ્થાપિત અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ બહુ મદદગાર નીવડી છે. તેની ઉત્પત્તિ એક દૈવી ઘટના જેવી હતી.

તેના છેલ્લા વાર્ષિક રીપોર્ટ પરથી જણાય છે કે આજ તેની કોલે-જોમાં ૨૦૨ વિદ્યાર્થીનીઓ અને તેની શાળાઓમાં ૪૫૦૦ વિદ્યાર્થીનીઓ

*'શારદા', સપ્ટેમ્બર ૧૯૨૩, પૃ. ૪૫૨, ૯૩.

અભ્યાસ કરે છે, પણ તે વિદ્યાપીઠની વિશિષ્ટતા તો એ છે, કે "સ્ત્રીઓને માત્ર વ્યવહારોપયોગી અને "ખપજોગી" કેળવણી આપવા માટે નહિ તેમજ સ્ત્રીઓ માટે career પુરૂં પાડવાના હેતુથી નહિ પરન્તુ તેમની વિશિષ્ટતાઓ લક્ષમા રાખી, સમાજમા તેમનુ કાર્યક્ષેત્ર અને સમાજ વ્યવહારમાં તેમના સ્થાનને અનુકૂળ ઉચ્ચ સંસ્કાર અર્પનારી ખાસ કેળવણી ની યોજના આ સ્ત્રી વિદ્યાપીઠમા કરવામા આવી છે ' *

સ્ત્રી જીવન પર પ્રબળ અને ચિરસ્થાયી અસર કરતો પ્રશ્ન તો લગ્નનો છે. હિંદુ સમાજે ડોશી કુંવારી રહી એ તો જાણ્યુ જ નથી, અને સેંકડો વર્ષથી એવી દૃઢ માન્યતા સમાજમા જડમૂળ ઘાલી બેઠી હતી કે કન્યાનુ લગ્ન દશ વર્ષ પહેલા થઈ જવુ જ જોઈ એ, તેનો શાસ્ત્રાધાર અંગીરાઋષિનું કથન હતુ,

अष्टवर्षा भवेद्गौरी, नववर्षा तु रोहिणी
दशमे कन्यका प्रोक्ता अत उर्ध्वं रजस्वला
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधै
प्रदातव्या प्रयत्नेन न दोष कालदोषतः

(આઠ વર્ષની છોકરીને ગૌરી, નવ વર્ષનીને રોહિણી, અને દશ વર્ષનીને કન્યા કહે છે અને દશ વર્ષની પછીની કન્યા રજસ્વલા કહેવાય છે, માટે દશમુ વર્ષ બેસે એટલે કન્યાનો ગમે તેમ કરીને વિવાહ કરી નાખવો આવી રીતનો વિવાહ જો નિષિદ્ધ કાળે (મુહૂર્ત વગર) કર્યો હોય, તોપણ તેનાથી દોષ લાગતો નથી)

આ માન્યતાને લઈ ને બળલગ્નનુ પ્રામાણ્ય આપણા સમાજમા અગાઉ વિશેષ હતુ અને દશ વર્ષથી વધુ વર્ષ લગ્ન લબાવવુ એ એક દોષ ગણાતો હતો. કોઈ માબાપ તેમની છોકરીને ઉમરલાયક થયા છતા ન પરણાવે તો સમાજ તેમને ચુટી ખાતો હતો એ સબધમા શ્રીમતી શારદા બ્હેનના લગ્નનો દાખલો લેડી વિદ્યાબ્હેને આપ્યો છે તે તે પર સારો પ્રકાશ પાડે છે.

'તે જમાનામા છોકરી દસેક બાર વર્ષની વધારેમા વધારે થાય એટલે તેનુ લગ્ન કરવુ જ જોઈ એ એવો સામાન્ય રિવાજ હતો. કોઈ ને પૂછીએ કે તમારી કન્યાને ક્યા પરણાવશો તો જવાબ મળે કે, હવે બાર વર્ષ થયા. આ વરસ તો જે મળે તે વરને પરણાવ્યા વગર છુટકો

* જુઓ 'જ્યોતિર્ધર' તા ૧૦ મી જુલાઇ, ૧૯૩૭

નથી એટલે કે ગમે તે થાય પણ એ ઉમર થઈ એટલે લગ્ન કરવુ જ જોઈએ એવી માન્યતા હતી અને તેમા કોઈને માઈ ખોટુ પણ દેખાતું નહોતું શારદાબ્હેન બાર તેર વર્ષના થયા બાળાબ્હેનને મન માને તેવો વર ન મળે તો ગમે તેને પણ મ્નયા દઈ દેવી તેવુ નહોતું ઘણે ઠેકાણેથી માગા આવતા સુરત જુનાગઢ પેટલાદ, ભાવનગર વગેરે સ્થળેથી કહેણ આવે, દબાણ પણ આવે પરતુ એકે વર તેમની ધ્યાનમા ઉતરે નહિ જે તે કહે કે બાળા, તો ઉધ કેમ આવે છે. આવડી મોટી છોકરી ઘરમા કુવારી ફરે છે ને તમારી આખો કેમ ઉઘડતી નથી દરેક કન્યા પરણાવવી જોઈએ, અમુક જ્ઞાતિમા પરણાવવી જોઈએ અને અમુક ઉમર પહેલા પરણાવી દેવી જોઈએ એવી ત્રણ તરફથી પરિમિત થએલી મમા ( સ્થિતિમા બાળાબ્હેનને મુશ્કળી ભોગવવુ પડેલું પરતુ તેઓ દર વખતે મનમાનતો વર ન મળે તો ઘર ગોળ ગમે તેની સાથે લગ્ન કરીશ એમ જવાબ દેતા હતા એમ કરતા સ્વ માર્કંડરાય નદશકરની મા કૃત પ્રયાસ કરતા ડો બટુકરામના પુત્ર અને માર્કંડરાયના ભાણેજ સુમતભાઇ સાથે વિવાહ નક્કી થયો ડો બટુકરામ કહે કે અમુક સ્ટીમરમા સુમતભાઈને વિલાયત મોકલવાના છે તે પહેલા લગ્ન કરવુ જ જોઈએ જ્યોતિષ શાસ્ત્રી કહે છે મીનાર્ક આવે છે તેમા લગ્ન ન થાય બાળાબ્હેનને એમ હતુ કે આવા ક્ષુલ્લક કારણસર વર ન ખોવો તેઓ એવા વ્હેમમા માનતા નહોતા છેવટે વ્હેમનો ટેમ મળ્યો અને મીનાર્કમા લગ્ન ગોઠવાયા ઘણાએ ટીકા કરી હશે મારા પિતાના સબધીઓ જૂના વિચારના તેમને પણ આ વાત રુચતી નહિ વિશેષમા તેમનો એ વાંધો હતો કે મહીપતરામ અને બટુકરામ એ બે વિલાયતી વહેવાઈઓ બીજા કોઈએ ભોળાનાથના ઘ મા ન શોધ્યા અને બાળાબ્હેને બને તેવા શા સારૂ શોધી નાતમા ઘોળ ઘા યો '*

( બાળ મરણનુ પ્રમાણ આપણે અહિં મ્હોટુ રહે છે અને તેમા વળી બાળલગ્ન વગેરે થતા હોવાથી વિધવાઓની સખ્યા બહુ મ્હોટી માલુમ પડે છે તેમા મ્હોટુ દુખ તો એ છે કે વિધવા વિવાહનો, ખાસ કરીને દ્વિજ વર્ણોમા સામાન્યત નિષેધ હોય છે, તેના પરિણામે વિધવાઓની સ્થિતિ બહુ કફોડી થઈ પડી અને તેમનુ જીવન ઓશિયાળુ અને દયાપાત્ર થઇ પડતુ હતું

---

* ડો વિદ્યાબ્હેન મણિમહોત્સવ ગ્રથ પૃ ૧૯૭-૯૮

દેશમાં નવા વિચારોનો સંચાર થતા સુધારક અને શિક્ષિત વર્ગનું ધ્યાન આ અનિષ્ટ અને જીવન વિઘાતક કુરિવાજો પ્રતિ ખાસ ખેંચાયુ હતું. અને તેનો અટકાવ કરવા, કાયદાનું જેમ રક્ષણ લીધુ હતુ, તેમ લોકમત કેળવવાના પ્રયાસ સુદ્ધા થયા હતા. સન ૧૮૫૬ માં વિધવા વિવાહનો કાયદો પસાર થયો પણ લોકમત તૈયાર ન હોતો એટલે તેની ઝાઝી અસર થવા પામી નહતી; સન ૧૮૯૩ ના સંમતિ વયના કાયદા માટે પણ ઉપર મુજબ કહી શકાય. સન ૧૯૨૯ મા સાર્દા એકટ પસાર થયો તે માત્ર બાળ લગ્ન ઉપર અંકુશ મૂકવામા કાંઇક ફતેહમંદ નિવડયો છે; અને વિધવાઓ પણ હમણાં હમણા લોકમાનસમા પરિવર્તન થતા, પુનર્લગ્ન કરવા હિંમત બતાવતી જણાઈ છે.

છેલ્લાં પોણોસો વર્ષનું ગુજરાત સાહિત્ય આપણે અવલોકીશુ તો બાળલગ્ન અને અસમાન લગ્ન, કજોડા—સામે ભિન્ન ભિન્ન પ્રકારે વિરોધ કરતા તેમ વિધવા વિવાહની તરફેણ કરતા નિબંધો, કાવ્યો, નાટકો વગેરે આપણા અગ્રગણ્ય લેખકો જેવા કે દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, રણછોડભાઈ ઉદયરામ, કરસનદાસ મૂળજી, મહીપતરામ વગેરેએ લખેલાં વાચવાને મળશે અને લોકમત કેળવવામા તે બહુ સહાયભૂત થયા હતા.

તે પછી કેળવણીનો પ્રચાર વધતા અને જનસમૂદાય સમજતો થતાં અગાઉની સ્થિતિમા જબર પરિવર્તન થવા પામ્યુ છે. અને તેના પરિણામે અનેક પત્નીત્વને ઉત્તેજન મળતુ તેનો લોપ થયો છે, કન્યાવિક્રયની પ્રથા તિરસ્કારાય છે, અને એક પત્નીત્વની લાગણી બહુધા તીવ્ર બની છે, એટલુજ નહિ પણ પસંદગી મ્હોટી વયે લગ્ન કરવાના રિવાજે પ્રાબલ્ય મેળવ્યું છે, એટલે સુધી કે વરકન્યાની ઇચ્છા વિરૂદ્ધ વડિલો તરફથી અન્ય પ્રકારે લગ્ન કરવાની પેરવી થાય છે તો યુવતીઓ બંડ કરે છે, અને તેમા નિરાશા મળે તો પ્રાણત્યાગ કરવા સુદ્ધા તેઓ ડરતી નથી. સિવાય આંતર જાતીય લગ્ન તેમ આંતર પ્રાન્તીય લગ્નની સંખ્યા વધતી જાય છે, અને તે સઘળા લગ્ન સિવિલ મેરેજ એકટ મુજબ નોંધાય છે, જેથી વારસા હક્કમા નુકશાન ન પહોંચે, તે ઉપરાંત છૂટાછેડા, દંપતિ વચ્ચે ગંભીર પરિસ્થિતિ ઉદ્‌ભવે, તો સહેલાઈથી મેળવી શકાય.

ઓગણીસમા સૈકાના છેક આખર ભાગ સુધી, બલ્કે આપણે એમ કહી શકીએ કે છેલ્લુ મહાન યુરોપીય યુદ્ધ પુરૂ થતા સુધી આપણા દેશમાં જ એકલું નહિ પણ સુધરેલા ઇંગ્લાંડમા સુદ્ધા સ્ત્રીજાતિને પુરૂષ વર્ગથી

નીથી ઉતરતી પંક્તિની ગણવામાં આવતી. અમુક ધંધાઓમાં તેઓ જોડાઈ શકતી નહિ; અને નવાઈભર્યું એ લાગશે કે કેટલીક કેળવણી સંસ્થાઓએ તેમના પ્રવેશ સામે પ્રતિબંધ મૂકેલા હતા. રાજકીય ક્ષેત્રમાં પણ લડાઈ પછી જ તેમને મતાધિકાર મળ્યો હતો.

મીલ રચિત 'સ્ત્રીઓની પરાધીનતા' ('The Subjection of Women') એ પુસ્તકે કે સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં મ્હોટો હિસ્સો આપેલો છે. ફ્રેંચ વિપ્લવના પરિણામે વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સમાનતાના ઉદ્દઘોષો જનતા ઉપર ભારે અસર કરી રહ્યા હતા, તેને લઈને તેમજ કેળવણીના પ્રચારે નવીન દૃષ્ટિ પ્રાપ્ત થતાં યુરોપમાં સ્ત્રી જીવનનો વિકાસ વહેલો થવા પામ્યો હતો અને ઉપર કહ્યું તેમ વરસોની ચુસેલ પછી સ્ત્રી જાતિએ સમાન દરજ્જો તેમ સમાન હક્ક પ્રાપ્ત કર્યા છે.

જે સ્થિતિ સ્ત્રીઓની યુરોપની ઓગણીસના સૈકાનાં પૂર્વાર્ધમાં હતી તે આપણે અહિં લાંબા સમયથી પ્રવર્તે છે.

પ્રાચીન યુગમાં સ્ત્રીઓની સ્થિતિ ઉંચી હતી અને તેનું સન્માન કરવામાં આવતું. રથના ચક્રની પેઠે સ્ત્રી પુરુષોનું સ્થાન સમાન હતું. જેમ રાજા અને દિવાન તેમ પુરુષ ને સ્ત્રીનો દરજ્જો હતો. શાસ્ત્રકારોએ સ્ત્રીને વામા, પુરુષનું અર્ધું અંગ ગણી તેની વાસ્તવિક સ્થિતિ દર્શાવી છે. વિદ્યુતનો પ્રવાહ ઉત્પન્ન કરવા positive અને negative તાર જોડાવા જોઈએ તેમ સ્ત્રી પુરૂષ, જેમાંનું એક પોષક તત્વ છે અને બીજું ઉત્પાદક તત્વ છે, તેનો સુમેળ જામે, એકબીજામાં તેઓ લીન થવા પામે તો જ સંસાર સુધરે અને સફળ બને. મનુ ભગવાને એટલે સુધી કહ્યું છે, કેઃ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः

પરન્તુ વચગાળાના અંધકાર યુગમાં, સમાજની અજ્ઞાન અવસ્થામાં સ્ત્રીની અધમ સ્થિતિ થવા પામી હતી. પુરૂષને ભ્રષ્ટ કરનારી સ્ત્રી જ છે, તે નરકનું દ્વાર છે, એવા વિચારો પ્રચલિત થયા થતા અને સમાજમાં તીવ્ર વૈરાગ્યની ભાવનાનું પ્રાબલ્ય જામતાં સ્ત્રીઓ પ્રતિ તિરસ્કાર વધ્યો હતો. ગૌતમ બુદ્ધ પણ સ્ત્રીઓથી અલગ રહેવા સૂચન કરે છે; સ્વામીનારાયણ સંપ્રદાયમાં એ જ સ્થિતિ જોવામાં આવે છે. ક્રિશ્ચિયાનીટીમાં પણ એ સ્થિતિ શરૂઆતમાં પ્રવર્તતી હતી. સેંટ પૉલ તો સ્ત્રીઓનો દુશ્મન હતો, અને તેના જન્મ શહેર ટાર્ટસમાં સ્ત્રીઓ પર એવો સખ્ત અંકુશ

મૂકાયતો હતો કે તેઓ આખુ શરીર બુરખાથી ઢાકયા પછી જ બહાર નિકળી શકે અને તે એટલી હદે કે ચાલવાના રસ્તાની પગ નીચેની ભોય સિવાય બહારનુ કાઈ જ તેમને જોવા દેવામા આવતુ નહિ.*

આપણા સાહિત્યમા પણ કવિ સામળે સ્ત્રીને વિષયવાસનાની પુતળી વર્ણવી છે, અને પુરાણોમા પણ તેને ચચળ વૃત્તિની અને તેના સ્વભાવ પર કાબુ વિનાની જણાવી છે×

એ બધા કારણો ભેગા થતા સ્ત્રી એક ગુનામડી થઇ પડી હતી અને તેને ધણીની એક મિલ્કત સમાન ગણવામા આવતી તેના પ્રતિ બહુ પક્ષપાત થાય તો તેને સોને રૂપે મઢવામા આવતી પણ તેને પુરૂષ ઇચ્છાને આધીન રહેવુ પડતુ સામાન્ય માન્યતા એવી હતી કે 'બુધે નાર પાધરી '‡ અને શાસ્ત્ર આજ્ઞા પણ એવી દર્શાવવામા આવતી કે,

" पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रश्च स्थविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति "+

આ પરિસ્થિતિમા સ્ત્રી જીવનના વિકાસની કે સ્ત્રીના વ્યક્તિ સ્વાતન્ત્ર્યની વાત જ કયા રહી ?

પરન્તુ બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી દેશમા નવા પ્રકાશના કિરણો પથરાતા સ્ત્રી જીવન ઉપર પણ તેનો ઉજ્જવળ પ્રભાવ પડવા પામ્યો હતો અને પ્રજા કેળવણીનો પ્રચાર વધતા અને સ્ત્રીઓ ભણવાતા પૂર્વની તેમની સ્થિતિમા પુષ્કળ સુધારો થવા પામ્યો છે એ તુરત ધ્યાનમા આવશે

નવયુગ બેસતા પહેલા આપણુ સ્ત્રીજીવન કેવુ હતુ, તેનો ખ્યાલ આવવા 'સુન્દરી સુબોધ'ના વિદ્વાન તત્રી શ્રીયુત રામમોહનરાયે તેમની દશાનુ જે શબ્દ ચિત્ર દોર્યુ છે, તેજ અત્રે ઉતારીશુ —

*'નારી પ્રતિષ્ઠા' વિશે ડૉ આનદશકર ધ્રુવનુ વ્યાખ્યાન—વસન્ત વર્ષ ૭, અક ૧

× The bed, the mat, adornment, desire-(sleep, laziness, vanity)-wrath deceitfulness, proneness to injure and bad morals-these evil qualities the Creator ordained for women (Muir's Sanskrit Texts Vol IX, p 17)

‡ જુઓ 'નયોતિર્ધર'મા લેડી વિદ્યાબ્હેનની નોંધ તા ૨૪ મી જુલાઈ, ૧૯૩૭.

+ 'નારી પોકાર', પૃ ૧

“આ સમયનું સ્ત્રીજીવન,-સંકુચિત અને બાંધેલા ઓવારાની અંદર વ્હેતી નદીના, કંઈક તરંગ અને કંઈક ડ્હોળાણવાળા, મન્દ અને શાન્ત પ્રવાહ જેવું હતું. કાંઈક ધાર્મિક, વિશેષ વ્હેમી, બહુધા સ્થિતિસ્થાપક અને કાંઈક સંસ્કાર, શાસ્ત્રની પુરાણની-રૂઢિની-દૃઢ થઈ ગયેલી મર્યાદાઓમાં, સંતોષમાં સમજતું, ગુરૂ જનની તથા વડીલ વર્ગની આજ્ઞાઓ તેમજ શાસનો અવિચારણીય માનતું, ઓગણીસમી સદીનું સ્ત્રીઓનું જીવન સાંકડી નેળમાં થઈને જતા ગાડા જેવું, ઝીણી વાટ અને ઘણું તેલ એવા કોડિયામાં બળતા દિવાના જેવું ટિમટિમતું હતું. આ સમયની સ્ત્રીઓમાં નવીનતાની ભાવનાઓના અભાવ નહિ હોય, છતાં ત્હેમનામાં સનાતનતાની નિષ્ઠા અને આચારશુદ્ધિની ભાવના દૃઢ હતી. ગૃહસંસારના સવાલોની કઠિનતાઓ ત્હેમને નડતી તેઓ માનતા ન હોતા, એટલે ત્હેના બંધનો સામે બળવો કરવાનું તો સ્વપ્નું પણ ત્હેમને ક્યાંથી જ હોય? અને વિશેષત –ત્હેમનામાં ‘પડ્યું પાનું નભાવી લેવા’ની શક્તિ તથા વૃત્તિ હતી. ઈશ્વર ઉપર આસ્થા તથા ભાવિ તરફ જિન્દગીનો સઘળો ઝોક હતો. એકંદર જોતાં તીર્થસ્થળના પુરાણા પણ કંઈક જીર્ણ થઈ ગયેલ દેવાલય સમું તે સ્ત્રીત્વ હતું, અજ્ઞાન, વ્હેમના, અંધશ્રદ્ધાના પડદાઓની પાછળ પરમાત્માનો જ્યોતિ ત્હેમાં ઝગઝગતો–ઓછું વધતું–દર્શન દેતો હતો.’*

પૂર્વે કહ્યું તેમ અંગ્રેજી શિક્ષણે–પાશ્ચાત્ય વિચાર અને સાહિત્યે આપણા જીવનમાં ક્રાંતિ આણેલી છે અને આપણે વ્યક્તિ સ્વાતંત્ર્ય, સમાનતા અને સ્વાતંત્ર્યના પાઠ અંગ્રેજી પ્રજા પાસેથી શિખ્યા છીએ, અને તેની એ અસર થઈ છે કે આપણે સ્ત્રી જાતિ પ્રતિ વિશેષ માનથી જોતા થયા છીએ, અને તેમને સ્વતંત્ર વ્યક્તિત્વ છે, એ સિદ્ધાંત માન્ય કર્યો છે.

મહારાણી ચીમનાબાઈ ગાયકવાડે પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રી પુરુષો એક સાથે મળીને જાહેર કાર્યો કરે છે, એવી ભૂમિકા આપણે અહિં પણ તૈયાર થાય, અને સ્ત્રીઓને તેમને યોગ્ય સ્થાન મળે, જેથી પુરૂષ વર્ગની એકલે હાથે ચાલતી પ્રવૃત્તિઓ નિષ્ફળ નિવડેલી છે, તે પરસ્પરના, સ્ત્રી પુરૂષના સહકારથી સફળ નિવડે, એવા આશયથી “હિન્દુસ્તાનના સામાજીક જીવનમાં સ્ત્રીનું સ્થાન” એ નામનું એક પુસ્તક, પોતાના વિચારો સંકલિત કરી, શ્રીયુત એસ. એન મિત્ર પાસે અંગ્રેજીમાં લખાવ્યું હતું, અને તેનો તરજુમો જાણીતી વિદુષી બ્હેનો લેડી વિદ્યાબ્હેન નીલકંઠ અને શ્રીમતી

* ‘વીસમી સદીનું આપણું સ્ત્રી જીવન’ પૃ ૩

શારદાબ્હેન મહેતાએ કરેલો છે; તે ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ તે અરસામાં 'મ્હોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી', 'સ્ત્રીઓની પરાધીનતા' 'સ્ત્રી પોકાર', 'સંસારમાં સ્ત્રીની પદવી', એવાં કેટલાંક સ્ત્રી ઉપયોગી પુસ્તકો લખાવી સ્ત્રીઓનો દરજ્જો સન્માનભર્યો અને સમાન થવા પામે એવું વાતાવરણ પેદા કરવા, યથાશક્તિ પ્રયાસો કર્યાં હતા.

સ્ત્રી કાર્યકર્તાઓ સામાન્ય રીતે જૂજજાજ મળી આવે છે, એ સ્થિતિ ટાળવા, જનસેવા જેમનો જીવન ધ્યેય હતો, તે સ્વર્ગસ્થ ગોખલેના સ્મરણાર્થે એમના એક અનન્ય અનુયાયી શ્રીયુત કરસનદાસ ચિતળીઆએ સન ૧૯૧૬માં 'ભગિની સમાજ' નામની એક સંસ્થાની સ્થાપના કરી હતી અને તે સંસ્થા સ્ત્રીઓ માટે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ, જેવી કે બાળ મંદિર, ભગિની સમાજ વગેરે ચલાવી રહી છે; અને તે કાર્ય જેમ શુભ તેમ પવિત્ર છે.

આ સઘળી,–સ્ત્રીજીવન સુધારક અને સ્ત્રીજીવન સહાયક,–પ્રવૃત્તિઓમાં એક વસ્તુ પર હમણાં હમણાં વધુ લક્ષ ગયું છે, કે સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય મેળવેંજ તેમનો સંપૂર્ણ વિકાસ સંભવી શકે, એટલે સ્ત્રીઓ પોતીકી આજીવિકા મેળવવા શક્તિમાન નિવડે, સ્વાશ્રયી બને, તે સારૂં યોગ્ય ધંધા હુન્નર શીખી લે; જેથી તેમને પુરુષ વર્ગ પર ઓશિયાળા કે આધીન થઈ બેસવાનો સમય આવશે નહિ; તેમ તેમનો શારીરિક, અને માનસિક વિકાસ સાધી, તેમનામાં નીડરતા, સ્વાશ્રયપણું, આત્મવિશ્વાસ, સમભાવ અને રાષ્ટ્રીયતાની લાગણી કેળવી, કોમી ભાવના દૂર કરી, તેમને સારાં નાગરિક બનાવવાના પ્રયત્નો શરૂ થયા છે. તે દિશામાં જાણીતી 'જ્યોતિ સંઘ'ની અનેક વિધ પ્રવૃત્તિ વિશેષ ધ્યાન ખેંચે છે; એ પ્રવૃત્તિ જરૂર વધાવી લેવી ઘટે છે; સ્ત્રીઓ જ તેમના ઉદ્ધાર અર્થે બહાર નિકળે એનાથી વિશેષ રૂડું શું હોઇ શકે?

બે વર્ષની ટુંકી કારકીર્દીમાં એ સંસ્થા જે સુંદર અને પ્રગતિમાન કાર્ય બતાવી શકી છે, તે મુખ્યત્વે તેના કાર્યકર્તાઓની બાહોશી અને રચનાત્મક સયોજન શક્તિને આભારી છે. અને તેની સફળતાનો યશ જો કોઈ એક વ્યક્તિને આપી શકાય તો તે યશના અધિકારી શ્રીમતી મૃદુલા બ્હેન અંબાલાલ છે. આ આખી ય યોજના એમના મગજમાંથી ઉદ્‌ભવી છે અને એ સંસ્થાના તેઓ પ્રાણરૂપ છે. એવી સેવાભાવી સ્ત્રી શક્તિઓ સાર્વજનિક કાર્યોમાં વધુ પ્રમાણમા અને મ્હોટી સંખ્યામાં રસ લેતી અને સક્રિય ભાગ લેતી થાય તો સમાજનો ઉત્કર્ષ જલદી થવા પામે એમ નિઃશંક કહી શકાય.

પ્રસ્તુત આર્થિક સ્વાતંત્ર્યના વિષયમાં એક મહત્વના મુદ્દા પ્રતિ કાર્યકર્તા બ્હેનોનું અમે લક્ષ ખેંચીશું કે સ્ત્રી પુરૂષની રચનામાં કુદરતી ભેદ રહેલા છે તે ન વિસરાય, તેમ એ પણ ધ્યાનમાં રહેવું જોઈએ, કે સંસારમાં સ્ત્રી પુરુષ બન્નેને એકબીજાનો સાથ અને સહકાર આવશ્યક છે, બન્નેના જીવન પરસ્પર અવલંબે છે અને માતૃત્વજ સ્ત્રી જીવનનું ધ્યેય તેમ વિજય કળશ હોવું જોઇએ



લેડી વિદ્યાબ્હેન નીલકંઠ

આપણે અહિં સ્ત્રીજીવન વિકાસમાં જેમણે મ્હોટો હિસ્સો આપેલો છે, જેઓ ગુજરાતને ભૂષણરૂપ છે, અને નવ નારીજીવનના નિર્માતા છે,

તે લેડી વિદ્યાબ્હેન નીલકંઠ અને શ્રીમતી શારદાબ્હેન મહેતા, એઓના જીવન અને જાહેર સેવાકાર્ય વિષે સહેજ ઉલ્લેખ કરીશું વર્તમાન સ્ત્રીસમાજને તે માર્ગદર્શક તેમ પ્રેરણાત્મક માલુમ પડશે.

એ બન્ને વિદુષીબ્હેનો ગુજરાતના એક મહાન સમાજ સુધારક સરદાર ભોળાનાથ સારાભાઈના દોહિત્રીઓ થાય એ બન્ને બહેનોના લગ્ન ભાગ્યવસાત્ એવાજ બે જાણીતા સુધારક કુટુંબોમાં થવા પામ્યા હતા એ પરિસ્થિતિ તેમને એમનો જીવનવિકાસ સાધવામાં મદદભૂત નિવડી હતી એ ખરું પણ સમાજના વહેમ અને અજ્ઞાનતાના દુર્ગ સામે, વિરોધી વાતાવરણમાં, નિડરતાથી તથા આગળ કૂચ કરી, માર્ગમાં નડતી મુશ્કેલીઓ દૂર કરી, મક્કમતાથી અને હિંમતપૂર્વક બી એ ની પદવી મેળવવા શક્તિમાન થયા, એ એમના ધૈર્ય અને ઉલટનું પરિણામ હતું નવો ચીલો પાડનારનું કામ (pioneer) હમેશા નિકટ અને કંટાળાભર્યું હોય છે પણ એ પાયોનિયર તરીકેનું કાર્ય એમણે સઘળા ભ્ગો વેઠીને, પાર ઉતાર્યું હતું તેમાં એમને વિજય મળ્યો હતો, અને તેનું એક શુભ પરિણામ એ આવ્યું છે કે તેમના પગલે ચાલી આજે સેંકડો સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી લેતી થઈ છે

તેમના માટે વધારે ખુશી થવા જેવું અને મગરુરી લેવા જેવું એ છે કે પોતે જે પ્રાપ્ત કર્યું તેનો લાભ અન્ય પછાત રહેલી બ્હેનોને આપવા તેઓ હમેશાં પ્રવૃત્ત રહ્યા છે, મહિલા વિદ્યાલય અને મહિલાપાઠશાળા સ્થાપવામાં તેઓ અગ્રસ્થાને હતા અને પ્રાંતમાં એવી કોઈ સ્ત્રી ઉપયોગી કે સમાજ સુધારાની પ્રવૃત્તિ નહિ માલમ પડે, જેમાં તેમનો મ્હોટો હિસ્સો કે મીઠો હાથ નહિ હોય !

વળી જાહેર જીવનમાં આગળ આવી તેમણે બીજી સ્ત્રીઓને જાહેરમાં ભાગ લેવા પ્રેરી છે, એ રીતે સ્ત્રીઓની પ્રવૃત્તિને ખૂબ ઉત્તેજન મળ્યું છે

શ્રીયુત ગોકુળદાસ રાયચુરાના શબ્દોમાં કહીએ તો શ્રીમતી શારદાબ્હેન 'સ્ત્રીસમાજના મુકુટમણિ' છે અને મહાત્માજીએ લેડી વિદ્યાબ્હેનને, એમના મણિમહોત્સવ પ્રસંગે સંદેશો પાઠવતા, તેમને 'સ્ત્રીઓના ભૂષણરૂપ' જણાવી, એક સરસ સુધારક કહ્યા હતા

સ્ત્રીકેળવણીમાં તેમ સમાજ સુધારાના ક્ષેત્રમાં સ્ત્રી સમાજની ઉન્નતિમાં અને સાર્વજનિક કાર્યોમાં, ભાષણો આપીને તેમ લેખો લખીને, મ્યુનિસિપાલીટી અને વિદ્યાપીઠોમાં સક્રિય ભાગ લઈને, એમણે સ્ત્રીઓ માટે સુંદર દાખલો બેસાડ્યો છે, એટલુંજ નહિ પણ જે ક્ષેત્રમાં તેઓ ઉતર્યા છે તેનું કાર્ય સરસ દીપી ઉઠેલું છે

વસ્તુતઃ શુભનામરૂપ ગંગા યમુનાના પાવનકારી પ્રવાહની પેરે એ બંને બ્હેનોની પ્રવૃત્તિ સ્ત્રીસમાજનો ઉત્કર્ષ સાધનારી, કલ્યાણકારી અને સ્ત્રી જીવનને પ્રગતિ-ઉન્નતિના પથે લઈ જનારી જણાશે.

અંતમાં, શ્રીયુત પ્રાણલાલ દેસાઈએ લેડી વિદ્યાબ્હેન વિષે વિવેચન કરતા જે કહ્યુ છે તે, એ બન્ને બ્હેનોને લાગુ પડશે. તેઓ લખે છે —

" પ્રાચીન આર્યસંસ્કૃતિ તથા અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ એ બંનેનો જેમણે પોતાના જીવનમાં યોગ્ય પ્રમાણમા સમન્વય કર્યો છે, વ્યવહાર કુશળ રહીને પણ જેમણે આદર્શોને કદી વિસાર્યા નથી, પ્રગતિમાન અર્વાચીન સ્ત્રી કેવી હોવી જોઈએ તેનું જેમણે આધુનિક ભણેલી સ્ત્રીઓ માટે માર્ગદર્શક ઉજ્જવળ દૃષ્ટાંત પુરૂં પાડ્યુ છે, જેઓ સૌજન્ય, સૌમ્યતા તથા નિરભિમાનની સાક્ષાત્ મૂર્તિસમા છે ........"×

ગુજરાતના જાહેર જીવનમા મહાત્માજી દાખલ થયા પછી જે પરિવર્તન પ્રજાજીવનમા આવ્યુ છે, તેમાથી સ્ત્રીઓ પણ મુક્ત રહી શકી નથી તેમણે તો તેમના જીવનમા અપૂર્વ ઉત્સાહ રેડ્યો છે, તેમના જીવનમાં પલટો આણ્યો છે, અને એમના ઉપદેશથી પ્રેરાઈને, તેમાથી પ્રેરણા અને બળ મેળવીને સ્ત્રીઓએ સવિનય કાયદાના ભંગની લડતમા મોખરે રહી દેશનું ગૌરવ સાચવ્યુ હતુ જે નિડરતા, જે બહાદુરી, જે ત્યાગ, જે સેવાભાવ અને સમર્પણ શક્તિ સૈનિકો તરીકે તેમણે દાખવ્યા હતા તેથી સૌ કોઈ આશ્ચર્ય ચકિત થયા હતા, અને એ નૂતન દૃશ્ય નિહાળીને નવ-યુગના નામાંકિત કવિ સુન્દરમે કહ્યુ છે, કે,

" રોમાગ્નિના હવિ થઈ હસતી ઝુકાવે,
ને ગર્વિલા પુરૂષના અભિમાન ભાંજે,
સંસારથી રથલગામ કરે ગ્રહતી,
ને સારથી પુરૂષને રહી રોપ ગ્રહે ૪૦

એ મેળ નારીનરનો બનશે નવીન,
જાશે સરી પુરૂષજાતિનું આધિપત્ય,
થાતાં વિમુક્ત જગની બલવંત શક્તિ,
મુક્તિપ્રભાત નહિ દૂર રહે પછી કે."* ૪૧

---

× લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ ગ્રંથ પૃ ૪૦

* લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ ગ્રંથ પૃ ૮

## પ્રકરણ ૬
## સામાજિક પ્રગતિ
### (૧) વ્યક્તિ વિકાસ અને વ્યક્તિ સ્વાતંત્ર્ય

"Thus, according as such of our Social institutions and customs as hinder the growth of what I have called, 'Social efficiency-" in other words, a spirit of altruism, social feeling or a sense of national life, are modified or adopted, according as an *equality of footing* is made secure to all classes in the competition for life, according as the women of the country are educated and enjoy freedom of thought and movement, and according as the people are permeated with this sense of national life, Social progress would be made under favourable conditions"*

Indian Social Reformer (p. 361.)

એ ક્રૂર અને અમાનુષી ચાલો અટકાવવા આપણે વિચાર કરતા થઈએ, તે પ્રતિ આપણુ કર્તવ્ય જાગૃત થાય તે પહેલા, અગ્રેજ સરકારે દૂધ પીતીનો અને સતીની પ્રથાનો નિષેધ માનવતાની દષ્ટિએ કર્યો હતો; અને આપણા હિન્દુ સમાજમા વિધવાઓની અતિ મ્હોટી સખ્યા અને તેની દયાજનક સ્થિતિ નિહાળી, કેટલાક સુધારકોની માગણી ઉપરથી, એ નવી રાજસત્તાએ સન ૧૮૫૬ મા વિધવા વિવાહનો કાયદો પસાર કરી સમાજ સુધારકોનો કટકભર્યો માર્ગ મહેજ મગમ કરી આપ્યો હતો

દેશમા શાળાઓ સ્થપાતા જ્ઞાનના કિરણો પ્રકટવા માડ્યા હતા, અને અગ્રેજી કેળવણીએ તો શિક્ષિત વર્ગને નવીન દૃષ્ટિ અર્પી હતી, તેની સાથે જન વ્યવહારના માર્ગો ખુલ્લા થતા અને એન્ગ્લો-ઈન્ડિયન અને અંગ્રેજી પ્રજા સાથેનો પરિચય વધતા, આપણો સમાજ કેટલો નીચે પડેલો, અધમ સ્થિતિએ પહોચેલો હતો તે ધ્યાનમા આવ્યુ, અને તે શોચનીય સ્થિતિ સુધારવા નવશિક્ષિત સુધારક વર્ગ તત્પર થયો હતો તેણે જોયુ કે જન-

* edited by Mr C Y Chintamani

સમુદાય પર અજ્ઞાન અને વહેમનું આવરણ સજ્જડ ફરી વળેલું હતું અને તેનાં પરિણામે પ્રજાજીવનમાં, અનેક પ્રકારનાં અનિષ્ટ તત્ત્વો, ખોટા અને નિંદ્ય આચારવિચાર, હાનિકારક અને અધોગતિ કરનારા રીતરિવાજો જડમૂળ ઘાલી બેઠા હતા; અને તેનું નિરાકરણ થયે જ જન સ્થિતિ સુધરે એમ હતું. તેનું નિદાન તેમણે કેળવણી અને જ્ઞાનપ્રચારમાં ભાળ્યું. તેટલા વાસ્તે ગામેગામ શાળા, કન્યાશાળા અને પુસ્તકાલય કાઢવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી અને ઉત્તેજી અને સુધારાનું દૃષ્ટિબિન્દુ લોકોને સમજાવવા, તે બાબતમાં લોકમત કેળવવા, આરંભમાં સુધારકોએ, સમાજ સુધારાના વિષયો, જેવા કે, બાળલગ્ન નિષેધ, વિધવા વિવાહને ઉત્તેજન, અનેક પત્નીત્વનો માઠો રિવાજ, કજોડાં અને કન્યાવિક્રયનાં હાનિકારક પરિણામો, જાહેર માર્ગપર રોવા કૂટવાની નિંદ્ય પ્રથા અને બારમા તેરમા પાછળ ખોટા અને ઉડાઉ ખર્ચો, કરજથી થતી પાયમાલી, મદ્યપાનનો નિષેધ, પરદેશગમન અને સ્ત્રી કેળવણીની આવશ્યકતા વગેરે પર જાહેર વ્યાખ્યાનો અપાવી તેમ નિબંધો અને કવિતા લખાવી, તે વિચારોનો પ્રચાર કરવા ભિન્નભિન્ન પ્રકારે પ્રયત્નો આદર્યાં હતા અને એ પ્રવૃત્તિ વધતાં તેમની દૃઢ પ્રતીતિ થઈ હતી કે સ્ત્રીઓની સ્થિતિ અને દરજ્જો સુધરે આપણો સમાજ પ્રગતિમાન અને ઉન્નત થઈ શકશે.

પ્રસ્તુત હિલચાલનો પ્રધાન આશય, જેને જાણીતા સમાજ સુધારક શ્રીયુત નટરાજન enlighted self-interest કહે છે, તે જાતિ સુધારણાનો હતો. મનુષ્ય સ્વભાવનું બંધારણ એવા પ્રકારનું રચાયલું છે કે તેને એકલવાયા રહેવું ગમતું નથી તેમજ તેનામાં અનુકરણ કરવાની સ્વાભાવિક વૃત્તિ હોય છે; એટલે સારા માઠા વિચાર કે વર્તનની તેના જીવન ઉપર જબરી અસર થવા પામે છે; પ્રચારકાર્યનું પ્રયોજન પણ એજ છે. નવા વિચારનાં બીજ નંખાતા, થોડે કાળે તેમાંથી અંકુર ફુટે છે અને સમય પૂરો થતાં તેને ફળ લાગે છે. તેથી તત્ત્વચિંતકો જે કોઈ બનાવો બને છે તેની પાછળના બળને, વિચારને શોધવા તજવીજ કરે છે; અને આપણે જાણીએ છીએ કે વિચાર પ્રચાર જેવું પ્રબળ અને પ્રેરક બળ, બીજું કોઈ નથી; અને એ માર્ગજ આપણા સુધારકોએ વાસ્તવિક ગણેલો હતો અને ગ્રહણ કર્યો હતો.

પ્રજા કેળવણીની જવાબદારી રાજ્યને શિર રહેલી છે, અને બ્રિટિશ સરકારે શાળા, કન્યાશાળા, વિદ્યાલય, પાંઠશાળા અને વિદ્યાપીઠ કાઢીને

લોકોને શિક્ષણ આપવા કેટલાંક વ્યવહારૂ પગલાં ભર્યાં હતાં: અને તેમાંની ઉણપો અને દોષો દૂર કરવા શિક્ષિત અને સુધારક વર્ગે કેવી વ્યવસ્થા કરી હતી, તે આપણે પાછલા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

તાત્પર્ય કે સ્વસુધારણા—જ્ઞાતિ સુધારણા માટે પ્રચારકાર્ય કરીને અને કેળવણી દ્વારા લોકોને સમજતા અને વિચારતા કરી, સમાજને પ્રગતિના—સુધારાના પંથે લઈ જવા જૂદી જૂદી રીતે પ્રચારકાર્ય થતું હતું.

નવા સુધારાનું પ્રાબલ્ય જામતાં પૂર્વે, વ્યક્તિ જીવન ઉપર અને વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર ધર્મશાસ્ત્રનાં વચનોનો, આચાર્યોનો અને જ્ઞાતિઓનો કેટલો બધો પ્રબળ કાબુ અને લાગવગ, કનડગત અને ત્રાસ હતાં તે આપણે મહીપતરામના પરદેશગમનના સંબંધમાં તેમ સંમતિ વયનો કાયદો પસાર કરતી વખતે દેશભરમાં તેના સામે ઉગ્ર વિરોધ પ્રદર્શિત કરવા સનાતનીઓ તરફથી પ્રવૃત્તિ થઈ હતી તેમાં પ્રત્યક્ષ જોઈએ છીએ; અને એ કારણે જ છોકરા છોકરીનાં લગ્નની વયમાં અને વિધવાના પુનર્લગ્નના વિષયમાં ઝાઝો સુધારો કે પ્રગતિ થવા પામ્યો નહોતો. પરન્તુ ઓગણીસમા સૈકાનો પ્રધાન સૂર વ્યક્તિ સ્વાતંત્ર્યનો, સમાનતાનો અને સ્વતંત્રતાનો હતો; ફ્રેન્ચ રાજવિપ્લવના પરિણામે એ વિચારોનો બહોળો પ્રચાર થયો હતો અને તેના પડઘા આપણા દેશમાં પણ પડ્યા હતા.

નવશિક્ષિત વર્ગ એ વિચાર વાતાવરણમાંથી પ્રેરણા લઇ રહ્યો હતો, અને તેમની વિધવિધ પ્રકારની પ્રવૃત્તિ પણ એ હક્કો પ્રાપ્ત કરવા અર્થે ગતિમાન હતી.

તેની અસર પ્રથમ સ્ત્રી જીવન ઉપર થવા માંડી. સ્ત્રીની પદવી સામાન્યતઃ પુરુષના વ્યક્તિત્વમાં સમાઈ જતી; તે પુરુષની માલિકી વસ્તુ, —જાણે કે તે એક નિર્જીવ પદાર્થ હોય—ગણાતી; પતિનું મૃત્યુ થયે તે માત્ર ભરણપોષણની અધિકારી થતી; સ્ત્રી ધન સિવાય બીજી કોઈ મિલ્કત ઉપર તેનો હક્ક પહોંચતો નહોતો, અને તે સદા ઓશિયાળી, પિતા, પતિ કે પુત્રને આધીન રહે, એવી પરિસ્થિતિ ઉદ્ભવેલી હતી; અને તેનું પરિણામ એ આવ્યું હતું કે લગ્નનો વિષય જે તેના સમગ્ર જીવનના સુખનો પ્રશ્ન હતો, તેમાં પણ તેને ઈચ્છિત વરની પસંદગી કરવાનો કે સ્વતંત્રપણે વર્તવાનો લેશમાત્ર અવકાશ નહોતો. સિવાય લગ્ન તેના માટે ફરજિયાત

કરી મૂકાયું હતું. કુંવારી ડોસી રહ્યાનો ભાગ્યે જ કોઈ ઉલ્લેખ મળી પડશે. કમનસિબે તેને ન્હાની વયે વૈધવ્ય પ્રાપ્ત થયું તો તે સ્ત્રીના દુઃખનો છેડો નહોતો; અને તે સ્થિતિ ટાળવા સુધારકોએ પહેલવહેલી તકે વિધવા વિવાહને ઉત્તેજન આપવાના પ્રયત્નો આરંભ્યા હતા.

ધીમે ધીમે સ્ત્રી કેળવણીનું પ્રમાણ વધતાં સ્ત્રીઓ જે જાગૃત થઇ હતી તેમને તેમની સ્થિતિનું ભાન થવા માંડયું; તેઓ પણ સમજવા લાગી કે સ્ત્રીને પણ સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે, અને તેનો દરજ્જો, પુરુષથી ઉતરતા પ્રકારનો લેખાતો તે, સમાન હોવો જોઈએ.

(લાંબા સમયથી પુરુષવર્ગ સ્ત્રી જીવન પર પોતાનો સ્થાપિત હક્ક માનતો એટલે સ્ત્રી જીવનની સ્થિતિ તેમ દરજ્જો સુધારવા અને ઉંચે લઇ જવા તેમ તેનું વ્યક્તિ સ્વાતંત્ર્ય મેળવવા સુધારકો તરફથી તેમ સ્ત્રી જાતિ તરફથી જે કાંઇ પ્રયત્નો થતા તેમાં પૂરી સફળતા મળતી નહોતી. ઇગ્લાંડ જેવા સુધરેલા અને પ્રગતિમાન દેશમાં સુદ્ધાં એ ભેદભાવની અને અસમાનતાની લાગણી પ્રવર્તતી હતી તો પછી આપણા જેવા પછાત, અજ્ઞાન અને ગરીબ મૂલ્ક માટે કહેવાનું જ શું હોય ! તેમ આપણી સ્ત્રીઓ એટલી કેળવાયલી અને પાવરધી, સશક્ત અને સુસંગઠિત બનેલી ન્હોતી કે તેઓ પુરુષ સામે બંડ ઉઠાવી શકે, અને તેમના હક્કોનું પાલન કરાવી શકે.

યુરોપીય મહાયુદ્ધ પછીથી ઇગ્લાંડમાં સ્ત્રીઓની સામાજિક અને કાયદેસર ( legal ) સ્થિતિમા મ્હોટું પરિવર્તન થવા પામ્યું છે, અને તેમનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપિત થયું છે; તેમ છૂટાછેડાના કાયદામાં, તાજેતરમાં, બ્રિટિશ પાર્લામેન્ટમાં જાણીતા લેખક મી. એ. પી. હર્બર્ટના પ્રયાસથી જે સુધારો પસાર કરવામાં આવ્યો છે, તે તેનાં લગ્ન સુખમાં મદદકર્તા થઈ પડશે. કારણ કે કુંવારા રહેવાનું બહુ થોડાંક જ સ્ત્રી પુરૂષો પસંદ કરે છે; અને સુખી, યશસ્વી લગ્ન જીવન જેવું જીવનમાં ભાગ્યે જ બીજું કોઇ સુખ માલુમ પડશે.

લગ્ન વિષયમાં સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવી ઈચ્છિત વર પસંદગી કરી 'શકે એ સંજોગો—વાતાવરણ—ઉભયને વાસ્તે ઇચ્છનીય તેમ હિતાવહ છે;' અને એ સ્થિતિ પ્રાપ્ત કરવામાં એક નિદાન એવું બતાવવામાં આવ્યું છે કે, (સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે, તેમની સ્થિતિ સુધરશે, તેમની ઉન્નતિ થશે, એટલું જ નહિ પણ તેઓ પુરુષ વર્ગ સાથે સમાન કક્ષાએ ઉભી રહેવા શકિતમાન થશે.)

આપણો મજુર અને કારીગરવર્ગ પણ ગરીબાઈ અથવા તો ઉત્પાદક સાધનોના અભાવે, સ્ત્રીઓથી જુદી અને અધમ, પરાધીન અને દમાયલી સ્થિતિમા, લાબા સમયથી, પડેલો છે, અને વધુમા તે અજ્ઞાન અને વહેમી હોવાથી તેનું શ્રેય સાધવાને અશક્ત જણાયો છે

બિહાર અને આસામ પ્રાન્તોમા યુરોપિયન કાળુ અને વહિવટ હેઠળ મ્હોટા વાવેતરો આવેના છે એ વાવેતરોમા અગાઉ ખેડુત પાસે કેટલી સખ્તાઈથી મજુરીનુ કામ લેવાતું અને તે વર્ગ કેવી હનાકી ભોગ વતો તેમજ એ પ્રદેશમા આવેની કોલસાની ખાણોમા કામ કરતા સ્ત્રી પુરુષ મજુરોના શા હાનહવાલ હતા એની વિગતો જાણવામા આવે છે ત્યારે આપણને કપારી વછૂટે છે અને ધનની પ્રાપ્તિમા, તેના મદમા મનુષ્ય કેવો દયાહિન અને સ્વાર્થઅધ બની જાય છે, તેનુ ઉપની કાર્યપદ્ધતિ સચોટ દૃષ્ટાંત પૂરૂ પાડે છે.

ગુજરાતમા પણ મજુરો પાસે કામ લેવામા કચાસ રખાતી નહોતી પણ તે જૂદા પ્રકારનું કામ હતુ અહિનો મ્હોટો ઉદ્યોગ તે સુતર કાપડના કારખાનાઓ, મીલો છે અને એ મીલોના સચાઓ ચલાવવા, તેનાપર દેખરેખ રાખવા, સુતરના તાર સમારના વગેરે માટે મજુર અને કારિગરોની મ્હોટી સખ્યામા જરૂર પડતી, અને તે આસપાસના અને નજદિકના ગામોમાથી સુખ્યત્વે ખેચાઈ આવતા

આપણો મુલ્ક ખેતીપ્રધાન છે અને એ ખેતીમાથી એટલુ થોડુ ઉત્પન્ન થાય છે કે તેની પેદાશ પર જ આધાર રાખનારાઓનો અડધાથી વધુ ભાગ બહુધા ભુખમરો વેઠે છે એ કઠિન પરિસ્થિતિમા મીલોને મજુરોની તાણુ ન પડે એટલુંજ નહિ પણ તે મજુરી સસ્તા દરે મળે એ ઉઘાડુ છે, અને હાલ પણ તેમા મ્હોટો ફરક પડયો નથી

જ્યા ભરતી વધારે અને માગણી થોડી ત્યા મજુરોને રાખનાર વર્ગ મનમાનતી સરતે કામ લઈ શકે અને તેમના પ્રત્યે સ્વેચ્છાપૂર્વક વર્તી શકે અને મજુર વર્ગ પણ તે સહી લે અને નભાવી લે એ સમજી શકાય એવી વસ્તુ છે એટલે ઘણા વર્ષો સુધી મીલ મજુરો પાસેથી સૂર્યોદયથી સૂર્યાસ્ત થતા સુધી અથવા તો એક યુરોપિયનના શબ્દોમા મ્હીએ તો અજવાળુ થતા શરૂઆત કરી અધારૂ થતા સુધી મીલો ચાલુ રાખી, કામ લેવાતુ એટલે કે એક યત્રની પેઠે તેમનો ઉપયોગ કરવામા આવતો અને મજુરો એક મનુષ્ય પ્રાણી છે એ સાવ વિસરાઈ જતુ આપણે સારી પેઠે

જાણીએ છીએ કે સ્વાર્થ એ તદ્દન નીચ અને અાધગી વસ્તુ છે. મિલમાલિકોને તો એમના ધંધાની, એમના નફાની ફિકર રહેતી, અને મીલમજુરોને રોજી આપતા એટલેથી તેમનું કર્તવ્ય પૂરૂ થતું તેઓ માનતા, પણ તેમની જરૂરિયાતો પૂરી પાડવા, તેમના સુખસગવડ વા સુખદુઃખ વિષે વિચાર કરવાની તેમને ફુરસદ સરખી નહોતી, બલ્કે એમ કહી શકાય કે તેમના જીવન પ્રતિ તેઓ ઉદાસિન જ હતા

એ જમાનાનું વાતાવરણ એ વિચાર પ્રણાલિકાને અનુકૂળ અને ઉત્તેજનાર હતુ. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે એ માન્યતાને દૃઢ કરી હતી જીવન એક પ્રકારનો સંગ્રામ છે અને તેમા જે પ્રાણી ઉત્કૃષ્ટ નિવડે તેજ બચવા પામે, નબળાનો તો નાશ થવા પામે છે અને તે કુદરતના નિયમ અનુસાર છે

વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના પણ તેને પોષક હતી. બીજાને અડચણ-કર્તા ન થાય, તેને ઇજા પહોચાડે નહિ ત્યા સુધી વર્તમાન રાજસત્તા પણ તેના કાર્યની આડે આવી શકે નહિ અથવા આવવી જોઈએ નહિ એવો એક વાદ તે કાળે પ્રધાનપણે પ્રચલિત હતો *

આ પ્રમાણે જો તે વ્યક્તિ તેનું કાર્ય છૂટથી કરી શકે તો તે કામકાજમા સારી પ્રગતિ થવા પામે અને તે સરવાળે સમાજને લાભ-દાયી જ થઈ પડે

આ મનોદશાને પરિણામે મીલોમા અને ખાણોમા કામ કરતા મજુરો, સ્ત્રીઓ અને છોકરાઓની કેવી દુર્દશા થવા પામતી તેનો સહેજ ખ્યાલ મીસીસ ગિસ્કિલકૃત 'મેરી બાર્ટન' અને ચાર્લ્સ ડિકન્સની કેટલીક નવલકથાઓ વાચતા આપણી નજર સમક્ષ ખડો થશે, અને એ નવલ-કથાઓએ તેમની સ્થિતિ સુધારવામા મ્હોટો હિસ્સો આપ્યો હતો એ પણ અહિં સાથે સાથે નોંધવુ જોઈએ

પરન્તુ આપણા મજુર કારિગર વર્ગનો પક્ષ લેનાર આપણા દેશમા કોઇ મડળ નહોતુ કે કોઈ સમર્થ વ્યક્તિ નહોતી, તેમ લોકમત એટલો પ્રબળ બન્યો નહોતો, પણ એ હિન્દી મીલ ઉદ્યોગને એક શોકય તરીકે માનનારા લેંકેશાયરના મીલમાલિકોએ સ્થાનિક મજુરોના કામના કલાકો વિષે વાધો ઉઠાવ્યો ત્યારે તે દિશામા કાંઈક તજવીજ થઇ હતી. એ માગણીનો

* Letting people manage their affairs in their own way so long as they do not cause mischief to others without the consent of others Sidgewick.

ખરો આશય તો હિન્દી મજુરો પાસે વધુ કલાકો કામ લેવાય છે, તે પર કાપ મૂકી અહિંની મીલોની હરિફાઈને ધોકો પહોંચાડવાનો હતો, જો કે તેનો દેખાવ પરોપકારનો બતાવવામાં આવ્યો હતો.

આપણો એ મીલ ઉદ્યોગ વધતો અટકે અને ઈંગ્લિશ કાપડની સામે તે હરિફાઈમાં ઉતરવા શક્તિમાન ન થાય તે નિમિત્ત અન્ય કોઈ સ્વતંત્ર રાજ્યમાં ન સંભવે એ પ્રમાણે હિન્દી કાપડની પેદાશ ઉપર સાડાત્રણ ટકાની જકાત લેન્કેશાયરના મીલમાલિકોના દબાણથી હિન્દી સરકારે નાંખી હતી, તે છેલ્લી યુરોપીય લડાઈ પછી નિકળવા પામી હતી. એ હિન્દુસ્તાનને હડહડતો અન્યાય જ હતો.

કપાસ આપણા દેશમાં પાકતો અને હિન્દી મજુરીના દર પણ સસ્તા હતા એટલે વિલાયતી કાપડ સામે મીલોની સારી વ્યવસ્થા અને કરકસરવાળો વહિવટ હોય તો દેશી માલ કિફાયત ભાવે વેચી શકાય.

દેશી પેદાશની સામે અટકાયતની બીજી કોઈ દલીલ આણી ન શકાય એવી પરિસ્થિતિ જોઈ, એટલે આરોગ્યની અને માનવતાની દષ્ટિએ મીલોમાં કામ કરનારા મજુરો, સ્ત્રીઓ અને બાળકોનાં કામનું નિયંત્રણ થવું જોઇએ, મુકરર કલાકોથી વધુ કામ લેવામા ન આવે, તેમ વિશ્રાંતિનો સમય અને રજા વગેરે બાબત યોગ્ય પ્રબંધ થવા લેન્કેશાયરના મિલમાલિકો તરફથી ચળવળ કરવામાં આવી હતી. તેમનો આશય ગમે તે હોય પણ તે ચળવળ મજુરોના હિતની હતી એટલુ આપણે સ્વીકારવું પડશે.

એ મીલ મજુરોમાં કોઈ પ્રકારનુ સંગઠન નહોતુ કે એકસંપીથી તેઓ એમને પડતી અડચણોનુ નિવારણ કરાવી શકે; સૌ કોઈ પોતપોતાનો અર્થ સભાળી સંતોષ માનતુ. કદાચ કોઈ મજુર માથુ ઉંચકે તેને ઉગતો ચાંપી દેવો એ મીલોના એજંટો માટે સહેલુ અને સિફતનુ કામ હતુ.

ઈંગ્લાંડનો મીલમજુર–કામદાર વર્ગ હાડમારી ભોગવતો, કષ્ટ સહન કરતો, તેમના મહાજનો બાધી, સંઘબળના પ્રતાપે ધીમે ધીમે એટલો પ્રબળ થઇ પડ્યો છે કે પાર્લામેન્ટમાં તેમના સભ્યોના વક્તવ્યની ધારી અસર થાય છે, અને થોડાક વર્ષો ઉપર એ મજુર પક્ષ ઈંગ્લાંડના પ્રધાનપદે સુદ્ધાં પહોંચ્યો હતો.

યુરોપીય મહાયુદ્ધ પછીના આપણા દેશમા મજુરોનું મહાજન/સાજ સંગઠન થવા પામ્યુ છે અને તેમનું હિત સાચવવા અને વધારવા તેમ

તેમના હક્કોનું સંરક્ષણ કરવા, છેલ્લાં પંદર વર્ષમાં કેટલાક કાયદાઓ પસાર થઈને અમલમાં આવ્યા છે.

ગુજરાતમાં મીલ ઉદ્યોગ છેક સન ૧૮૫૧ માં શરૂ થયો હતો અને રફતે રફતે આખા પ્રાંતમાં તેનો બહોળો વિકાસ થવા પામ્યો છે. પણ એ મીલોમાં કામ કરતા સ્ત્રી પુરુષ મજુરો માટે, તેમના આરોગ્યની દૃષ્ટિએ કે તેમના આરામ અને સગવડની દૃષ્ટિએ, મીલ એજંટો તરફથી, કાયદાથી પડેલી ફરજ ઉપરાંત, તેમનું રીતસરનું મહાજન થવા પામ્યું તે પૂર્વે, કોઈ પગલાં લેવામાં હોય એવું કશું જાણવામાં નથી.

યુરોપમાં લડાઈ જાગતાં સુતર કાપડની મીલોને મારો તડાકો પડયો હતો; કાપડના ભાવો એકદમ વધી જતાં લોકોને હાડમારી ન પડે તેથી સરકારે સ્ટેન્ડર્ડ ક્લોથના ભાવ બાંધવાનું વાજબી ધાર્યું હતું.

તે વર્ષોમાં તેની મૂળ મૂડીથી વધારે મારી આવક એ મીલો કમાઈ હતી. એ આબાદીના વર્ષોમાં પણ એ મીલ એજંટોએ, તેમની મીલોના મજુરોને રહેવાની સ્વચ્છ ચાલીઓ માટે, વિશ્રાંતિગૃહો માટે, માંદગીની રજા બાબત, તેમ એમને અમુક રાહત આપવા સંબંધમાં, વિચાર સરખો કર્યો નહોતો; પણ જ્યારે પ્લેગ પુર જોશમાં ફાટી નીકળ્યો હતો ત્યારે કામ પડતું મૂકીને મીલ મજુરો ભાગી ન જાય તે સારૂ તેમને પગાર ઉપરાંત બોનસની લાલચ આપીને રોકયા હતા એ એમની માણસાઈ હતી.

મીલ એજંટોનાં કમિશન મીલ પ્રથમ સ્થાપતી વખતે અમુક ધોરણે નક્કી થયલાં; પણ આ જાહોજલાલીનો લાભ લેવા, મૂળ કમિશનના નિયમોમાં ફેરફાર કરાવી તેમના કમિશનના ટકા વધરાવવામાં આવ્યા હતા, એ રીતે મીલ એજંટોએ એમની કમાઈ વધારી હતી.

ભરતી પછી ઓટ આવે છે તેમ લડાઈ બંધ પડતાં મીલોની કમાઈ ઓસરવા માંડી; એટલે તેમનું લક્ષ મજુરોને પ્લેગ બોનસ અપાતું હતું, તે બંધ પાડવા પ્રતિ દોડયું. એ સમયે લડાઈની ચાલુ અસરથી જીવનની જરૂરિયાતની હરેકની ચીજના ભાવો હદથી જાદે વધી ગયા હતા; મોંઘવારીની સૌ કોઈ બૂમ પાડતું હતું; તેમાં મીલો તરફથી બોનસના કાપની વાતની જાહેરાત થતાં અમદાવાદના મીલમજુરો ખળભળી ઉઠયા હતા.

તે અગાઉથી મીલ મજુરોનું સંગઠન કરવાની પ્રવૃત્તિ શ્રીમતી અનસૂયાબ્હેને ઉપાડેલી હતી. તેઓ ગર્ભશ્રીમંત સુશિક્ષિત અને સંસ્કારી

બ્હેન છે; અને ઇંગ્લાંડ જઈને સમાજશાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ કર્યો ઉપરાંત ત્યાંના મજુરોનાં જીવન અને તેમના નિવાસ સ્થાનોનો જાત અનુભવ મેળવી આવ્યાં હતાં. એ વિષયનો ખાસ રસ અને બીજું ખાસ રોકાણ નહિ એટલે તે મજુર જીવન અને તેમની પ્રવૃત્તિ પાછળ જીવ પરોવાતાં, તેઓ સંગીન કાર્ય કરવાને શક્તિમાન થયા છે. એમનું કુટુંબ–શેઠ મગનલાલ કરમચંદનુ ખાનદાન બહુ જુનુ અને જાણીતું છે; અને તેમના હાથમાં શહેરની બે જાણીતી અને મ્હોટી મીલો–કેલીકો અને જ્યુબિલીનો–વહિવટ છે; એટલે મજુર સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાને તેમને સુંદર સગવડ હતી અને એ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થતા જ તેમને મીલ મજુરોનુ મહાજન તુરત સ્થપાય એ કાર્ય આવશ્યક જણાયુ. એમની સૂચનાથી, અમે ભૂલતા ન હોઈએ તો, થ્રોસલ ખાતાનુ પહેલપ્રથમ યુનિયન રચાયુ હતુ. તે સમય પ્લેગનો હતો. શ્રીમંત વર્ગ શહેર છોડીને



શ્રીમતી અનસૂયાબ્હેન સારાભાઈ

મહારગામ ચાલ્યો ગયો હતો, પણ એ બ્હેન તો મજુર સંગઠન ઘડવાના કાર્યમાં એટલા મુસ્તાક અને મસ્ત હતા કે પ્લેગના ચેપની બ્હીકથી ન ગભરાતા, ખુલ્લામાં તંબુમાં પડાવ નાખીને રહ્યા હતા અને તેમના મનાઈકાર તરીકે મીલ મજુરો અને મીલ વહિવટથી પૂરા વાકેફગાર મીલ મેનેજર શ્રીયુત અમુભાઈ મૂળચંદ એમના પડખે ઉભા રહી જે તે કાર્યમાં કિંમતી સલાહ આપતા હતા એ સંગઠનનું કાર્ય હજી પ્રાથમિક સ્થિતિમાં હતુ, મજુરોને એ પ્રવૃત્તિનું મહત્વ સમજાવવાની તૈયારી થતી હતી, તે અરસામાં ઉપર જણાવ્યું તેમ મીલમાલિકો અને મીલ મજુરો વચ્ચે પ્લેગ બોનસના કાપનો ઝઘડો ઉપસ્થિત થયો શ્રીમતી અનસૂયાબ્હેન સિવાય તેમની વ્હારે આવે એવી કોઈ વ્યક્તિ ત્યારે નહોતી અને તે મામલો મમત્વપર ચઢ્યો હતો, સુભાગ્યે મહાત્મા ગાંધીજી તે અરસામાં અમદાવાદમાં કાયમ નિવાસ કરી ગયા હતા, શ્રીમતી અનસૂયાબ્હેન તો એમના અનુયાયી પ્રથમથી થઈ ગયા હતા, એટલે તેઓ મહાત્માજીની સલાહ લે એ સ્વાભાવિક હતુ પણ તે પહેલા શેઠશ્રી અંબાલાલ સારાભાઈએ શહેરની ગંભીર પરિસ્થિતિ પ્રત્યે મહાત્માજીનુ ધ્યાન દોર્યું, કે જો હડતાલ પડશે તો તેના પરિણામો બહુ અનિષ્ટ આવશે, વાસ્તે તેમણે વચ્ચે પડવાની જરૂર છે દુખીઆની, દલિતોની, મજુરોની અને ખેડુતોની વ્હારે જવુ એ મહાત્માજીએ પોતાનો કર્તવ્ય ધર્મ માન્યો છે અને જે કાંઈ પ્રવૃત્તિ તેઓ ઉપાડે, વા કોઈ પક્ષ સ્વીકારે, તો તેની વિગતોમાં, તેના કારણોમાં પૂરેપૂરા ઉતરે, લડતનો આશય સમજી લઈ, સામા પક્ષને તેના ન્યાય માટે, તેના નિર્ણય માટે દલીલ કરે, દબાણ કરે અને જ્યારે કાંઈ આરો જણાય જ નહિ ત્યારે ન છૂટકે સત્યાગ્રહનો માર્ગ આદરે

મહાત્માજી એ બાબતમાં વચમા પડતા, પ્રથમ તેમણે અમદાવાદના કલેકટરને એક પત્ર લખી તેમની મુલાકાત લીધી, તેમને બધી વસ્તુસ્થિતિ સમજાવી, પછી મીલમજુરોને મળ્યા, મીલ એજન્ટોને મળ્યા, છેવટે પંચ મારફત એ ઝઘડાનો નિવેડો આણવાનુ નક્કી કર્યું, અને સરપંચ તરીકે કલેકટરને નિમ્યા

દરમિયાન કેટલીક મીલોના મજુરોએ કોઈ કારણસર હડતાલ પાડી, એટલે મીલમાલીકો વિફર્યા અને તેમણે લૉકઆઉટની ધમકી આપી શ્રીમતી અનસૂયાબ્હેન ચિંતામાં પડી ગયા અને મહાત્માજી જે ખેડાની લડતમાં ગૂંથાયા હતા ત્યાંથી તેમને એકદમ અમદાવાદ આવવા વિનતિ

કરી મહાત્માજીએ મજુરોની ભૂલ સ્વીકારી અને તે સુધારી લેવા તત્પરતા બતાવી પણ એ દલીલ મીલમાલીકોને ગળે ઉતરી નહિ અને તેમણે ૨૦ ટકા વધારો લઈને કામ કરવા મજુરો રાજી ન હોય તો તેમને કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો તેનો તોડ કાઢવા મહાત્માજીએ અને બીજાઓએ અથાક પ્રયત્ન કર્યો, પણ તે સર્વ નિષ્ફળ ગયા

આમ, અમદાવાદની એક મ્હોટી મીલમજુરોની હડતાલ, જેને એક 'ધર્મયુદ્ધ કહેવામા આવ્યુ છે, તેની શરૂઆત થઈ મહાત્માજી અહિંમાના હિમાયતી, સત્યના માર્ગે વિચરનારા, શુદ્ધ શસ્ત્રથી લડનારા તેમણે પ્રથમ પોતાના પક્ષને, જેઓ સામાન્યત અજ્ઞાન, જલદ સ્વભાવના અને ગરીબ સ્થિતિના હતા, તેમના જીવનને સંસ્કારવા, તેમને યોગ્ય પથે દોરવા અને એ લડતના આશયને એકટેકથી વળગી રહેવાનો આદેશ આપવા, દરરોજ મીલમજુરોની જાહેર સભાઓ ભરવા માડી તેમાટે જે માર્ગ ગ્રહણ કર્યો તે નીચે પ્રમાણે હતો

"(૧) મજુરોને ઘેર જઈ તેમની સમગ્ર સ્થિતિની પૂછપરછ કરી તેમની રહેણી કરણીમા કાંઈ કસૂર જણાય તો તે સુધારવાના, તેમની ભીડમા સલાહ અને મદદ આપવાના અને બને તેટલે અંશે તેમના સુખદુ ખમા ભાગીદાર બનવાના પ્રયત્ન કરવા,

(૨) લડતમા પોતાના વર્તન સબધે મજુરોને કાંઈ સલાહ સૂચના લેવી હોય તો તે તેમને જ્યારે જોઈએ ત્યારે આપવાની વ્યવસ્થા કરવી

(૩) નિત્ય તમામ મજુરોની એક નિશ્ચિત સ્થળે જાહેર સભા ભરીને લડતના સિદ્ધાન્તો અને રહસ્ય ઉપર તેમને બોધ આપવો

(૪) આ સિદ્ધાન્તો અને રહસ્ય તેમનામા સદાને માટે દઢીભૂત થઈ રહે, તેમને સાદુ પણ ઉત્તમ પ્રતિનુ સાહિત્ય પૂરૂ પડે અને તેમના મન અને બુદ્ધિની ઉન્નતિ થઈ, તે ઉન્નતિના સાધનો તેઓ પોતાના બાળબચ્ચાને વારસામા આપે તે ખાતર તેમને માટે નિત્ય સુબોધ પત્રિકાઓ કાઢવી "*

શહેરના તેમ મજુરોના ઇતિહાસમા એ લડત તદ્દન નવીન ઘાટીની હતી, જેમા ઈજા પહોચડવાની પ્રતિજ્ઞા હતી જાતે કષ્ટ વેઠવુ અને શુદ્ધ થવુ એ એનો સિદ્ધાન્ત હતો એ લડતના દિવસો જેમ લબાતા ગયા તેમ શહેરનુ વાતાવરણ ચિંતાતુર થવા માડયુ, અને મહાત્માજી તના સુમની હતા એટલે દેશ સમસ્તની નજર એ લડત પ્રતિ વળી હતી

* એક ધર્મયુદ્ધ પૃ ૧૦

મહાત્માજી અડગ નિશ્ચયવાળા એટલે તેઓ એમના સાથીઓને લડતમા મક્કમ રહેવા ઉપદેશ આપે જતા હતા, અને તેઓ સિદ્ધિ મેળવ્યા વિના નમતુ આપે એમ નહોતું, એવામા એક દિવસે એમના કાનપર નીચેના ઉદ્ગારો અથડાયા

"ગાધીજી અને અનસૂયાબ્હેનને શુ છે? તેઓને મોટરમા આવવાનું, અને મોટરમા જવાનું ખાસું ખાવાપીવાનું પણ અમારા તો જીવ જાય છે, સભામા આવ્યે કાઈ ભૂખમરો ટળતો નથી"*

શુદ્ધ સાત્વિક વૃત્તિવાળા મહાત્માજીના હૃદયમા તીરની પેઠે એ શબ્દો સોંસરા પેઠા, અને તેઓ એમની ખાત્રી પણ બીજી શી રીતે કરી આપે કે પોતે પ્રમાણિક છે, એટલે એમના નિયમ પ્રમાણે મજુરોને જાહેર સભામા સબોધતા મહાત્માજીએ ભિષ્મ એવી પ્રતિજ્ઞા લીધી, કે —

"તમે પ્રતિજ્ઞામાથી પડો એ ક્ષણભર પણ હું સાખી શકનાર નથી. તમને ૩૫ ટકા મળે નહિ અથવા તો તમે બધાએ પડી ન જાઓ ત્યા સુધી હું આહાર લેનાર નથી કે મોટર વાપરનાર નથી"**

એ ખબર બહાર જતા આખા દેશમા હાહાકાર વર્તી રહ્યો સૌ કોઈ એકબીજા પક્ષને દોષ દેવા લાગ્યા, અને મહાત્માજીને એમાથી મુક્ત કરવા જ્યા ત્યાથી દબાણ થવા માડ્યુ મીસીસ એની બીસન્ટે તો શેઠ અબાલાલને તાર કર્યો, કે—

'For India's sake, try persuade owners' yield and save Gandhi's life'***

અમદાવાદ તેની સાદી સમજ માટે જાણીતુ છે, ફરી બન્ને પક્ષ વચ્ચે સમાધાનના પ્રયત્નો શરૂ થયા અને પાછુ પચ—સરપચ દ્વારા તેનો નિકાલ આણવાનું નક્કી થયુ. સરપચ તરીકે આચાર્યશ્રી આનન્દશકર ધ્રુવને નિમવામા આવ્યા, તેમણે આખો કેશ સવિસ્તર અને લક્ષપૂર્વક તપાસી વિચારી જઈ, છેવટે, વ્યવહાર ન્યાય આપી દીધો, કે મીલમાલિકોએ કારીગરોને તકરારને લગતા બાકીના વળતરના પગારમા ૩૫ ટકા વધારો આપવો, એટલે કે ૨૦॥ ટકા આપતા બાકી રહેલી રકમ તેઓએ કારીગરોને આપવી '+

---

* એક ધર્મયુદ્ધ પૃ ૩૨, ** ધર્મયુદ્ધ પૃ ૩૩, *** ધર્મયુદ્ધ પૃ ૫૩
+ ધર્મયુદ્ધ પૃ ૫૪

પ્રસ્તુત લડતમાં બંને પક્ષે વિજય માન્યો હતો; પણ એ મહત્વની બીના નથી: તેમાં અગત્યનો મુદ્દો એ રહેલો હતો કે મીલમાલિકો અને મજુરો વચ્ચે મતભેદ ઉપસ્થિત થાય તો તેનો ઉકેલ પંચ દ્વારા કરવામાં આવે, અને અમદાવાદે એ સિદ્ધાંત સ્વીકાર્યાથી હડતાળનાં અનિષ્ટ પરિણામોમાંથી તે ઘણીવાર બચવા પામ્યું છે; અને હિન્દી મજુરોની તપાસ અર્થે નિમાયલા રૉયલ કમિશને પણ તે કાર્યની પ્રશંસા કરતાં નીચે મુજબ નોંધ લીધી હતી:—

The only attempt made to set up machinary for regulating relations between a group of employers and their work-people is at Ahmedabad. Here, since 1920, there has been a permanent arbitration board, consisting of one nominee each of the two Associations one representing labour and the other the employers. Mr. M. K. Gandhi has represented labour on this board since the beginning. The system is admirable in its intentions and has had a substantial measure of success.†

મજુરોનું સંગઠન થવા પામ્યું એથી એમના હક્કોનું સંરક્ષણ થવા પામ્યું છે, એટલું જ નહિ પણ મજુર મહાજન સંઘ તરફથી તેમનું હિત વધારવા, તેમની ઉન્નતિ સાધવા શ્રીમતી અનસૂયાબ્હેનના સતત પ્રયાસ, સીધી દેખરેખ અને અવિરત કાળજીથી વિધવિધ પ્રકારની પ્રવૃત્તિઓ ઉપાડી લેવામાં આવી છે અને તેથી મજુરોની સ્થિતિમાં બહોળો સુધારો થવા પામ્યો છે. તે મજુર મહાજનનો વહિવટ તેમના પ્રતિનિધિઓ દ્વારા અને બંધારણપૂર્વક થાય છે, એટલે તેના કામકાજમાં તેઓ રસ લેતા થાય છે તેમ વ્યવસ્થાપૂર્વક અને બંધારણપૂર્વક કામ કરવાની તેમને તાલીમ મળે છે, એ તે સંસ્થાની વિશિષ્ટતા છે. તે સિવાય મજુરોના આરામ, સવડ, સુખ, આરોગ્ય, કેળવણી, નાણાં મદદ, વ્યાયામ વગેરે માટે પ્રબંધ કરવામાં આવેલો છે; તેમના માટે સ્વચ્છ ચાલીઓ બાંધવાની પ્રવૃત્તિ ઉપાડેલી છે, દવાખાનાં ચાલુ છે, ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા કરેલી છે,

† Report of the Royal Commission on Labour in India 1931, p. 336-37.

સસ્તાં અનાજ અને કાપડની દુકાનો કાઢેલી છે, સ્વયંસેવક દળ ઉભું કરેલું છે તેમ તેમને વ્યસનમાંથી અટકાવવાના પ્રયત્નો ચાલુ છે, તેમજ તે સંસ્થાનો વાર્ષિક રીપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમાંથી મજુર મહાજન અને તેની વિધવિધ પ્રવૃત્તિઓ વિષે વધુ અને વિગતવાર જાણવા જેવી માહિતી મળી આવે છે. આવું સુદૃઢ અને સંગીન કાર્ય બીજા બહુ થોડાક સ્થળે જોવામાં આવશે. એથી પ્રસન્ન થઈ રોયલ કમિશને તેના રીપોર્ટમાં તે સંસ્થા વિષે લખ્યું હતું, કે,

"Possibly the only union with an elaborate range of welfare activities in the Ahmedabad Textile Association to which we have already referred This is reported to maintain two dispensaries and a hospital equiped for surgical work with accomodation for thirty in-door patients The expenditure on the work is in the neighbourhood of Rs 10,000/- annually The Association maintains 23 schools, which in 1928 has 1,458 boys and 76 girls The cost in that year was Rs. 36000/- and the Association also carried on two boarding schools maintained by subscriptions from other sources The Social betterment department of the Union supplements the work of the schools by conducting evening classes in chawls to teach workers reading and writing The Union maintains a library and a reading room for the benefit of its members There are also travelling libraries containing several boxes of books which are circulated from centre to centre Among the Union's other welfare activities are four physical culture centres, a volunteer corps, a cheap grain shop, restaurants, a savings bank and a cheap Loan Department These are all carried on mainly from the

members' subscriptions, which are collected by the mills The millowners until recently also made an annual grant to the Association for educational purposes*

એટલે કે મજુરોની સ્થિતિ સુધારવા, તેમના હિતનું અને હક્કનું રક્ષણ કરવા તેમ તેમનામા નાગરિક તરીકેનુ કર્તવ્ય ભાન જાગૃત કરવા પ્રયત્નો થયે જાય છે, પણ એ પ્રવૃત્તિ એટલેથી અટકતી નથી આપણે અગાઉ જોયુ છે કે આર્થિક સ્વાતંત્ર્ય મળે, જે તે વ્યક્તિ, સ્ત્રી વા પુરુષ—પગભર ઉભી રહેવા સશક્ત નિવડે છે, તેથી મહાત્માજીએ મીલ મજુરોને થોડા મહિના પર જ મીલની નોકરી સિવાય એકાદ બીજો ધંધો હુન્નર શીખી લેવા ઉપદેશ આપ્યો હતો અને તે એકલા મીલ મજુરોએ જ નહિ પણ સ્વાશ્રયી થવા ઇચ્છતા સૌએ ગ્રહણ કરવા જેવો છે—

"જો મજુરોએ સ્વતંત્ર રહેવુ હોય, સ્વમાન જાળવવુ હોય, આજીવિકા વિષે નિર્ભય રહેવુ હોય તો તેઓએ આજીવિકાના અનેક સાધન ઉભા કરવા જોઈએ મારી કલ્પના એવી છે કે જેમ મૂડીવાળાની મૂડી તેનો પૈસો છે તેમ મજૂરની મૂડી તેની મજૂરી કરવાની વિવિધ શક્તિ છે ધનવાનને થોડે ઘણે અંશે પણ મજૂરની જરૂર પડવાની છે, પણ મજૂરની મૂડીરૂપ મજૂરીને ધનની જરૂર પડવાની છે એ બન્નેમા બુદ્ધિ હોય ને પોતાની મૂડીની બીજાઓને જરૂરિયાત હોવા વિષે સામાન્ય નિશ્ચિંતતા હોય તો બન્ને પક્ષ એક બીજા પ્રત્યે માનની નજરે જોશે. જેમ ધનવાન પોતાનું સગઠન કરી શકે તેમ મજૂર પોતાનુ મજૂર પોતાને નિરાધાર માને છે કેમકે તેમની બુદ્ધિનો વિકાસ નથી થયો ને તેમને પોતાની શરીરરૂપી મૂડીની કિંમતનું ભાન નથી થયુ બુદ્ધિ વિકાસ થાય સગઠન થાય ને મૂડીની કિંમત સમજાય તો મજૂરો ધનવાનના જેટલા જ નિશ્ચિંત થઇ શકે"×

રાનીપરજ અથવા કાલીપરજ તરીકે જેમને ઓળખવામા આવે છે તેમા ભીલ, ચોધરા, ડોડિયા, નાયકા, ગામિત, નાયકડા, દુબળા, ગેલધા વગેરે જુદીજુદી જાતિઓનો સમાવેશ થાય છે અને સન ૧૯૩૧ ના વસ્તીપત્રક પ્રમાણે આપણા પ્રદેશમા—ખાનદેશ, પંચમહાલ, નાશીક,

* રોયલ કમિશન રીપોર્ટ પૃ ૩૨૮
× સર્વોદય જૂન ૧૯૩૯ પૃ ૧૧૩

થરપારકર અને ગુજરાતના દેશી રાજ્યોમાં—તેમની સંખ્યા આશરે નવ લાખથી વધુ હતી પરંતુ શરમજનક બીના એ છે કે તેમની પ્રતિ આપણે તદ્દન બેદરકારી બતાવેલી છે, તેમનો વેઠ કરાવવામાં, ગુલામીમાં રાખવામાં જ ઉપયોગ કર્યો છે તેઓ ઘણુંખરૂં ડુંગરાળ અને ગીચ ઝાડીવાળા જંગલના અંદરના ભાગોમાં વસે છે, અને તેમનું જીવન જંગલમાં ભટકતા રાની પ્રાણી જેવું, તદ્દન અવિકસિત, કશા સંસ્કાર વિનાનું, અને ભ્રમગ્રસ્ત માલુમ પડશે તેમની સ્થિતિ પણ કંગાળ, આજિવિકા માટે કુદરત જે કાંઈ પૂરું પાડે તે પર અવલંબતી, બહુધા ભુખમરો વેઠતી હોય છે તેમને ખેતીનું પૂરૂં જ્ઞાન હોતું નથી તેમ ખેતી સારૂ જે સાધનો જોઇએ, હળ વગેરે તે તેમની પાસે હોતા નથી તેમનો વ્યવહાર મુખ્યત્વે જંગલની પેદાશ ઉજળીયાત વસ્તીને આપી તેમની પાસે પોતાને ખપતી, શોભાની ચીજો લેવામાં ( barter ) થાય છે, અને કેટલાક જમીનદારો તેમની પાસે ખેતીના મજુર તરીકે કામ લે છે પરંતુ તે મનુષ્ય છે, તેમના પ્રત્યે સમભાવ કેળવવો જોઈએ, તેમને સુધારવા જોઈએ તે માટે આપણામાંથી થોડાંએ જ કાંઈ પ્રયત્ન કર્યો હશે ગયા મેંના આખર વર્ષમાં વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, જેમની રાજનીતિ હમેશા પ્રગતિમાન, સુધારક અને દુરદેશીભરેલી નિવડેલી છે, તેમણે નવસારી પ્રાન્તની કાલીપરજ વસ્તી વાસ્તે સોનગઢમાં એક વસતીગૃહ સ્થાપવા આજ્ઞા કરી હતી પણ લોકમત જાગૃત થયા વિના, એવા એકાદ અને છુટાછવાયા પ્રયત્નો નિષ્ફળ જ જાય

એટલું અહિં ઉપકારપૂર્વક નોંધવું જોઈએ કે ખ્રિસ્તિ મિશનરીઓએ મનુષ્ય તરીકે તેમનો ઉદ્ધાર કરવા, જો કે ધર્માંતરના હેતુથી, બહુ સ્તુત્ય અને સંગીન કાર્ય કરેલું છે તેમની રીતભાતનો, તેમની ખાસીયતોનો, તેમના ધાર્મિક આચાર વિચારોનો અને તેમના જીવનનો કોઈ એ (શ્રીયુત શરતચંદ્ર રોય જેવા કેટલાક અપવાદો સિવાય ) પદ્ધતિસર અને શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કર્યો હોય તો તે મિશનરીઓ જ માલુમ પડશે જ્યાં સુધારાની કાંઈ પણ નિશાની ન મળી આવે એવા નિર્જન અને વિકટ પ્રદેશમાં વસી, અનેક મુસીબતો વેઠી, પ્રભુ ઈસુના નામે અજ્ઞાન અને દલિત જંગલી જાતિઓને સુધારવા અને કેળવવા અથાક પ્રયાસ કરે છે તે પ્રભુપ્રેમ વિના થઈ શકે નહિ અને મનુષ્ય સેવા એ જ પ્રભુ સેવા છે, એમ તેમણે અંતરથી માન્યું છે એ ખ્રિસ્તિ મિશનરીઓની જનસેવા

એકના હિન્દમા જ મર્યાદિત છે એમ નથી, પણ દુનીઆના છેક છેવાડામા ખૂણામા પણ તેઓ માર્ગમનનો મન્દેશો મભળાવતા નજરે પડે છે એમની એ એવા ભાવનાને અને એમના જનમેવા કાર્યોને જરૂર ધન્યવાદ ઘટે છે. જ્યા લગભગ અત્વાડિયે ટપાલ જેવી મહત્વની વસ્તુ પહોચે એવા પહાડી અને જગતના ગોડ પ્રદેશમા ખ્રિસ્તી મેનામવના ફાધર એલ્વિન અને આફ્રિકાના ગીચ જગલના પ્રદેશમા લાની જગલી જાતિઓ વચ્ચે વસી તેમની ઉનતિ વાસ્તે કામ કરતા આલ્બર્ટ સ્કૅાનર્ઝની રોમાચક વાતો સાભળીએ છીએ ત્યારે આપણે તેમની સેવાવૃત્તિથી મુગ્ધ બની જઈએ છીએ અને તેમના માટે અત્યત આદર અને માનની લાગણી પેદા થાય છે, એવા પ્રભાવશાળી મિશનરીઓ આપણે અહિં પણ તૈયાર થાય એમ આપણે જરૂર ઇચ્છીએ

યુરોપીય મહાયુદ્ધ દરમિયાન હિન્દુસ્તાનને સ્વરાજ મળે તે સારૂ હોમરૂલ લિગની હિલચાલ ઉદ્દભવી હતી અને તેનુ પ્રચાર કાર્ય કરવા વિદુષી એનિ બિસાન્ટની આગેવાની નીચે દેશભરમા જૂદી જૂદી ટુકડીઓ ઘૂમી રહી હતી મુબાઈની જાણીતા રાજદ્વારી પુરુષો ગુજરાતના ભિન્ન-ભિન્ન ભાગોમા ફરી, ભાષણો કરી, પાછા મુબાઈ જતા પણ એમાના એક અગ્રગણ્ય કાર્યકર્તા શ્રીયુત ઈન્દુલાલ યાજ્ઞિકે અમદાવાદમા અડ્ડો જમાવ્યો હતો મહાત્માજીએ પણ અમદાવાદને મથક તરીકે પસદ કર્યું હતુ એવામા મોન્ટેગ્યુ સુધારાનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો, અને ખેડા જીલ્લામા અતિ-વૃષ્ટિને લઈને ચોમાસુ પાક નિષ્ફળ ગયો હતો તેથી જમીન મહેસુલ નહિ ઉઘરાવવા ખેડૂત વર્ગ તરફથી સરકારને અરજીઓ થઈ રહી હતી, પણ પાકની આનાવારી પરત્વે મતભેદ ઉપસ્થિત થતા મહાત્માજીના નેતૃત્વ નીચે ગુજરાતે પહેલવહેલી સત્યાગ્રહની લડત ઉપાડી હતી

પચમહાલના ભીલોની સ્થિતિ સામાન્ય રીતે ગરીબ અને દયાજનક હોય છે અને આ દુષ્કાળના સમયમા તે તદ્દન ખરાબ થઈ પડી હતી, તેમની દાદ ફરિયાદ સાભળે અને તે સરકારને પહોચાડે એવો કોઈ તેમનો વકીલ નહોતા પણ સારા નસિબે પબ્લિક વર્કસ ખાતામા નોકરી કરતા શ્રીયુત સુખદેવભાઈએ એમની દુર્દશા નિહાળી, એ કમકમાટીભર્યું દૃશ્ય જોતા એમનુ હૃદય દ્રવી ઉઠ્યુ, અને તે જ ઘડીએ ભીલોની સેવા કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી, અને તેમની સરકારી નોકરીનું રાજીનામુ લખી મોકલ્યુ પણ એ ભગીરથ કાર્યને પોતે એકલા પહોચી શકશે નહિ

એમ લાગ્યુ તેથી તે અરસે ગુજરાતમા સમાજ સેવાનુ ઉત્સાહભેર અને એકનિષ્ઠાથી કામ કરતા શ્રીયુત ઇન્દુલાલનો સાથ તેમણે શોધ્યો ભાઈ ઇન્દુલાલને એવા સેવા કાર્યમા રસ પડતો, એવા કાર્યની શોધમા રહેતા; તુરત જ તે એમની મદદે દોડ્યા ત્યા એમણે જે જોયુ તેથી એમનુ હૃદય ભેદાયુ, તીવ્ર વેદના અનુભવી અને તે ભીલોની નિરાધાર દુખભરી પીડિત કરુણ સ્થિતિ પ્રતિ ગુજરાતી જનતાનું ધ્યાન ખેચવા, 'નવજીવન' માસિકમા તેમણે તીવ્ર લાગણીભરી તની નોધ લખી, અપીલ કરી હતી, કે "ચીનની ચડે એવા મહાકાળના બટકુ રોટલા માટે ટળવળતા હાડપીંજરો, તળિયાઝાટક ખાલી ગયેલા કાદવીઆ પાણીવાળા ગંદા કુવા સામે જોઈ નિસાસો મૂકતા આવી થાકેલા ઢોરો, કાંટા ઝાંખરના સૂના સૂનાઝુંપડા, × × × લગભગ પુરેપુરી નગ્નાવસ્થા ભોગવતી તરુણ કુમારીકાઓ સ્ત્રીઓ અને બાળકોના રોગગ્રસ્તાને નીચા નમને તળિયાઝાટક ખેતરોમાથી માગી અને ઘાસ આખો દિવસ વાગી વાળીને મહામહેનતે અધીં શેર ઘાસના બીજ ભેગા કરતા જોઉ છુ પાચ પાચ, દશ દશ ગાઉ દૂરથી બે અઢી આનાના રોજ માટે, ઘરબાર છોડીને આવેલા સેકડો પુરષોને સડક ઉપર અને ચુનાની ભઠ્ઠી ઉપર આખો દિવસ પત્થર ફોડતા નિહાળુ છુ કાઈ પણ બીછાના વગર કડકડતી ટાઢમાથી કઈક બચવા માટે તાપણી પાસે ધરતી માતાનુ શરણ લઈ સુતેલી અને પોતાના બાળકોને પોતાના ઓછા કપડાથી અને ટુંકાળા અગથી ઢાકવાનો મિથ્યા પ્રયત્ન કરતી સ્ત્રીઓની કલ્પના મગજને ભમાવે છે આ સ્થિતિ જોઈ કુદરત પણ લાજે તો શુ મનુષ્ય નહિં શરમાય ?"*

એ હકીકત જેમણે જનસેવાને જીવનમા પ્રાધાન્ય આપ્યુ હતુ તે ભારતસેવક સમાજના જાણીતા સભ્ય શ્રીયુત અમૃતલાલ ઠક્કરના જાણવામા આવતા તેઓ એ કાર્યમા જોડાયા તેમની એ પ્રવૃત્તિની વધુ વિગતો આપીએ તે પૂર્વે ભારતસેવક સમાજ અને શ્રીયુત ઠક્કર વિષે થોડીક માહિતી નોધીશુ

---

* ભીલ સેવામંડળ રીપોર્ટ–ઈ સ ૧૯૩૩–૩૪ અને ૧૯૩૪–૩૫, પૃ ૩



## શ્રીયુત અમૃતલાલ ઠક્કર

સને ૧૯૦૫ માં મહાન દેશનેતા સ્વર્ગસ્થ ગોપાલ કૃષ્ણ ગોખલેએ હિન્દી પ્રજાના અભ્યુદય અર્થે પ્રજા જીવનના જૂદા જૂદા ક્ષેત્રો-જેવા કે રાજકીય, આર્થિક, સામાજિક, કેળવણી વિષયક અને રાહતકાર્યો (relief)-માં સેવાધારી સમાજસેવકો તૈયાર કરવા હિન્દ સેવકસમાજ નામની સંસ્થા સ્થાપી હતી અને તેનો પ્રધાન આશય જનસેવાનો હતો. એ સંસ્થાના રાજકીય વિચારો સંબંધમાં અને તેણે અખ્તયાર કરેલાં વલણ બાબત અત્યારે ભલે બે મત હોય પણ હિન્દી પ્રજાની કોઈ પ્રકારે સેવા કરવી એ ધ્યેયમાંથી તેના સભ્યો પાછા પડયા નથી એ નિર્વિવાદ છે; અને જે ત્યાગવૃત્તિથી, પ્રજા જીવનના વિકાસમાં તેમ પ્રજાને રાહત આપવાના કાર્યોમાં અગ્ર ભાગ લઈ ને કિંમતી હિસ્સો તેઓ આપી રહ્યા છે, તે નિઃશંક ધન્યવાદને પાત્ર છે; એવા સત્પુરુષો, એવા વ્રતધારી સમાજ સેવકો ગુજરાતમાંથી અને સમસ્ત દેશમાંથી વધુ પ્રમાણમાં નિકળે આપણા સમાજનું સ્વરૂપ જ બદલાઈ જવા પામે.

એ સંસ્થામાં દાખલ થએલ ગુજરાતીઓ છે (૧) શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર અને (૨) શ્રી કરસનદાસ ચિતળીઆ. એ સંસ્થા પ્રતિ શ્રીયુત ચિતળીઆ કેવી રીતે ખેંચાયા એ વૃત્તાંત એમણે ઠેઠ (સન ૧૯૩૬) ગોખલે સંવત્સરી પ્રસંગે કરેલા વ્યાખ્યાનમાં આપ્યો હતો —

"દેશને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે તેવા સુખ્યાત્મય મનુષ્યોની જરૂર દર્શાવી, મારો આત્મા જગાડ્યો. મારા અંતરમાં જ્યોત પ્રગટી. મારો ત્યારે પુનર્જન્મ થયો. તેજ ઘડીએ મને લાગ્યું કે આ પુરુષને ચરણે બેસીને દેશસેવાના પાઠ પઢવા દોડીએ તો તે અવશ્ય સફળ નિવડે."* ગુરુના ચિરસ્થાયી સ્મારક તરીકે એમણે ભગિની સમાજ ઉભું કરેલું છે, તેની પ્રવૃત્તિમાં તે બધા રોકાયેલા રહે છે અને તે પ્રવૃત્તિ જેમ આદરણીય તેમ આવશ્યક હતી.

શ્રીયુત અમૃતલાલ ઠક્કરની કારકીર્દી રસિક તેમ બોધક છે. એઓ ભાવનગરના વતની, જાતે લોહાણા છે. વિદ્યાર્થી અવસ્થામાં નિશાળમાં જવાને બદલે બહાર ભમવાનું તેમને બહુ ગમતું. પણ બુદ્ધિના તેજસ્વી અને ગણિતમાં હુંશિયાર એટલે સન ૧૮૯૦ માં તેઓ એલ સી ઈ. ની પદવી લઈ શક્યા. તે પછી ઈન્જીનેર તરીકે ઘણે સ્થળે ફરેલા. યુગાન્ડા સુદ્ધાં જઈ આવેલા, એ પ્રમાણે પુષ્કળ અનુભવ મેળવેલો, પણ એવા બધા પ્રમાણિક કે ઉપરી સાથે કે કોન્ટ્રાક્ટરો સાથે એમને કદી મેળ ખાય નહિ. ગરીબો, મજુરો માટે પ્રથમથી દયાભાવ, અને તે કાર્યમાં તેઓ ઘણોખરો પૈસો ખર્ચી નાખતા. આફ્રિકાથી પાછા આવ્યા ત્યારે ભાવનગરની ટીકીટ ખરીદવા જેટલા પૂરા પૈસા તેમની પાસે નહોતા. જ્યારે એમનો [illegible] રૂ ૫૦૦) ભેગા કરીને પાછો આવ્યો હતો. મુંબાઈમાં કામ કરતા કાઠિયાવાડના અંત્યજોની દુર્દશા જોતાં તેમને બહુ લાગી આવ્યું અને પ્રભુ તેમને આદેશ આપતા હોય એમ સંભળાયું કે "દલિત માનવીઓ રૂપી મારાં જે કરોડો મંદિરો પડી ગયાં છે, એ માનવજીવનની ઈમારતો ચણવા તમારી નીમણુંક કરી છે. માટે ચુના, ધૂળ ને પથ્થર મૂકી એ તરફ આવો. પગારમાં કફની અને ટાઢા ટુકડા મોકલીશ."×

એ મંદિરો એમણે વધાવી લીધાં. હિંદ સેવક સમાજનો થોડોક પૂર્વ પરિચય હતો. ગોખલેજી પાસે તેઓ ગયા. તેમને ગુરુ સ્થાપી, દેશસેવાનું વ્રત

* જુઓ ગોપાલ કૃષ્ણ ગોખલે પૃ ૮

× 'કુમાર' વર્ષ ૩ અંક ૨૯ પૃ ૨૧૫

અંગીકાર કર્યું, એ વ્રત કેટલું બધું કલ્યાણકારી અને ગૌરવવંતું નિવડ્યું છે તે સમસ્ત દેશ જાણે છે, એમની અત્યજોની સેવા બદલ મહાત્માજીએ તેમને ટેડગરોડાના ગોરનો ઈલ્કાબ આપ્યો હતો અને એમની દલિતોદ્ધારની પ્રવૃત્તિથી સૌ કોઈ એમને દલિતોના બાપા અથવા ઠક્કર બાપા તરીકે પિછાને છે

દુષ્કાળના સમયે ભીલોને તાત્કાલિક મદદ આપવા તેઓ પંચમહાલ ગયા અહિંના ભીલોને તેમનો સત્સમાગમ કલ્પવૃક્ષ જેવો ફળદાયી નિવડ્યો આપણા શાસ્ત્રોએ સત્પુરુષનો મહિમા ગાયો છે તે મિથ્યા નથી તે દિવસથી ભીલોનો ભાગ્યોદય થયો એમ કહીએ તો તે ખોટું નથી ત્યારથી એમનું લક્ષ ભીલોમાં પરોવાયું અને તેમનો ઉત્કર્ષ કરવા સન ૧૯૨૩ માં દોહદમાં ભીલ સેવામંડળ સ્થાપ્યું તેના ઉદ્દેશો નીચે પ્રમાણે રાખ્યા હતા —

(૧) બાળકોને શિક્ષણ આપવું ઉછરતી પ્રજાને હાથમાં લઈ તેને ખોટે રસ્તે ન ચઢવા દેવા

(૨) રોગીઓને ઔષધપાણીથી અને ઉપદેશ આપી બને તેટલી સહાય આપવી

(૩) અને જ્યાં તેમના ઉપર જુલમ ગુજરતો હોય ત્યાં તેમની મદદે દોડી જવું *

મજકુર સંસ્થા સ્થપાયે ઝાઝો સમય વિત્યો નથી, અને પંચમહાલ જીલ્લો ગુજરાતના બીજા જીલ્લાઓ કરતા ઘણું પછાત અને અજ્ઞાન છે, તેની સાથે ભીલોની નિકૃષ્ટ અવસ્થા લક્ષમાં લેતા તેર વર્ષના ટુંક ગાળામાં તેણે જે પ્રગતિ કરી છે તે જેમ સંગીન તેમ સંતોષકારક માલુમ પડશે દશ આજીવન સભાસદો તે મેળવી શકી છે તેમાં તરફથી ચાર આશ્રમનો નિર્વાહ થાય છે, તેમાં ૮૮ ભીલ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અગીઆર તો અગ્રેજી ભણે છે, અને તેના હસ્તક ૨૬ ગ્રામપંચ શાળાઓ છે ત્યાં ૮૬૭ છોકરા છોકરીઓ શિક્ષણ લે છે તે સિવાય ભીલ સેવામંડળ દવાખાનું ચલાવે છે, અને મ્હોટી ઉમરના ભીલોને ખેતી અને ઉદ્યોગના માર્ગે ચઢાવવા પ્રવૃત્તિ ચાલુ છે, તેમજ સહકારી આઠ મંડળીઓ સુદ્ધા સ્થાપી છે

એ જે પ્રગતિના બીજ વવાયા છે, તે જતે દિવસે ફુલીફાલી તે વૃક્ષને અવશ્ય મીઠાં ફળ લાગશે



* જુઓ ભીલ સેવા મંડળ રીપોર્ટ ૧૯૩૩ ૩૪ પૃ ૪

# પ્રકરણ ૭

## સામાજિક પ્રગતિ

### (૨) મનુષ્ય સેવા

" આદેશ મુજ માનવજીવનની પ્રતિ સ્થિતિમાં વ્યાપ્ત છે,
સૌ અન્યની સેવા કરે ને અન્યને માટે જીવે.
આદેશ મારો એક છે—આદેશ મારો એ જ છે."*

ચાંપશી વિ. ઉદેશી.

After the middle of the nineteenth century it could be said: 'The notion of what for want of a better phrase, I must call a moral brotherhood of the whole race has been steadily gaining ground during the whole course of history and we have now a large abstract term answering to this notion humanity.'†

*F. S. Marvin.*

છેલ્લાં પ્રકરણમાં વ્યક્તિવિકાસ અને વ્યક્તિસ્વાતંત્ર્ય સાધવા જે સુધારક પ્રવૃત્તિઓ ઉદ્ભવી અને તે પ્રવૃત્તિઓ પાછળના વિચાર અને ભાવનાના પ્રચાર અર્થે ભિન્ન ભિન્ન પ્રકારે પ્રયત્નો થયા, તેનું કાંઈક દિશાસૂચન કરવામાં આવ્યું હતું; અને તેમાં નિર્દેશ કરેલું પરિણામ, એકદમ નહિ પણ ધીમે ધીમે લોકમાનસમાં પરિવર્તન થઈને, અસરકારક થવા પામ્યું હતું. તે કાળે ઇંગ્લાંડમાં જે વિચાર વાતાવરણ પ્રાધાન્યતઃ ભોગવતું, તેની સજ્જડ છાપ આપણા સુધારકો અને સુશિક્ષિત વર્ગ પર પડી, તેઓ તદનુસાર આપણા સમાજને સુધારવા અને તેનો ઉત્કર્ષ સાધવા, જે તે નવી નવી પ્રવૃત્તિ ઉપાડી લેતા હતા. એ પ્રમાણે આપણી સામાજિક સુધારા પ્રવૃત્તિનાં મૂળ બહુધા ઇંગ્લાંડમાં જે સ્થિતિ દૃઢ જામતી, તેમાંથી ઉદ્ભવેલાં માલુમ પડશે.

---

* પ્રભુભક્તિનાં કાવ્યો પૃ ૫૫

† The Hibbert Journal, January, 1937.

ઓગણીસમા સૈકાનો પ્રારંભ થતાં ઇંગ્લાંડમાં યંત્રો (machine) નો ઉપયોગ પ્રવેશવા પામી, તેના ઔદ્યોગિક વિકાસના ગણેશ મંડાયા હતા, અને જેમ જેમ નવા નવા યંત્રો શોધાતા અને વધતા ગયાં તેમ તેમ ત્યાંનો ખેડુત, મજુર અને કારીગર વર્ગ, વધુ ને વધુ બેકાર અને ગરીબ થતો આલ્યો અને તેમની સ્થિતિ એટલી દુઃખદ અને દયાજનક બની હતી, કે તે યુગને, જાણીતા લેખક મી હેમંડે, 'The Bleak Age' તરીકે વર્ણવેલી છે.

(કારખાનાનો માલીક તેના નફાના લોભમા એટલો નિષ્ઠુર બન્યો હતો કે કારખાનાના મજુરો પાસે, પછી તે સ્ત્રી, પુરુષ કે બાળક હોય—તેના ગજા ઉપરાંત અને થાકી જતા સુધી, એક યંત્રની પેઠે કામ લેવામા આવતું;) તે પરિસ્થિતિનું વર્ણન આપતા એક લેખકે જણાવ્યુ છે, કે મજુરોના કામના કલાકો સામાન્ય રીતે વધારેલા હતા અને તેની સરખામણીમાં તેની મજુરીના દર તદ્દન નીચા હતા, તેમને રહેવાની ચાલીઓ એથી પણ ખરાબ હતી. એ મજુરો અગાઉ ખુલ્લામા ગામડામા રહેતા, તેમને શહેરમા નવી પણ દગધડા વગરની, ધુમાડાવાળી, અસુખાકારીભરી ચાલીઓ, છેવટેનુ થઈ પડી હતી તેમા ઢોરની પેઠે તેઓ ખીચોખીચ રહેતા; અને કોલેરા, ટાઇફોઇડ વગેરેના જંતુઓનુ તે નગો રહેઠાણ હતુ *

તેમ છતા તે વિષે કોઈ સું કે ગા કરતુ નહિ. કેમકે તે સમયે એવા વિચારો પ્રવર્તતા હતા કે સૌ મર્દને પોતપોતાની રીતે, બહારની ડખલગીરી વિના, છૂટથી વર્તવા દેવુ જોઈએ.×

\મદદરુ વિચારવાદને Laissei faiie એવુ નામ આપવામા આવ્યુ હતું. તેનો હેતુ એ હતો કે દરેક નાગરિક તેની ઇચ્છાનુસાર મજુરને મજુરીએ રાખી શકે, અને તેની પાસે ફાવે તેમ કામ લઈ શકે, પોતાને પસંદ પડે તે સ્થળે અને નજરમા આવે ત્યારે તે માલ વેચે અને ખરીદે; તેમ જ તેનુ નાણુ જ્યા અને જ્યારે અનુકૂળ થઈ પડે ત્યા અને ત્યારે તે રોકી શકે, એવી સ્વતંત્રતા ધરાવે, અને એ વિચારના સમર્થનમા અર્થશાસ્ત્રના નિષ્ણાતો (Political Economists) કહેતા, કે સરકારના શુભ આશયથી આશ્રિત પ્રવૃત્તિ કરતા વ્યક્તિગત સ્વાર્થ પ્રેરિત

* Butrand Russell કૃત Freedom and Organization p 89

× The New men Conscious that they wielded a new power and were creating a new world, asked to be let alone.

(enlighted selfishness) પ્રવૃત્તિ વધારે ફળદાયી નિવડશે, અને જ્યારે મજુરોના દુ:ખો અને હાડમારી અટકાવવા નવા કાયદા ઘડવાની પ્રવૃત્તિ ઉપડી ત્યારે તેનો વિરોધ કરતા ઇકોનોમિસ્ટ (The Economist) જેવા જાણીતા સાપ્તાહિકે લખ્યું હતું, કે—

Suffering and evil are nature's admonitions; They cannot be got rid off, and the impatient attempts of benevolence to banish them from the world by legislation, before benevolence has learned their object and their end have always been productive of more evil than good "*

આ પ્રકારના વિચારોના પ્રચારથી અંગ્રેજ પ્રજાની અબાધિત (Free Trade) વ્યાપારમાં શ્રદ્ધા જામી અને તેમાંથી જે આર્થિક બળો ઉપસ્થિત થયા તેનું પરિણામ એ આવ્યું કે મૂડીવાદી વર્ગ (capitalist) વધુને વધુ ધનાઢ્ય થતો ચાલ્યો અને ગરીબ વર્ગ નીચે ને નીચે દુર્દશાને પામતો ગયો.

(વળી દિનપ્રતિદિન વધતી જતી વિજ્ઞાનની નવી શોધો અને વૈજ્ઞાનિક વિચારોના પ્રભાવથી લોકની ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠવા માંડી, જડવાદ (materialism) તરફ વલણ વધતું ગયું અને ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે એવા વિચારોનું પ્રતિપાદન કર્યું હતું કે જીવનસંગ્રામમાં માત્ર સશક્ત ઉભો રહી શકશે નબળાપોચાનો તો લોપ થશે.

તેની અસર નીચે જીવનવ્યવહારમાં વ્યક્તિવાદ વધુ પ્રાબલ્ય વધ્યું, જે કોઈ મનુષ્ય હરિફાઈમાં (Competition) માનતો થયો અને કુદરતે જ નબળા પોચાનો નાશ કરવાનું નિર્માણ કરેલું છે એ વિચારભાવનાથી પ્રેરિત થઈ, તેની નૈસર્ગિક, સમભાવ અને દયાની લાગણી મારી ગઈ હતી, અને તેની સ્વાર્થ પ્રતિમા આડે આવતા બળો દબાવવા તે પ્રવૃત્ત થતો અને તેનો વિરોધ કરતો હતો.)

(આ જાતની મનોદશા પ્રવર્તતા મજુર વર્ગની અવદશા અને ખુવારી પ્રતિ સાવ બેદરકારી બતાવવામાં આવતી અને ભૂખે મરતા મજુરોને ચકત આપવા મનુષ્ય તરીકે તેમના માટે પુરતી મદદ કરવા, તેના શ્રીમંત

* Butrand Russell's Freedom and Organization page 133

કારખાનાના માલિકોને કદાચ અપીલ થતી તો તેઓ તેનો સીધો ઉત્તર આપતા કે બજારના પ્રચલિત દરે તેમને મજુરીએ રાખવામાં આવે છે; અને એ મુકરર દરથી દમડી ઓછી આપવામાં આવતી નથી; એથી વિશેષ જવાબદારી માલિકોને શિર રહેતી નથી.

મધ્યમ વર્ગ, વેપારી અને કારખાનાનો માલીક તેના વ્યક્તિગત હક્ક અને વ્યક્તિસ્વાતંત્ર્યના જોર ઉપર મુસ્તાક રહેતો અને તેના એ હક્ક ઉપર તરાપ પડતાં તે ધાંધલ કરી મૂકતો હતો. પાદરી વર્ગ જેની પાસે મજુર અને દલિત વર્ગ કાંઈ સક્રિય મદદની અપેક્ષા રાખે તેઓ સહાનુભૂતિમાં એવો ઉપદેશ આપતા કે અન્યાયી નિકૃષ્ટ સ્થિતિમાં પરમાત્માએ તેમને મૂકેલા છે; એટલે પ્રાપ્ત કર્તવ્યને તેમણે નિમકહલાલીથી અદા કરવું; જે મુસિબતો પડે તે ધૈર્યથી સહન કરવી; તેમની વર્તમાન સ્થિતિ ટૂંક સમય માટે છે. જે દુન્યવી ચીજોની પ્રાપ્તિ અર્થે શ્રીમંત વર્ગ ખંતપૂર્વક મથી રહ્યો છે, તે સારૂ મજુરોએ–દલિત વર્ગે કલેશ કરવાની કંઈ જરૂર નથી. ધર્મ દરેકને, કાંઈ પણ ભેદભાવ વિના મનની શાન્તિ બક્ષે છે, તે, આ પાર્થિવ સુખો, જેનાથી ગરીબ વર્ગ વંચિત છે–તેના કરતાં વધારે સાચો સંતોષ આપે છે. ગરીબો માટે એ જેવો તેવો લાભ નથી. તાત્પર્ય કે શ્રીમંતોને સુખસાહિબીનાં પ્રલોભનો (temptations) પુષ્કળ હોય છે, તેમાંથી સુભાગ્યે ગરીબ મજુર વર્ગ મુક્ત છે.*

આપણા દેશમાં પણ ગરીબોને ઉપર મુજબ આશ્વાસન આપનારાં અનેક શાસ્ત્ર વચનો ધર્મગ્રંથોમાંથી ઉપલબ્ધ થશે; પરંતુ એ ક્ષુલ્લક ધર્મોપદેશ મનુષ્ય સ્વભાવને હમેશા રૂચિકર થતો નથી તેમજ તે તેને સંતોષ આપતો નથી; ઊલટું તેથી કેટલીકવાર અસંતોષ વધે છે; અને તેની સહનશક્તિ ખૂટી પડે છે ત્યારે ગરીબ, પીડિત, દલિત, મજુરવર્ગ સમાજ સામે બંડ ઉઠાવે છે; અને ત્યારે જનતાની આંખો ખુલી, તેની ફરિયાદ તેમજ દુ:ખનાં કારણો અને ઉપાય શોધવા સરકાર અને આગેવાન લોકનેતાઓ તરફથી તજવીજ થવા માંડે છે.

ઇંગ્લાંડનો ગરીબ મજુર વર્ગ એ દુઃખનો ભાર સહન ન કરી શક્યો ત્યારે તેણે પ્રચલિત વ્યવસ્થા સામે સામા થઈ, એક ચાર્ટર

* England since the Industrial Revolution by J. H. Jackson p 36

તૈયાર કરીને, કેટલીક ગફલત માગી હતી; તે પરથી એ ક્રિશ્ચાન ચાર્ટીઝમ તરીકે જાણીતી થઈ હતી.

તેની વિગતોમાં જવાની આપણને જરૂર નથી, પરન્તુ ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર-બળો અને પ્રવૃત્તિઓ-વિરોધી અને સહાયક-એકત્ર થતા, તેના પરિણામે પ્રવર્તમાન સરકારને, મજુર અને કારીગર વર્ગોની સ્થિતિ સુધારવા અને મનુષ્ય તરીકેના તેમના વાજબી હકો સ્વીકારવા, વખતોવખતો નવા કાયદાઓ, જેવા કે, કારખાનાઓને લગતા, ( Factory Acts ) મતાધિકારના, ( Franchise ) કેળવણી વિષયક, મજુર મહાજનના ( Trade Union ) સહકારી પ્રવૃત્તિ ( Cooperative Society ) વૃદ્ધાવસ્થાના ( Old Age Pensions ) ગરીબોને ગફલત આપવાના ( Poor Laws ) બેકારીમાં નિર્વાહના ( unemployment insurance ) વૈદક મદદના ( Health insurance ) વગેરે વગેરે પસાર કરવા ફરજ પડી હતી, અને તેને લઇને મજુરોના જીવનમાં અને સ્થિતિમા સહેજસાજ સુધારો થવા પામ્યો હતો *

બીજી બાજુએ મોરીસ અને રસ્કીન જેવા સમર્થ લેખકોએ હાથ-કારિગરીની ખુબીઓ અને તેના સૌન્દર્ય પ્રતિ પ્રજાનું ધ્યાન દોરી, યંત્રપ્રવૃત્તિનો વિરોધ કરી, દેશના ભાગતા જતા હાથના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજવા પ્રચાર કાર્ય આદર્યું હતુ અને તે ચળવળની પણ થોડીક અસર થવા પામી હતી.

---

* સરખાવો—આપણા ઈલાકામાં મહાસભાવાદી પક્ષ હાલમાં સત્તા પર આવ્યો છે એ નવી પ્રાંતિક સરકારે એક પ્રેસનોટ પ્રસિદ્ધ કરીને જણાવ્યું છે, કે તેઓ ફૅક્ટરી ઍક્ટમાં જૂદી જૂદી દિશામા ફેરફાર અને સુધારા કરવા ધારણા રાખે છે દર અઠવાડિયે અપાતી રજા, બપોરની વિશ્રાંતિનો ગાળો અને કામના કલાકોની જે રીતે વહેંચણી થાય છે, તેને લગતી કલમોમાં સુધારાની જરૂર છે; ભોજન માટે સંતોષકારક ગોઠવણ થાય અને પુરતી વૈદક મદદ મળે, એવું જવાબદારીવાળું કાયદેસર બંધન મૂકવામાં આવશે. એકંદર કેટલા કલાકો કામ લેવું એ પ્રશ્ન પણ તપાસાશે, અને રાતપાળી બાબતમાં સમગ્રપણે વિચાર કરી, તે સારૂ કાંઈક નિયમ યોજવામાં આવશે

સંક્ષેપમાં કામના કલાકો, પગારનાં ધોરણો, વસવાટની જગાઓ, કેળવણી, મદ્યનિષેધ, કામદાર સંગઠન, ઔદ્યોગિક ઝગડાઓ તમામમાં કામદારોને ન્યાય મળે તે તરફ જ સરકારનું ધ્યાન રહેશે. (તા ૧૭-૮-૧૯૩૭)

નવી નવી વિજ્ઞાનની શોધોથી અને પ્રાચીન ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ થતા ખ્રિસ્તિ ધર્મ વિષેની માન્યતામા પરિવર્તન થવા પામ્યુ હતુ, એ ધર્મના રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ એ બે મ્હોટા વિભાગો ઉપરાત અમુક અમુક પ્રકારના વિચાર મતભેદોને લઈને અનેક પેટા વિભાગો પડેલા છે એમાના એક પેટાવર્ગની માન્યતામા ફેરફાર થઈ, તે એવી શ્રદ્ધા ધરાવતો થયો હતો કે પ્રભુ જીસસ ક્રાઈસ્ટનો ઉપદેશ મનુષ્ય જીવનને લાગુ પાડી, તે પ્રમાણે સમાજજીવન ઘડવા પ્રયત્ન થવા જોઈએ ખ્રિસ્તિ પાદરીઓ ગરીબ મજુર વર્ગને આજીવન કરવા પર લોકના જીવનસુખ પર વધુ વિશ્વાસ રાખવા અને તેમાથી આશ્વાસન મેળવવા ઉપદેશ કરતા તેનો ઉલ્લેખ અગાઉ થયેલો છે પણ ઉપર નિર્દેશ કરેલી ભાવના નવો ચીલો પાડતી હતી અને તે વધારે વ્યવહારુ, અસરકારક અને તલસ્પર્શી લાગણીવાળી હતી, તે દ્વારા ઘણુ જરૂરી અને મગીન સમાજ સેવાનુ કાર્ય થવા પામ્યુ છે, અને તે કારણે એ પ્રવૃત્તિ ખ્રિસ્તિ સામાજિક હિલચાલના નામે જાણીતી થયેલી છે, તેને ઉપસ્થિત કરવામા ફ્રેડરિક ડેનિસન મોરીસ અને ચાર્લ્સ કિન્ગસલી મુખ્ય હતા તે સબધમા કેનન બેરેન્ગનુ નામ પણ ભુલાય તેવુ નથી તેમના ઉપદેશનો આશય એ હતો કે તેની સર્જેલી સૃષ્ટિમા પ્રભુની પ્રકૃતિનુ સહજ દર્શન થાય છે, એટલુ જ નહિ પણ મનુષ્ય રચના એ માટે યોજાએલી જણાય છે, અને જીસસ ક્રાઇસ્ટમા પ્રભુનો સાક્ષાત્કાર થયો હતો.

ભૂમિ પર અધર્મનો ભાર વધી પડે છે, સાધુ સતોને ત્રાસ અપાય છે અને અન્યાય અને અત્યાચાર ખુબ વ્યાપે છે, ત્યારે પ્રભુ અવતાર ધરે છે એ ગીતાજીનો શ્લોક જાણીતો છે, તે પ્રમાણે પ્રભુ જીસસ ક્રાઈસ્ટે મનુષ્ય જાતિના ઉદ્ધાર અર્થે અવતાર લીધો હતો એ હેતુથી કે તે મનુષ્યને માત્ર ઉપદેશથી જ નહિ પણ જીવનમા તદનુસાર વર્તીને પરમાત્માનો આદેશ વ્યક્ત કરે, તાત્પર્ય કે સમસ્ત મનુષ્ય જીવનમા પ્રભુનો વાસ છે, તેના વિનાનુ કોઇ સ્થાન ખાલી નથી તેથી મનુષ્ય પ્રતિ કાઈ અન્યાય કે અત્યાચાર કરવો એ દેવળમા નહિ જવુ, નિયત વ્રત વિધિ પ્રતિ બેદરકારી બતાવવી, અથવા બાઈબલ ધર્મગ્રથનુ નિત્ય વાચન વિસરવુ, તેના કરતા વધારે ગભીર ગુન્હો છે તે પરમાત્માની અવહેલના કરવા બરોબર છે

એ પ્રવૃત્તિનો ઝોક, આમ, સમાજને પ્રભુપરાયણ કરવાનો હતો, તેના સમર્થનમા ઉપદેશકો કહેતા કે પ્રભુ મનુષ્ય અવતાર લે છે, એટના માટે કે મનુષ્ય પ્રભુ જેવો બને

વળી શિક્ષિત સમાજનું,–જેમકે કેમ્બ્રીજ, ઓક્ષફર્ડ અને લંડન યુનિવરસિટિઓનું–લક્ષ માનવતાની (humanity) દૃષ્ટિએ મજુર અને ગરીબ લત્તાઓ પ્રતિ ખેંચાઈ એ વર્ગની સુધારણા અને ઉદ્ધાર અર્થે વ્યવહારૂ માર્ગ યોજવા તેઓ તત્પર બન્યા હતા.—

આ બધી પ્રવૃત્તિઓમાંથી સામાજિક સેવા કાર્યનો ઉદ્ભવ થયો; અને તેના સંચાલકોએ આ જાતની મનુષ્ય સેવાને ઈશ્વર સેવા જ માની હતી. આમ ગયા સૈકાના ઉત્તરાર્ધથી મનુષ્ય સેવા એ ખ્રિસ્તિ ધર્મનું પ્રધાન અંગ બનવા પામ્યું હતું.

આ મનુષ્ય સેવા પ્રવૃત્તિઓ, તેના અંગની સેવા સંસ્થાઓનો (Social settlements) નો વૃત્તાંત રસપ્રદ અને રોમાંચક તેમ વિચારણીય છે. તેના કાર્યકર્તાઓએ કોઈ પણ મનુષ્ય સેવા પ્રવૃત્તિને હલકી કે અધમ ગણી નથી, તે માટે પૈસો વહાલો કર્યો નથી; તે કાર્ય પાછળની હાડમારી કે તે ખાતર જીવનના જોખમનો વિચાર સરખો કર્યો નથી. માત્ર પ્રભુ ઈસુ ક્રાઈસ્ટના પ્રેમ ખાતર, તેના પવિત્ર નામે, એ મિશનરીઓએ પતિતોદ્ધાર, રક્તપિત્તિયાની સુશ્રુષા, દલિત, પછાત અને અજ્ઞાન જાતિઓના ઉદ્ધાર, ગુન્હેગાર કોમોની સુધારણા, કેળવણીનો પ્રચાર, વૈદક રાહત વગેરે પ્રવૃત્તિઓ ઉપાડી લઈ મનુષ્ય જાતિની સેવા ઉમંગથી કરે જાય છે, તે ખચિત પ્રશંસનીય તેમ આદરણીય છે. મનુષ્ય સેવાને જ એ લોકોએ ધર્મ માન્યો છે, એટલુ જ નહિ પણ તેને જીવનમાં ઉતાર્યો છે, અને તે ખ્રિસ્તિ ધર્મનું વિશિષ્ટ અંગ બન્યુ છે, જે અનુકરણ કરવા યોગ્ય છે.

આ સેવા ભાવના અને સેવા પ્રવૃત્તિઓની લોકમત પર પ્રબળ અસર થવા પામી, એનાથી પ્રેરાઈને હિન્દી સરકારે જાહેર હિતના પ્રશ્નો જેવા કે, લોક સુખાકારી, વૈદક મદદ, હોસ્પીટલો અને દવાખાનાં, કામદાર ખાતું (labour office) અને ફેક્ટરીઓને લગતા કાયદાઓ, રક્તપિત્તિયા બહેરા–મુંગા, અંધ, ગાંડા વગેરે માટે યોગ્ય પ્રબંધ અને વ્યવસ્થા, શહેરના ઘરવાસ, ગુન્હેગાર જાતિઓ માટે અલાયદા વસવાટ, સહકારી હિલચાલ, વગેરે ઉપાડી લીધા છે, તે દિશામા સુધારા માટે બહોળો અવકાશ છે તેમ છતાં તે સર્વ પ્રવૃત્તિઓ યોગ્ય માર્ગે છે, એમ બેશક કહેવુ પડશે.

આર્યધર્મે જીવશિવના ઐક્યની ભાવના પરાપૂર્વથી સ્વીકારેલી છે; પિંડે તે બ્રહ્માંડે અથવા આત્મા ને પરમાત્માનુ સામ્ય દર્શાવી 'હું જ બ્રહ્મ' છુ એવો ઉપદેશ, ઉપનિષદ વગેરેમા કરવામા આવ્યો છે, અને પરમાત્માને

સચરાચર, જડ અને ચૈતન્ય સૃષ્ટિમાં વ્યાપેલો માન્યો છે; એટલે કે પરમાત્મા પ્રાણી સૃષ્ટિમાં, તેના અણુએ અણુમાં વ્યક્ત થયલો છે; એવી લોક માન્યતાથી હિન્દુ જનતાએ પશુપંખીઓ, જંતુઓ અને કિટક સુદ્ધાંના રક્ષણ અને પાલન સારૂ પરબડીઓ અને પાંજરાપોળો વગેરેની વ્યવસ્થા કરી ભૂતદયાનો ભાવ બતાવેલો છે અને એ ભાવના સ્વર્ગસ્થ કવિ મણિશંકર રત્નજીએ નીચેની પંક્તિઓમાં સુંદર રીતે દર્શાવેલી છેઃ

" નીકો નાની મોટી જે જીવો તણી;
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે;
રડનારાંની સાથે રડવું તેમ જો !
એકબીજાનાં આંસુડાંઓ લૂછતાં;
ઉંચા ચડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો !
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં;
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો !

એથી આગળ વધીને મનુષ્ય જાતિના દુઃખ ફેડવા, દુઃખિઆની સુશ્રુષા કરવા, ત્હેમની વ્હારે ધાવા લોકપ્રિય કવિ લલિતજી ઉપદેશે છે, કે,

દુઃખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉર આંગણ નન્દન;
દીનને દ્વારે દયાસાગર રેલિયે;
એવાં આંસુ અર્પિએ !
દુઃખિયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સન્તન સેવક,
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિએ
પ્રભુજીને ભાળિયે. "*

પરન્તુ ગયા સૈકામાં ખ્રિસ્તિ મિશનરીઓના સંસર્ગમાં આવ્યા પહેલાં મનુષ્યને રાહત આપવા, તેમની અપંગ અને નિરાધાર સ્થિતિમાં બરદાસ કરવા, તેમના દુઃખોનું નિવારણ કરવા, વ્યવસ્થિત રીતે અને સમાજ તરફથી, સેવાની દૃષ્ટિએ, ખાસ પ્રબંધ કરવામાં આવ્યો હોય એવું કાંઈ જાણવામાં નથી; ખરી રીતે આપણા સુધારકોએ એ વિષયમાં ખ્રિસ્તિ પ્રવૃત્તિઓનું અનુકરણ કરેલું છે, એમ કહેવું તે ખોટું નથી.

---

* પ્રભુભક્તિનાં કાવ્યો; પૃ. ૫૯ અને ૫૭.

અદ્વૈતવાદના વિચારો અગાઉ પુષ્કળ અને દેશભરમાં પ્રસરેલા હતા અને એ અદ્વૈતવાદનો કેવો વિપર્યાય થતો તેનુ સ્પષ્ટ ઉદાહરણ સ્વર્ગસ્થ નન્દશંકરે કરણઘેલાની નવલકથામા બ્રાહ્મણ લુટારાની હકીકત વર્ણવીને, પૂરુ પાડ્યુ છે. આમ 'હું અને તું'મા ભેદ નથી, આપણે સૌ એક જ છીએ એ વાદનો અસાચાર થયેલો; પણ તદનુસાર સૌ એક જ પિતાનો પરિવાર છે, સૌમા ઈશ્વરી અંશ રહેલો છે, તેથી એકબીજા પ્રત્યે સમભાવ તેમજ દયા ભાવ દર્શાવી મનુષ્ય જાતિની સેવા કરવા બહુ થોડાક જ—અને તે સાધુસતો સિવાયના—માલુમ પડતા હતા

પરતુ વર્તમાન યુગમા તે દિશામા કોઈએ વ્યવહારૂ અને વ્યવસ્થિતપણે પગલા ભર્યા હોય તો તેનો યશ રામકૃષ્ણ—વિવેકાનદ સસ્થાને ઘટે છે સ્વામી વિવેકાનદે વિશ્વધર્મ પરિષદમા વ્યાખ્યાન આપતા વેદાન્તને એક જીવન્ત ધર્મ તરીકે ઓળખાવ્યો હતો અને મનુષ્યમા પ્રભુનો વાસ રહેલો છે, એ મુદ્દા પર ભાર મૂકીને જનસેવાના કાર્યો પ્રતિ સમાજનુ ધ્યાન દોર્યું હતુ તે વિષયનો સ્ફોટ કરતો એક મનનીય લેખ હમણા 'વેદાન્ત કેસરી' નામક એ જ સસ્થા તરફથી ચાલતા માસિકમા પ્રકટ થયો છે, તેમાથી જરૂરી ભાગ અહિં આપીશુ —

But in the light of the doctrine of Immanence, otherwise described here as the philosophy of "God in Man" we can have an ideal of life that takes due cognisance of the spiritual urge of introversion that manifests itself as asceticism, as well as the ethical urge of extroversion that takes the form of humanism and collectivism–an ideal that in fact fuses or synthesises both these into a rational and harmonious scheme of spiritual life with its twin forms of communion, namely meditation, in which one communes with the Deity immanent in the self, and service, through which one communes with the same Deity as manifested in others and in society at large ‡ "

‡ વેદાન્ત કેસરી, ઓગસ્ટ સન ૧૯૩૭

આ ભાવથી પ્રેરિત થઈને મનુષ્ય સેવા અર્થે રામકૃષ્ણ વિવેકાનંદ સંસ્થાના સંન્યાસી-સાધુઓએ દેશભરમાં અનેક વિધ સેવા પ્રવૃત્તિઓ ઉપાડેલી છે, તે લોકોપકારી તેમ જ હિતાવહ નિવડેલી છે.

જાણીતા પ્રોફેસર વિનયકુમાર સરકારે તેનું વર્ણન કરતાં લખ્યું છે, કે, એ સાધુઓએ આરોગ્ય બક્ષનારી હોસ્પીટલો અને દવાખાનાં ખોલેલાં છે, તેમજ રાત્રિશાળાઓ, ઉદ્યોગ ગૃહો, અમળા આશ્રમો, આગમગૃહો, આરોગ્યગૃહો વગેરે સ્થાપેલા છે; વિશેષમાં દુકાળ, રેલ, આગ અને દૈવી હોનારતના પ્રસંગે રાહતકાર્યો ઉપાડે છે, તેની જેટલી પ્રશંસા થાય તેટલી ઓછી છે; અને ઉપદેશ અને જ્ઞાન પ્રચારનો એમનો વ્યવસાય તો ચાલુ હોય છે *

આર્યસમાજ અને પ્રાર્થના સમાજે એજ માર્ગે પ્રયાણ કરી, અનાથ આશ્રમો, ફાઉન્ડલિંગ હોમ અને પતિતોદ્ધાર સંસ્થાઓ સ્થાપી છે અને તેમા માનવતાનો (humanity) ભાવ પ્રધાનપણે પ્રવર્તે છે

એવા ઉદાર વિચારથી અને સેવા વૃત્તિથી જાહેર પ્રવૃત્તિઓ ઉપાડી લેવા અને ચલાવવા સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ સન ૧૯૦૫ માં હિન્દ સેવકસમાજ સ્થાપ્યો હતો અને તેનો પ્રધાન આશય આપણુ જાહેર જીવન (public life) ધાર્મિક વાતાવરણ જેવું પવિત્ર અને ઉત્કૃષ્ટ કરવાનો હતો.

સામાજિક સુધારાની પ્રવૃતિ સામે જનસમુદાય ગતાનુગતિક વિરોધ કરતો અને દેશનું ઐક્ય સાધવા હિન્દી મહાસભા ખંતપૂર્વક પ્રયત્ન કરી રહી હતી, તેમા સૌ કોઈ વર્ગનો સમાવેશ થતો અને તે કારણસર તેના પર અઘટિત આક્ષેપ ન મૂકાય એ આશયથી તેમ સર્વ જૂદા જૂદા ઘટકોને એક સાથે સયોજિત રાખવા, મહાસભાની પ્રવૃત્તિથી સમાજ સુધારાની પ્રવૃત્તિને પ્રથમથી હેતુપૂર્વક નોખી રાખવામા આવી હતી.

સમાજ સુધારકો ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ કૂચ કરે જતા હતા; અને તેમના પ્રચાર કાર્યની અચૂક અસર થતી હતી, તે જોઈને બીજી સધી દલીલો ખૂટી પડી ત્યારે સુધારાનું કાર્ય પ્રજાની પાછળી જીવન પરપરાને અનુલક્ષીને કરવુ કે કેવળ બુદ્ધિવાદને પ્રાધાન્ય આપીને આગળ ધપાવવુ એ વિવાદનો પ્રશ્ન થઈ પડયો હતો, પણ છેવટે

* The Might of Man in the social philosophy of Ramkrishna and Vivekananda, p 28

મનુષ્ય સેવાભાવનાને સમાજમાં મહત્વનું સ્થાન અપાયું છે એ સંતોષકારક બિના છે; અને તે એક ધર્મ કર્તવ્ય મનાયું છે. સુરતના 'શેડી વિલીંગ્ડન અશક્તાશ્રમે' તો મનુષ્ય સેવા એ ઈશ્વર સેવા છે, કારણ કે દરેક મનુષ્યમાં પ્રભુનો અંશ છે, એ ધ્યાનમંત્ર (motto) ધારણ કરેલો છે; અને મહાત્માજીએ તો સેવા જીવનને તેમનાં કાર્યક્રમમાં પ્રાધાન્ય આપેલું છે. તેઓ એટલે સુધી કહે છે, કે 'ઈશ્વરની સેવા એક રીતે જ થાય. ગરીબોની સેવા તે ઈશ્વરની સેવા છે; અને તે સૂત્રનું સ્પષ્ટીકરણ કરતાં તેઓ જણાવે છે, કે "આત્મજ્ઞાન, જીવ માત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્યન્તન્મયતા સાધવાથી જ થાય. જીવ માત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુઃખે જ્ઞાનપૂર્વક દુઃખી થવું; તેના દુઃખનું નિવારણ કરવું."*

જગતમાં ઉપર જણાવ્યા પ્રમાણે સેવાભાવનું પ્રાબલ્ય જામે તો મનુષ્ય તેના દુઃખોમાંથી મુક્ત થઈ, તેનું જીવન સુખી થાય એટલું જ નહિ પણ પૃથ્વી પર જ તે સ્વર્ગીય આનંદ અનુભવે.

મુંબાઈની સોસિયલ સર્વિસ લિગનો ઉદ્ભવ પોતાના પછાત અને અજ્ઞાન બધુઓને સહાયભૂત થઈ, તેમને સાચે રાહે દોરવાના ઉદ્દેશમાંથી થયો હતો.

આપણો ગરીબ, પછાત, અને અજ્ઞાન જનસમૂહ હોળીના દિવસો હલકા પ્રકારની ચેષ્ટામાં અને મસ્તી તોફાનમાં વ્યતિત કરે છે અને કુમળા મગજ પર એ કુપ્રથાની માઠી અસર પેદા થવા પામે છે. તે બદી અટકાવવા

---

* ધર્મમંથન પૃ. ૩૦૩-૦૪

તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ Contemporary Indian Philosophy નામના પુસ્તકમાં એ સંબંધમાં મહાત્માજીએ નીચે મુજબ પોતાના વિચારો વ્યક્ત કર્યા છેઃ

"To be true to such religion one has to lose oneself in continuous and continuing service of all life. Realisation of Truth is impossible without a complete merging of oneself in, and identification with, this limitless ocean of life. Hence for me, there is no escape from social service, there is no happiness on earth beyond or apart from it Social service here must be taken to include every department of life. In this scheme there is nothing low, nothing high. For, all is one, though we seem to be many."

અને તેને બદલે એ સમયે તેમને ગમ્મત અને વિનોદનાં સાધનો પૂરાં પાડી, એ તહેવારો તેઓ નિર્દોષ આનંદમાં ગાળે એવો પ્રબંધ કરવાનો વિચાર જાણીતા સમાજ સુધારક શ્રીયુત ભવાનીદાસ ના. મોતીવાળાને સ્ફુર્યો અને તુરત જ તે માટે યોગ્ય વ્યવસ્થા કરવા તેમણે એક હોળિકા સંમેલન સમિતિ નીમી દીધી. તે કાર્ય પૂરૂં થયા પછી, એ સમિતિને લાગ્યું, કે એ લોકોમાં સ્થાયી સેવાકાર્ય કરવા સારૂં એક સ્થાયી મંડળ સ્થાપવામાં આવે તો તે બહુ ઉપકારક થઈ પડે; અને તેની અગત્ય તે સમિતિએ સ્વીકારી, એવા એક મંડળનું બંધારણ ઘડવા એક પેટા કમિટી નીમવામાં આવી હતી. તેના પ્રમુખ તરીકે સ્વર્ગસ્થ ગોકળદાસ કહાનદાસ પારેખ અને સભ્યોમાં ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, શ્રીયુત કાન્તિલાલ પંડ્યા, શ્રીયુત ચંદ્રશંકર પંડ્યા, શ્રીયુત મનસુખલાલ માસ્તર, ડૉ. કલ્યાણદાસ દેસાઈ અને બી. પી. બી. ગોરડિયા વગેરે ગુજરાતી ગૃહસ્થો હતા.

ગયે વર્ષે એ સંસ્થાએ તેનો રજતમહોત્સવ ઉજવ્યો હતો અને તે નિમિત્ત રજતમહોત્સવ રીપોર્ટ પ્રકટ કર્યો હતો, તે વાંચતાં, તેની અનેકવિધ પ્રવૃત્તિઓ જનતાને કેવી રીતે ઉપયોગી થઇ પડેલી છે અને હિતાવહ નિવડી છે, તેનો યથાર્થ ખ્યાલ આવશે, તેની સાથે અત્યારના બદલાયલા સંજોગોમાં સમાજને એવી સેવાભાવી સાર્વજનિક સંસ્થાઓની વાસ્તવિક જરૂરિયાત વિષે પ્રતીતિ સુદ્ધાં થશે.

વર્તમાન સમયમાં મનુષ્ય સેવાને સમાજજીવનમાં મહત્વનું સ્થાન અપાયું છે અને તે એક ધર્મકાર્ય ગણાયું છે, તે આનંદ પામવા જેવું છે. મનુષ્યમાં પ્રભુનો વાસ છે એ ભાવના લોકોમાં દૃઢ અને વ્યાપક બનતાં, સંસારમાંનાં અનેક દુઃખો, અન્યાય અને સતામણી, આપોઆપ દૂર ભાગશે.

પ્રસ્તુત વિચારથી દોરાઈને હરિજનનો પ્રશ્ન નિરૂપણ માટે છેવટ સુધી મોકુફ રાખ્યો હતો, એ આશામાં કે તેના શુદ્ધ અને સાચા સ્વરૂપમાં તે જોવા તપાસવાનું અનુકૂળ થઈ પડે.

નવયુગનું પ્રસ્થાન થતાં જ સુધારક વર્ગનું હરિજનોની દુર્દશા પ્રતિ લક્ષ જઈ, તેમની ગુલામી સ્થિતિ સુધારવા તેમજ તેમની ઉન્નતિ સાધવા તેઓ પ્રેરાયા હતા. તે પહેલાંથી ખ્રિસ્તિ મિશનરીઓએ હરિજનોને ખ્રિસ્તિ ધર્મમાં વટલાવવાના પ્રયત્નો કર્યા હતા; પણ એ હરિજનભાઈઓએ, એમાંના ઘણા મ્હોટાભાગે, એક દેહમાં બે ધર્મ નહિં હરીએ એવો સામો ઉત્તર આપી, અને હિન્દુ ધર્મમાં પડતાં સર્વ દુઃખો સહી લઈ,

તે સ્વધર્મને તેઓ મક્કમપણે વળગી રહેલા છે; અને હિન્દુધર્મીઓ માટે એ ગૌરવનો વિષય છે; તેમ છતાં ખોટી અને અંધ ધર્મ શ્રદ્ધાને વશવર્તી હિન્દુ જનસમુદાયે તેમના પ્રતિ તદ્દન નિષ્ઠુરતા બતાવેલી છે, એ સામું એટલું જ તેને માટે શરમજનક છે. પણ વધારે દુઃખનો વિષય એ છે કે તે પરધર્મમાં વટલીને આવે તો તેનો સંપર્ક કરવામાં આપણને વાંધો ન આવે પણ એક હરિજન તરીકે તેનો સ્પર્શ થતાં પોતે અપવિત્ર થઈ જાય અને તેને દૂર ને દૂર ગણે. આથી હરિજનોને ખુબ જ હાડમારી વેઠવી પડેલી છે, એટલું જ નહિ પણ સમાજમા તેમનું સ્થાન છેક જ નપાત અને તિરસ્કાર-પાત્ર બન્યું છે; એટલે દરજ્જે કે દક્ષિણ હિંદમાં કેટલેક સ્થળે તેમનો પડછાયો પડતાં સુરત સનાતની ખિન્નતા અને હજી પણ ખિન્નય છે.

મનુષ્ય તરીકે એ વતન અસહ્ય હતું; જંગલી પ્રાણીઓ કરતાં પણ બહુ ખરાબ રીતે તેમના પ્રતિ વર્તાવ કરવામાં આવે છે. પરંતુ તેમનો પક્ષ લેનાર કે તેમની વકીલાત કરનાર થોડાક જ નજર પડશે. સૌ કોઈ તેની સેવાનો લાભ લે છે; તેની પાસે સખ્ત મહેનત મજુરી કરાવે છે; તેનો ઉપયોગ કરવામાં તેને બાધ આવતો નથી પણ એક મનુષ્ય તરીકે તેની સાથે યોગ્ય વ્યવહાર કરતાં ઘૃણા ઉપજે છે, અને જાણ્યે અજાણ્યે એનો સ્પર્શ થતાં, તે એક રક્તપિત્તિયો ન હોય તેમ, તેને હડધુત કરવામાં આવે છે, તેથી એ પરમાત્માને કરગરતો કહે છે, કેઃ—

મનખો ઢેડાનો બાપ! શે દીધો રે રામ (૨)
એને પડછાયે દેહ અભડાય
મારા હૈયાની હાય કોઈ સાંભળો રે રામ૦
અંધારી રાત કાળી મેઘલી રે રામ
એથી ભૂંડો ઢેડાનો અવતાર— મારા૦
× × × ×
મનખો આવો તે બાપ! શે દીધો રે રામ
એથી ભલ્લેરી જંતુ જમાત— મારા૦
સુખ દુઃખનું ભાન બાપ! શે દીધુ રે રામ
એથી ભલ્લેરી પાણાની જાત......
મારા હૈયાની હાય કોઇ સાંભળો રે રામ. મારા૦

* પ્રસ્થાન, કારતક સં. ૧૯૮૯ શ્રી. રમણલાલ સોની.

યુરોપમાં અગાઉ જ્યુઓની એવી નરાધમ સ્થિતિ હતી. સૌ કોઈ તેમનો તિરસ્કાર કરતું; જો કે તે વર્ગ અસ્પૃશ્ય નહોતો; બીજી રીતે આહોશ, બુદ્ધિશાળી અને શ્રીમંત હતો. જાણીતા રોમાંચક નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટે આઈવેનહો નામક તેની જાણીતી નવલકથામાં આઈઝેક જ્યુનું તાદશ્ય ચિત્ર દોર્યું છે; અને એ કથામાંનો નાયક તેને સતાવે છે ત્યારે જે ઉત્તર એ આપે છે તે હૃદયભેદક છે. તે તેને કહે છે, કે શું જ્યુને આંખ નથી, પગ નથી, લાગણી નથી, હૃદય નથી, શું તે એક મનુષ્ય નથી? શું પ્રભુએ તેને સર્જ્યો નથી?

એવા જ હૃદયબળતરાના ઉદ્‌ગાર કવિ રમણલાલે એક અસ્પૃશ્યના મુખેથી કઢાવ્યા છેઃ

તમને પ્રભુએ શું ઘડયા સોના કણે?
અમને ઘડયા દુર્ગંધની કાચી ધૂળે?
આંખો અમારી શું જડેલી કોડીએ?

× × ×

માથે પડી આ ટાલ, માથે ભાર લઈ વ્હેતાં;
હાથે પડયા છાલાં, કુહાડી હાથમા લેતાં,
એ હાથ, એ માથું, પવિતર કેમ નહિ વારૂ?
સેવા અમારી લો, ન અમને કેમ લો આપુ?*

મહાત્માજીએ પણ એમના પ્રત્યેના ઘોર અન્યાયનુ, તેમની કરુણ દશાનું ચિત્ર આલેખ્યુ છે, તે ગંભીર ચિંતન માગી લે છે. તેઓ લખે છેઃ

"હરિજનોને માથે આપણે કેવા કેવા અન્યાયો ખડકયા છે એનુ આપણને સ્મરણ રહે એ સારૂ છે. સામાજિક દૃષ્ટિએ તેવો રક્તપીતિયા છે. આર્થિક દૃષ્ટિએ તેઓ ગુલામ કરતા નપાવટ છે. ધાર્મિક દૃષ્ટિએ તેમને આપણે જેને 'દેવ મદિરો' ને ખોટે નામે ઓળખીએ છીએ તે સ્થળોમાં પ્રવેશ કરવાનો પ્રતિબંધ છે. તેમને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી જાહેર રસ્તા, જાહેર નિશાળો, જાહેર ઈસ્પિતાલો, જાહેર કૂવા, જાહેર નળ, જાહેર બાગબગીચા એવી જગાઓનો ઉપયોગ કરવાની મનાઈ છે. કેટલીક જગાએ તો તેઓ અમુક અંતરથી પાસે આવે સામાજિક અપરાધ ગણાય છે, અને કોઈ કોઈ છૂટીછવાઈ જગાઓએ તેમના દર્શન

* પ્રસ્થાન કારતક, સં ૧૯૮૯.

માત્રથી જ માણુમો અભડાય છે. તેમને રહેઠાણુ માટે શહેરો અને ગામડાંના ખગઅમાં ખરાબ ભાગ આપવામાં આવે છે, અને ત્યાં તેમને લગભગ કશી જ સામાજિક સગવડો મળતી નથી. સવર્ણ હિન્દુ વકીલો અને ડાક્ટરો સમાજના બીજા માણસોની સેવા કરે તેવી તેમની ન કરે. બ્રાહ્મણો તેમને ત્યાં ધાર્મિક વિધિઓ ન કરાવે. તેઓ જેમ તેમ કરીને જીવતર ચલાવી શકે છે અથવા હજુ હિન્દુ ધર્મમાં રહે છે એજ આશ્ચર્યની વાત છે. તેઓ એટલા કચડાઈ ગયેલા છે કે જાલિમો સામે બળવો કરવાની પણ તાકાત તેમનામાં રહી નથી. કાર્યકર્તાઓની નજર આગળ ઠરાવના ઠરાવની કલમોના ગર્ભિત અર્થનો આબેહૂબ ચિતાર ખડો થાય એટલા માટે આ દુઃખદ અને શરમભરેલી હકીકતો મેં યાદ કરાવી છે. સતત અવિશ્રાંત પ્રયત્નથી જ આ દલિત લોકોનો પતિત દશામાંથી ઉદ્ધાર થઈ શકશે, હિન્દુ ધર્મ શુદ્ધ થઈ શકશે અને સમસ્ત હિન્દુ સમાજનો અને તેની સાથે આખા હિન્દુસ્તાનનો ઉદ્ધાર કરી શકાશે."*

ઉપરોક્ત ઉતારામાં મહાત્માજીએ તેને એક ધાર્મિક પ્રશ્ન ગણ્યો છે, એ વાજબી કર્યું છે; એક ધાર્મિક માન્યતા તરીકે જનતામાંથી આભડછેટની લાગણી નિર્મૂળ થશે ત્યારે તેનો ઝટ ઉકેલ આવશે. તેથી મંદિર પ્રવેશ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

હરિજનોની ઉન્નતિ કરવા પ્રથમ હિલચાલ થયલી ત્યારે તેનો દલિત જાતિ તરીકે ( depressed classes ) નિર્દેશ કરવામાં આવતો; પણ એવી દલિત જાતિમાં, બીજી જાતિઓ એ સ્થિતિમાં પડેલી હોય તેનો સમાવેશ થઈ શકે, તેથી શ્રીમંત મહારાજા સર સયાજીરાવે એ જાતિને અસ્પૃશ્ય જાતિ તરીકે વર્ણવી હતી, અને તેમને ઉંચે લઈ જવામાં એઓશ્રીએ ઘણું કર્યું છે, એ ઉપકારસહ નોંધવું જોઈએ.

એ પ્રવૃત્તિનાં મૂળમાં અસ્પૃશ્યતા નિવારણની સાથે હરિજનોનો આર્થિક વિકાસ એ પણ એક પ્રેરક બળ હતું; અને તેનો અકસીર ઈલાજ તેનામાં કેળવણીનો પ્રચાર મનાયેલો હતો.

પણ એવા મંદ, ચોક્કસ કાર્યનીતિ અને ધોરણ વિનાનાં, પ્રયાસોની ઝાઝી અસર થવા ન પામે એ સ્પષ્ટ છે; તો પણ સંજોગવશાત્ તેમની પહેલાંની સ્થિતિમાં કાંઈક ફેરફાર થયો છે; જો કે તે સંતોષકારક ન જ કહેવાય.

* ધર્મ સંસ્થાપન-ગાંધીજી-પૃ. ૧૦-૧૧.

પરદેશમા હિન્દીઓ પ્રત્યે જે અસભ્ય વર્તન રાજ કરતી ગોરી પ્રજા તરફથી કરવામા આવે છે, અને તેમને અસ્પૃશ્ય ગણે છે, ત્યારે આપણુ લોહી ઉકળી આવે છે, તે સામે વિરોધ ઉઠાવીએ છીએ, પણ તેના એક ઉત્તર તરીકે ખ્રિસ્તી મિશનરીઓ અસ્પૃશ્ય જાતિઓ પ્રત્યે હિન્દુઓ કેવી રીતે વર્તે છે તે રદીઓ રજુ થાય છે અને આપણે તેથી તેનો જવાબ વાળતા સકોચ પામીએ છીએ

પરન્તુ રાજકારણની દૃષ્ટિએ સરકારે અસ્પૃશ્ય જાતિઓને હિન્દુ સમાજમાથી જૂદી પાડવા પ્રયત્નો કરવા માડયા, ત્યારે એ પ્રશ્ન બહુ ગભીર બની ગયો હતો અને તેના પ્રતિકાર રૂપે મહાત્માજીએ બીજી ગોળમેજી પરિષદમા નીચે મુજબની તેમની પ્રતિજ્ઞા જાહેર કરી હતી —

"બીજી નાની કોમોની માગણી હું સમજી શકુ છુ, પણ અત્યજો વતી કરવામા આવેલી માગણી એ મારે મન 'સૌથી નિર્દય ઘા' છે કે અસ્પૃશ્યતાનું કલક કાયમ રહેવાનુ છે હિન્દુસ્તાનની સ્વતત્રતા મેળવવા માટે પણ હુ અત્યજોના સાચા હિતને વેચી ન ખાઉ હું પોતે અત્યજોના વિશાળ સમુદાયનો પ્રતિનિધિ હોવાનો દાવો કરૂ છુ અહીં હું મહાસભાની વતી નથી બોલતો, પણ મારી પોતાની વતીથી બોલુ છુ, અને દાવો કરીને કહું છુ કે તમામ અત્યજોના મતની ગણત્રી કરવામા આવે તો મને તેમનો મત મળે અને મારૂ નામ પહેલુ આવે અને હું હિન્દુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી અત્યજોને કહેવા જાઉ કે જુદા મતદાર મડળ અને અલગ બેઠકો એ અસ્પૃશ્યતા જે તેમનું નહિ પણ સનાતન હિદુ ધર્મનું કલક છે તે દૂર કરવાનો ઉપાય નથી

તમારા પત્રક પર અને અમારા વસ્તીપત્રકમા અત્યજોનો જુદો વર્ગ ગણાય એમ અમે ઈચ્છતા નથી શીખો હમેશા શીખ રહે, મુસલમાનો હમેશા મુસલમાન રહે, યુરોપિયનો હમેશા યુરોપિયન રહે, પણ અત્યજો હમેશા અસ્પૃશ્ય રહેશે ?

અસ્પૃશ્યતા જીવે એના કરતા તો હિંદુ ધર્મ રસાતાળ જાય એ હું બહુ વધારે ઇચ્છુ તેથી ડૉ આબેડકર વિષે અને અત્યજોનો ઉદ્ધાર કરવાની તેમની ઈન્તેજારી વિષે મારો આદર હોવા છતા, તેમની શક્તિ વિષે મ્હને પૂરો આદર હોવા છતા, મારે નમ્રતાથી કહેવુ જોઈએ કે આ ઘોર અન્યાય તેમણે સહન કર્યો છે અને કદાચ તેમને જે કડવા અનુભવો થયા હશે તેને લીધે તેમની વિવેક શક્તિ કલુષિત થયેલી છે આમ કહેવુ

પડે છે તેનું મને દુઃખ થાય છે, પણ એ ન કરું તો અંત્યજોનું હિત જેમને પ્રાણ સમાન વહાલું છે તેને હું એવડા નિવડું. આખા જગતના રાજ્યને સારું હું તેમનું હિત જતું ન કરું. હિન્દુસ્તાનનાં તમામ અંત્યજોની વતી ડૉ. આંબેડકર બોલવા જાય છે ત્યારે તેમનો દાવો યોગ્ય નથી એમ હું કહું છું અને તે પૂરતી જવાબદારીના ભાનથી કહું છું. એનાથી હિન્દુ ધર્મમાં જે ભાગલા પડશે તે મારાથી જોયા જાય તેમ નથી. અંત્યજો, ઈસ્લામ કે ખ્રીસ્તી ધર્મ સ્વીકારે તેનું મને દુઃખ નથી. એ હું સહન કરું. પણ ગામડાંમાં હિંદુઓના બે ભાગલા પડે તો હિન્દુ સમાજની જે દશા થાય તે મારાથી સહી જાય એમ નથી. જે અંત્યજોના રાજદ્વારી હક્કોની વાત કરે છે તેઓ હિન્દુસ્તાનને ઓળખતા નથી અને હિન્દુ સમાજ આજે કેવી રીતે રચાયલો છે તે જાણતા નથી. તેથી હું પૂરેપૂરા ભારપૂર્વક કહું છું કે આ વસ્તુનો વિરોધ કરનાર હું એકલો હોઉં તો પણ હું એનો જીવના જોખમે પણ વિરોધ કરીશ. "×

હરિજનો માટેની એમની ચળવળ ઘણાં વર્ષો પૂર્વની હતી. તેઓ આશ્રમમાં હરિજનોને રાખે તો અમદાવાદના સનાતનીઓએ તેમને આર્થિક સહાયતા નહિ આપવા જનતાને અપીલ સુદ્ધાં કરી હતી; પણ તેઓ એમના નિશ્ચયમાં અડગ જ રહ્યા હતા. એટલું જ નહિ પણ ગુજરાત વિદ્યાપીઠનાં દ્વાર કહેવાતા વૈશ્નવોના વિરોધ છતાં હરિજનો માટે મોકળા રાખ્યા હતા અને પોતે એક હરિજન બાળાને દત્તક લીધેલી છે; અને તેને પાળી પોષીને ઉછેરી છે, એ જાણીતી બીના છે; એમની નજરે અસ્પૃશ્યતા એ અધર્મ છે અને તે ટાળવાને તેઓ સતત પ્રયત્ન કરતા રહ્યા છે; તેને એક જીવન કાર્ય ગણ્યું છે. હિન્દી મંત્રી સર સેમ્યુઅલ હોરને સન ૧૯૩૨ માં પત્ર લખ્યો હતો, તેમાં મહાત્માજીએ લખ્યું હતું, કેઃ—

"આ વર્ગોની સ્થિતિના સંબંધમાં હું બાલ્યાવસ્થાથી રસ લેતો આવ્યો છું, અને તેમને માટે એક કરતાં વધારે વખત મેં મારા સર્વસ્વનો ભોગ આપ્યો છે. આ હું ગુમાનથી કહેતો નથી, કારણ કે સેંકડો વર્ષોથી હિંદુઓએ દલિત વર્ગોને જાણીબુઝીને જે અધમ સ્થિતિમાં મૂકયા છે, તેનું નિવારણ કરવાને એવી કોઇ પણ તપશ્ચર્યા નથી કે જે હિંદુ કોમો આદરીને તેનું નિવારણ કરી શકે એમ હું માનું છું. પરંતુ હું જાણું છું કે જે કચડી નાખતી અધમતા હેઠળ દલિત વર્ગો કચડાતા રહ્યા છે, તેના

× ગાંધીજીનો અગ્નિ પ્રવેશ પૃ. ૧૦.

નિવારવુ માટે જુદા મતદાર મંડળો એ તપશ્ચર્યા નથી કે ઉપાય નથી. તેટલા માટે હુ નામદાર શહેનશાહની સરકારને માનપૂર્વક ખબર આપુ છુ કે દલિત વર્ગો માટે જુદા મતદાર મંડળો રચવાનો ઠરાવ જો સરકાર કરશે તો હું ઉપવાસ આદરીને મૃત્યુની સાધના કરીશ *

આવી આકરી પ્રતિજ્ઞા જેનુ હૃદય હરિજનો માટે મિઝાતુ હોય તેજ લેવા તત્પર બને, ઈતિહાસમા એવા બનાવો વિરલ સાપડશે તેના ભક્તોની પ્રભુએ હમેશા ટેક રાખેલી છે, તેમ આ પ્રસગે બ્રિટિશ કેબિનેટે હરિજનો મતાધિમા તેનો નિર્ણય (award) ફેરવ્યો અને મહાત્માની માગણી સ્વીકારી એમા અમે ઈશ્વરનો હાથ જ નિહાળીએ છીએ

અસ્પૃશ્યોમાથી કેટલાય મ્હોટા ભક્ત થયેલા છે, અને હિન્દુ ધર્મે તેમને ભક્તમડળમા દાખલ કરેલા જ, અને વિશેષમા એ ધર્મે અનેક વિદેશી અને અનાર્ય જાતિઓનો પોતામા સમાવેશ સુદ્ધા કરેલો છે એ ઈતિહાસપ્રસિદ્ધ બિના છે, તે હિન્દુ જાતિ અસ્પૃશ્યોને અળગ રાખે, અપવિત્ર ગણે એ દુ ખ તો અનહદ છે દેવાડે આપણે તેમના આગણુ સ્વચ્છ જોઈશુ, ત્યા તુલસી કયારો હશે, એટલુ જ નહિ પણ ઈશ્વરનુ નામ સ્મરણ લેતા, ભજન કરતા તેમને સાભળીશુ એવાઓનો બહિષ્કાર કરવો એ એક હડહડતો અન્યાય જ છે

ધર્મ ખાતર નહિ તો એક મનુષ્ય તરીકે તેમના પ્રત્યે સમભાવ રાખવો તેમને સમાન ગણવા એ આપણુ કર્તવ્ય થઈ પડે છે

પ્રસ્તુત પ્રશ્ન એટલો તાજો છે, આપણી નજર સમીપનો છે કે હરિજન પ્રવૃત્તિ વિષે અત્રે વિસ્તારથી વિવેચન કરવાની જરૂર રહેતી નથી

એમાના એકજ મુદ્દા પ્રતિ અમે વાચકબધુનુ ધ્યાન દોરીશુ કે મહાત્માજીએ એમની આર્થિક સુધારણા માટે આગ્રહ નહિ કરતા હરિજનોના મદિર પ્રવેશને ખાસ મહત્વ આપ્યુ છે, એ બહુ વિચારવા જેવી ગભીર બાબત છે.

મનુષ્યને એકલા રોટલા મળે તૃપ્તિ થતી નથી, તેની મનોવૃત્તિ એથી કાંઈ વિશેષ માગે છે, અને તે એક પ્રકારની ધાર્મિક ભાવના છે, અને મનુષ્યને સમાન કરવા ધર્મ જેવુ બીજુ કોઈ ઉત્તમ સાધન નથી, વળી હિન્દુ જાતિમા તેમના માટે હૃદયપલટો થયો છે, એની પરીક્ષા કરવાની

* ગાંધીજીનો અગ્નિપ્રવેશ પૃ ૧ -૧૬

પણ એ એક કસોટી હતી. તે સંબંધી મહાત્માજીએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો, કે,

'મારા મત પ્રમાણે, કટ્ટિયુસ્ત હિંદુમાનસે યુગ ધર્મને ઓળખ્યો છે કે નહિ અને હિન્દુ ધર્મને કપાળેથી અસ્પૃશ્યતાની કાળી ટીલી ભૂસી નાખવાને તે તૈયાર છે કે નહિ એની આ અચૂક કસોટી છે મને લાગે છે કે હરિજનોને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી તમામ જાહેર મંદિરોમા દાખલ કરવામા આવે એની હિંદુ આમ વર્ગના તેમજ હરિજનોના મન પર જેટલી અસર પડશે તેટલી બીજા કશાથી નહિ પડે. ડૉ આંબેડકર આને વિષે પ્રમાણમા ઉદાસીન છે એ હુ સમજી શકુ છુ પણ હુ હરિજનોના થોડાક સરકારી માણસોનો વિચાર નથી કરતો પણ અસંખ્ય મૂગા સમુદાયનો વિચાર કરું છુ ગમે તેમ તોયે હિંદુ મંદિરો આમ વર્ગના જીવનમા ભારેમા ભારે મહત્વનો ભાગ ભજવે છે અને હુ આખી જિંદગી અજ્ઞાનમા અજ્ઞાન અને દલિતમા દલિતની સાથે એકતા સાધવાનો પ્રયત્ન કરનારો રહ્યો, એટલે જ્યા સુધી હિંદુ સમાજના 'બહિષ્કૃતો 'ને માટે તમામ મંદિરો ખુલ્લા ન થાય ત્યા સુધી મને સંતોષ નહિ થાય '+

તેમની પ્રવૃત્તિ એટલેથી અટકી નહોતી, પણ હરિજનોની અડચણો દૂર કરવા અને તેમની સ્થિતિ સુધારવા અખિલ હિન્દ માટે હરિજન સેવક સંઘની સ્થાપના કરી હતી અને તેના ધ્યેય તરીકે નીચેના મુદ્દાઓને પ્રાધાન્ય અપાયુ હતુ, કે,

(૧) દલિત વર્ગોને માટે કોઈપણ જાહેર સંસ્થાઓમા દલિત હોવાને કારણે દાખલ ન થઈ શકે તેમ ન બનવુ જોઈએ

(૨) સાર્વજનિક સ્થાનો, જેવા કે મંદિરો, ધર્મશાળાઓ, શાળાઓ, પરબો, મુસાફરખાનાઓ, વગેરેમા બીજા હિંદુ વર્ગોની માફક વિના સંકોચે કે અપવાદ સિવાય ઉપયોગ કરવા દેવો જોઈએ

(૩) રાજનૈતિક બાબતોમા પુના કરાર મુજબ જે સમજુતી થઈ છે અને જેનો સરકારને સ્વીકાર કરવો પડ્યો છે તેનો અમલ શુદ્ધ બુદ્ધિથી થાય અને જે અનામત બેઠક છે તે થોડા જ વર્ષોમા નાબુદ થઈ જાય તેવી પરિસ્થિતિએ પહોચી જવુ જોઈએ ×

---

+ ધર્મ સંસ્થાપન પૃ ૫૯-૬૦

× હરિજન ભાગવત પૃ ૮

આપણા પ્રાંતે પણ તે કાર્ય સાધવા ગુજરાત હરિજન સેવક સંઘ સ્થાપ્યો છે; અને કેટલુંક સંગીન કાર્ય કરવા તે સંઘ શક્તિમાન થયો છે; તેના સન ૧૯૩૫-૩૬ ના રીપોર્ટમાં આપણે આપણે વાંચીએ છીએ, કેઃ-

"સૈકાઓથી રૂઢીઓની જડ ઘાલીને બેઠેલી અસ્પૃશ્યતાના નિવારણનું કામ કૂદકે અને ભૂસકે આગળ વધી રહ્યું છે, એવું સ્હેજે લખી શકાય તેવી સ્થિતિ આજે નથી; પણ ચારે તરફ અસ્પૃસ્યતા નિવારણને માટે વાતાવરણ તૈયાર થતું જાય છે એમ જોવાનાં ચિન્હો જુદી જુદી રીતે નજરે પડે છે, એ વસ્તુ ઘણી આવકારદાયક છે.

સરકારી નોકરીમાંથી ફારેગ થઈને હરિજન કાર્યને અપનાવવાની વૃત્તિ; હરિજનોને વૈદકીય મદદ શાસ્ત્રીય રીતે વિના વેતને આપવાની વૃત્તિ; ધંધામાંથી થોડો સમય કાઢીને હરિજનોની મુસ્કેલીઓના નિવારણ અર્થે જહેમત ઉઠાવવાની વૃત્તિ અને હરિજનોની ખાતર બીજી સેવાનો લાભ છોડીને એક સ્થળ પર બેસી જવાની વૃત્તિ, એમ જુદી જુદી દિશામાં થતા પ્રયત્નો, એ ઉજ્જવળ પ્રભાતની આગાહી જરૂર સૂચવે છે."*



* ગુજરાત હરિજન સેવક સંઘ, વાર્ષિક અહેવાલ, ૧૯૩૫-૩૬ પૃ. ૧

# પ્રકરણ ૮

## વર્તમાન ગુજરાતી સાહિત્યનાં ઉદ્‌ભાવિત બળો

"Whatever value might be attached to the publication of ancient prose and verse works or to translations from other languages it is quite clear that the only true test of the existance and growth of a genuine literary spirit is furnished by the abundance and variety of new and original works, published in the language These constitute, so to speak, the life and soul of every living language" *

M G Ranade

ગુજરાતી સાહિત્યનો પ્રારંભ સામાન્યત નરસૈં મહેતાથી ગણાય છે, જો કે પૂર્વેનું કેટલુંક પ્રાચીન સાહિત્ય ઉપલબ્ધ થયલું છે, અને તે ભાષા સાહિત્યની દૃષ્ટિએ મહત્વનું અને ઉપયોગી છે

પહેલપ્રથમ ગુજરાતી ભાષાનું વ્યાકરણ લખનાર રેવ જોસફ વૅન ટેલરે ગુજરાતી ભાષાને સંસ્કૃતની પુત્રી અને ઉત્કૃષ્ટ દેશી ભાષાઓની સગી ભગિની વર્ણવી, તેની ઉત્તમ તારીફ કરી હતી

આ પ્રમાણે શાળાપાઠશાળાના અભ્યાસક્રમમા ગુજરાતીને સ્થાન આપી શકાય એવા ઉચ્ચ પ્રકારનું, સંખ્યામા તેમ ગુણમા, પ્રાચીન ગુજરાતી સાહિત્ય મોજુદ હતું, અને આરંભના વર્ષોમા યુનિવરસિટીની પરીક્ષામા એ વિષયને સ્થાન અપાયલુ હતુ. તેમ છતા પાછળથી યુરોપિયન અધ્યાપકો, જેમનો એ વિષયમા ચંચુપ્રવેશ સરખો નહિ, તેમણે પૂર્વગ્રહથી દોરાઈને, દેશી ભાષાઓના અભ્યાસને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાથી બાતલ કર્યો હતો, એ આપણી ભાષા સાહિત્યના અભ્યાસ અને વિકાસને જબરજસ્ત ફટકો હતો

તે આગમચ શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને સ્થાન આપી વિદ્યાર્થીઓની મુશ્કેલી વધારવામા આવી હતી, તેમ માતૃભાષાનુ જ્ઞાન મેળવવુ

* Growth of Marathi Literature

કઠિન કરી મૂકયુ હતુ એ વ્યવસ્થા જેમ અન્યાયભરી તેમ દેશી સાહિત્યને નુકશાન કરનારી હતી માતૃભાષાના અભ્યાસને જ્યા આ પ્રમાણે અવકાશજ નહિ ત્યા પછી તેનો વિકાસ અને ખિલવણી થવા ન પામે એ સુસ્પષ્ટ છે.

આવી કઢંગી અને વિષમ પરિસ્થિતિ ટાળવા સન ૧૮૮૧ માં જાણીતા અભ્યાસી સદ્ગત રા બા જી વી જોશીએ ' યુનિવરસિટી અને દેશીભાષા "* એ વિષય પર એક વિચારપૂર્ણ નિબધ પૂનાની સાર્વજનિક સભાના જર્નલમા લખ્યો હતો અને તેમા દાખલા દલિલોથી બતાવ્યુ હતુ કે દેશી ભાષાઓના અભ્યાસને યુનિવરસિટીના અભ્યાસક્રમમા સ્થાન મળે દેશી ભાષા સાહિત્યની ખિલવણી સત્વર થવા પામશે, પણ તે અપીલ અરણ્યમા રુદન કરવા સમાન હતી, એગ્લો સખ્ત કાબુ અને લાગવગ યુનિવરસિટીના વહિવટ પર તે કાળે અગ્રેજ અધિકારીઓનો હતો

સદરહુ પ્રશ્નને સ્વર્ગસ્થ મહાદેવ ગોવિંદ રાનડેએ, ત્યાર બાદ મુબાઈ યુનિવરસિટીની સેનેટમા વખતોવખત આણીને, ચર્ચ્યો હતો અને તેમની સતત વકીલાતના પરિણામે છેવટે એમ એ, ની પરીક્ષામા માતૃભાષાના વિષયને સ્થાન આપવાનું નક્કી થયુ હતું, પણ તે નિર્ણય જાહેર થાય તે પહેલા મહર્ષિ રાનડેનુ અવસાન થયુ હતુ

ઉપરોક્ત વ્યવસ્થા દ્રાવિડી પ્રાણાયામ જેવી હતી માતૃભાષાનો અભ્યાસ વાસ્તવિક રીતે હાઈસ્કુલના ચોથા ધોરણથી શરૂ થઈ, ઉત્તરોત્તર એમ એ, ની પરીક્ષા સુધી પહોચે એ વ્યવહારુ અને સાચો માર્ગ હતો, પણ આસપાસનુ વાતાવરણ અને સામાન્ય માન્યતા અગ્રેજી ભાષા સાહિત્યના અભ્યાસ માટે એટલી બધી પ્રબળ અને તીવ્ર હતી કે ઉપર જે સવડ કરી આપવામા આવી તે જાણે કે મહેરબાની કરી હોય તેવો તેનો ધ્વનિ હતો અગ્રેજી દ્વારા દેશનો ઉદ્ધાર થશે એવી મનોદશા સહુધા પ્રવર્તતી હતી નવશિક્ષિત વર્ગ અગ્રેજીના લેખનવાચનમા રાચતો તેનો જીવન વ્યવહાર અગ્રેજી પ્રજાની રહેણીકરણીનું અનુકરણ માત્ર હતો અને તેને લઈને તે વર્ગ, જનસમુદાય જે અજ્ઞાન અને મૂઢ હતો તેનાથી અલગ પડી ગયો હતો

પ્રજાજીવનમા, આમ, જે બે નોખા વિભાગો પડી ગયા હતા તેમની વચ્ચે સુમેળ જામે એવી બહુ થોડી પ્રવૃત્તિ થતી, અને તેમને અસર કરે એવુ સાહિત્ય એથી પણ થોડુ લખાતુ હતુ

સ્વતત્ર અથવા મૌલિક સાહિત્ય જેવુ ઉપરની પરિસ્થિતિમા બહુ

* જુએ રા બા જી વી જોશીનો લેખ સગ્રહ પૃ ૧૦૦૪

થોડુંક જ લખાવા પામતું; થોડુંઘણું સાહિત્ય પ્રસિદ્ધ થતું તેનો મુખ્ય ઉદ્દેશ, બીજા ખંડમાં જણાવ્યા પ્રમાણે, સમાજ સુધારાના સિદ્ધાંતો અને વિચારનો પ્રસાર કરવાનો હતો; તેના અંગે નવાજુના વિચારવાળા વચ્ચે ઘર્ષણ અને મતભેદ ઉપસ્થિત થતાં, કેટલુંક વાદાત્મક સાહિત્ય પેદા થતું; તેમ તે વિરોધી બળોનો સમન્વય કરવા પ્રયત્ન થતાં, તેમાંથી નવીન કૃતિઓ ઉદ્‌ભવતી. એટલે કે નવા સાહિત્યનાં પ્રેરક બળો, સમાજ સુધારો નવા અને જુના વિચારોનું ઘર્ષણ, અને તે બળોનો સમન્વય કરવાની પ્રવૃત્તિ, એ મુખ્યત્વે હતાં; તે સિવાય સંસ્કૃત, મરાઠી, અંગ્રેજી અને હિંદી સાહિત્યના સંસર્ગમાં આવતાં, તે ભાષા સાહિત્યમાંની ઉત્તમ કૃતિઓના તરજુમા એ પણ તેને સમૃદ્ધ કરવામાં મદદગાર નિવડયા હતા.

સંક્ષેપમાં, જેને નવીન અને સ્વતંત્ર સાહિત્ય કહીએ, જે વૈવિધ્યભર્યું અને પુષ્કળ હોય, પ્રભાવશાળી અને મનોરંજક હોય, તે થોડું જ ઉત્પન્ન થતું; અને તે સાહિત્યની સમાજ ઉપર ઝાઝી અસર થવા પામતી નહોતી, થોડાઘણા ભણેલાઓ તે વાંચીને રાજી થાય એવી તેની રચના હતી.

શાળામાં શિક્ષણના વાહન તરીકે માતૃભાષાનો જ ઉપયોગ થવો જોઈએ તેમજ યુનિવરસિટીની પરીક્ષાઓમાં દેશી ભાષાઓના અભ્યાસને સ્થાન મળવું જોઈએ, તે બાબત, ઉપર જણાવ્યા પ્રમાણે, સતત્ દબાણ અને માગણી થતાં, મેટ્રિક્યુલેશન સુધી અંગ્રેજી સિવાયના વિષયો માટે માતૃભાષાનો શિક્ષણનાં વાહન તરીકે કેટલાક સમયથી સ્વીકાર કરવામાં આવ્યો છે; તદુપરાંત એમ. એ. ની પરીક્ષા સિવાય બી. એ. ની પરીક્ષા સારૂ દેશી ભાષાઓને એક વિષય તરીકે દાખલ કરવામાં આવેલી છે; એ પણ અવળી નીતિ હતી; ખરૂં જોતાં દેશી ભાષાના વિષયને મેટ્રિકથી શરૂ કરી, એક પછી એક ઉપલા વર્ગોમાં તેને સ્થાન આપવું જોઈતું હતું; પણ એ ખામી હાલમાં સુધારવામાં આવી છે અને દેશી ભાષાઓનો મેટ્રિકથી માંડી એમ. એ. ની પરીક્ષાપર્યંત પદ્ધતિસર અભ્યાસ કરવાની વ્યવસ્થા ચાલુ વર્ષથી થઈ છે, એ સંતોષકારક જણાશે, જો કે તેનાં શુભ પરિણામ જોવાને આપણે કેટલોક સમય થોભવું જોઈશે.

આપણા જાહેર જીવનમાં પ્રવેશ કરતાં જ મહાત્માજીએ શાળાના અભ્યાસમાં તેમજ વ્યવહારમાં માતૃભાષાના ઉપયોગ પર ભાર મૂકી તેની અગત્ય પ્રતિ જનતાનું ધ્યાન દોર્યું હતું; અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી એઓશ્રીએ દેશી ભાષાઓનું ગૌરવ વધાર્યું હતું; અને એ

પ્રવૃત્તિમાંથી આપણા સાહિત્યને ઘણું બળ મળેલું છે, એટલું જ નહિ પણ મહાત્માજી અને તેમના અનુયાયીઓએ જે સાહિત્ય ઉપજાવ્યું છે, તે પ્રાણવંત અને ઓજસભર્યું જણાયું છે; અને તેની વર્તમાન સાહિત્ય પર ઉંડી અસર થવા પામી છે.

ગુજરાતી ભાષા સાહિત્યને યુનિવરસિટિની એમ. એ. ની પરીક્ષામાં દાખલ કરતાં, તેના સારૂ પાઠ્ય પુસ્તકોનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, પણ તે પ્રશ્ન દર્શાવાય છે એટલો કઠિન અને મુસ્કેલીભર્યો નહોતો.

પ્રાચીન ગુજરાતી સાહિત્ય ઘણુંખરૂં ગયા સૈકાની પાછલી વીસીમાં પ્રકટ થયું હતું અને તે ઉપરાંત બીજું કેટલુંક અપ્રસિદ્ધ અને અંધકારમાં પડેલું હતું. પરંતુ વીસમી સદીમાં તે પ્રતિ ઉદાસીનતા જ દાખવવામાં આવી છે. પ્રાચીન કાવ્યત્રૈમાસિક, પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્કાવ્યદોહનના ભાગો બહાર પાડ્યા પછી એ કાર્ય લગભગ પડતું જ મૂકાયું છે એમ કહી શકાય. માત્ર સંતોષકારક બીના એ છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યના બે જાણીતા સંગ્રહો (૧) ફૉર્બસ સભા હસ્તલિખિત પુસ્તક સંગ્રહ–મુંબાઈ અને (૨) કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ–અમદાવાદ,–ગુ. વ. સોસાઈટી હસ્તક,–ની વિસ્તૃત યાદીઓ પ્રસિદ્ધ થઈ છે, તે પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને મદદગાર થઈ પડી છે. એ સિવાય બીજા કેટલાક સંગ્રહો,–જેવા કે ડાહીલક્ષ્મી લાઇબ્રેરીનો, નડિયાદ; વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીનો, વડોદરા; "ગુજરાતી" પ્રેસનો, મુંબાઈ અને શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનો, મુંબાઈમાં છે, તેમાંની હાથપ્રતોની નોંધણી થઈ, એ સઘળાની એકત્ર અને કર્તાવાર અને સાલવાર સૂચી તૈયાર કરવાનો પ્રબંધ, હાલમાં સોસાઈટી તરફથી એ વિષયના અભ્યાસી અને પ્રેમી શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીને રોકી થયો છે. તે વિશેષ સહાયભૂત થઈ પડશે અને તે પરથી આપણા પ્રાચીન સાહિત્યની સમૃદ્ધિ તેમ વિવિધતાનો બરોબર ખ્યાલ આવી શકશે.

બી. એ., ની પરીક્ષામાં ગુજરાતીના વિષયને સ્થાન મળ્યા પછી પાઠ્ય પુસ્તકોની સંખ્યા વધારવાની જરૂર માલુમ પડી. એ વિષયને યુનિવરસિટીની પરીક્ષામાં સ્થાન મળ્યું ત્યારથી દી. બા. કેશવલાલ ધ્રુવ તેના પરીક્ષક નીમાતા અને પ્રાચીન ગુજરાતી સાહિત્યના ઉંડા અને માર્મિક અભ્યાસી એમના જેવા બીજા બહુ થોડાક જ વિદ્વાનો જડશે, એ અરસામાં તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા;

અને તેમણે ગુજરાતી કોશનું સંપાદનકાર્ય હાથ ધર્યું હતું, તેમજ સોસાઈટી પાસે પ્રાચીન સાહિત્યની હાથનીપ્રતોનો સારો સંગ્રહ થવા પામ્યો હતો, તેનો ઉપયોગ થાય એવી લાગણી ઉદ્ભવી હતી. એટલે એમની સૂચનાથી પ્રાચીન કાવ્ય ગ્રંથોનું શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધન અને સંપાદન કરાવી તેના પ્રકાશનનું કાર્ય ઉપાડ્યું હતું. આમ, એ પ્રવૃત્તિના પ્રયોજક કારણો બે હતાં (૧) ગુજરાતીના અભ્યાસ માટે ઉત્તમ અને નમુનારૂપ (typical) કૃતિઓ સુલભ થવા પામે અને (૨) બૃહત્ગુજરાતી કોશની રચનામાં જે તે કાવ્યની શુદ્ધ પ્રત, શબ્દના અર્થ અને અવતરણ આપવામાં, મદદગાર નિવડે.

મજકુર યોજનાનુસાર સોસાઈટીએ આજપર્યંત પંદરમા સૈકાનાં પ્રાચીન ગુર્જર કાવ્યો, દી. બા. ધ્રુવ સંપાદિત, હરિશ્ચંદ્રાખ્યાન–રત્નદાસ કૃત ( દી. બા. ધ્રુવ સંપાદિત ), ભીમ રચિત હરિલીલા ષોડશકલા ( શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત) અને પ્રબોધ પ્રકાશ (શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રી સંપાદિત ), જાળંધર આખ્યાન ( જુદા જુદા કવિઓની કૃતિઓનો સંગ્રહ ) શ્રીયુત રામલાલ મોદી સંપાદિત, નરસૈંમહેતાનું આખ્યાન ( શ્રી હીરાલાલ પારેખ સંપાદિત ), દયારામકૃત રસિકવલ્લભ ( પ્રો. જેઠાલાલ શાહ સંપાદિત ), સગાળશા આખ્યાન ( જુદા જુદા કવિઓની કૃતિઓનો સંગ્રહ ), પ્રો. જનરાય દેસાઈ સંપાદિત, સુભદ્રા હરણ–પ્રેમાનંદ રચિત, (શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત), ગુજરાતી પદ્યસંગ્રહ–શ્રીયુત હિંમતલાલ અંજારિયા સંપાદિત, આપણી કવિતા સમૃદ્ધિ, (અર્વાચીન) પ્રો. બળવન્તરાય ઠાકોર સંપાદિત, વગેરે છપાવ્યા છે, અને તે પ્રવૃત્તિ ચાલુ રાખેલી છે

એ ગાળામા 'ગુજરાતી પ્રેસે' નરસૈંમહેતાકૃત કવિતા સંગ્રહ અને બૃહત્કાવ્યદોહન ભાગ ૮ બહાર પાડી તેની પાછલી પરંપરા સાચવી છે, અને શ્રી ફાર્બસ સભા પણ એ ક્ષેત્રમા દાખલ થઈ, તેના તરફથી મહાભારત ભા. ૧, ૨, અને ૩; શ્રીયુત કેશવરામ શાસ્ત્રી સંપાદિત, શ્રી કૃષ્ણ ક્રીડા કાવ્ય શ્રીયુત અંબાલાલ જાની સંપાદિત, મધુસૂદનકૃત હંસાવલિની વાર્તા, માંડણકૃત પ્રબોધબત્રીસી અને પંચદંડ ( શ્રીયુત શંકરપ્રસાદ રાવળ સંપાદિત ), રૂપસુન્દરીની કથા શ્રીયુત ભોગીલાલ સાંડેસરા સંપાદિત એ પ્રાચીન કાવ્યગ્રંથો પ્રકટ થયા છે.

પરિષદ્ ભંડોળ કમિટીએ સામળકૃત સિંહાસન બત્રીસી પ્રસિદ્ધ કરવા વ્યવસ્થા કરી હતી, પણ તેની પહેલી ૧૬ વાર્તાઓ બહાર પડેલી તે સિવાય વ્યક્તિગત પ્રયાસોમાં કહાન્ડદે પ્રબંધ ( શ્રીયુત ડાહ્યાભાઈ

દેરાસરી સંપાદિત ) કાદંબરી—પૂર્વાર્ધ ( દી બા કેશવલાલ ધ્રુવ સંપાદિત ) વિમળ પ્રબંધ ( શ્રીયુત મણિલાલ વ્યાસ સંપાદિત ) ભાલણકૃત દશમસ્કંધ (રાજરત્ન હરગોવિંદદાસ કાંટાવાળા સંપાદિત ), ભાલણકૃત બે નળાખ્યાનો ( શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી સંપાદિત ), વૈતાળ પચ્ચીસી શ્રીયુત જગજીવનદાસ મોદી સંપાદિત, સુદામાચરિત્ર, રણયજ્ઞ, પ્રેમાનંદકૃત અને અભિમન્યુ આખ્યાન જનતાપીરચિત (શ્રીયુત મંજુલાલ મજમુદાર સંપાદિત), શામળશાનો મ્હોટો વિવાહ ( 'સાહિત્ય' માસિક—શ્રીયુત મટુભાઈ કાંટાવાળા) અને વિષ્ણુદાસકૃત કાવ્યો, શ્રીયુત ભાનુસુખરામ સંપાદિત, એ સઘળા મહત્વના પ્રકાશનો છે

પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી સ્વ ગોવર્ધનરામે જૈનસાહિત્યે ગુજરાતી ભાષાસાહિત્યના ઘડતરમાં જે મહત્વનો હિસ્સો આપેલો છે તે પ્રતિ ગુજરાતી સાહિત્ય રસિકોનું ધ્યાન ખેંચ્યું હતું અને તેનો અભ્યાસ કરવાનું સૂચવ્યું હતું અને જૈન બંધુઓમાં પણ તેમની કોન્ફરન્સોમાં તે વિષે યોગ્ય ઠરાવો પસાર થઈ ભંડારોમાં સુરક્ષિત રહેલું પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશમાં આણવા પ્રવૃત્તિ ઉપડી હતી જૈન કાવ્યપ્રવેશ ( શ્રીયુત મોહનલાલ દલીચંદ સંપાદિત ), જૈન કાવ્યદોહન ભાગ ૧. ( શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ સંપાદિત ), આનંદકાવ્ય મહોદધિ, આઠ ભાગમાં ( શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી સંપાદિત ), ઐતિહાસિક રાસસંગ્રહ ભા ૧ થી ૩, જૈન ઐતિહાસિક રાસમાળા ( શ્રીયુત મોહનલાલ સંપાદિત ), જૈન ઐતિહાસિક ગુર્જરકાવ્ય સંચય ( મુનિશ્રી જિનવિજયજી સંપાદિત ), વગેરે, તેના ફળરૂપે ગણાવી શકાય, પરંતુ એ વિષયમાં બહુ સંગીન અને કિંમતી કાર્ય શ્રીયુત મોહનલાલ દલીચંદે 'જૈન કવિઓ' એ નામે સમગ્ર જૈન સાહિત્યની સૂચી બે ભાગમાં તૈયાર કરી છે તે છે અને એટલાથી એમણે સંતોષ માન્યો નથી, પણ જૈન સાહિત્યનો સવિસ્તર ઈતિહાસ એક સ્વતંત્ર પુસ્તકરૂપે આલેખ્યો છે, તેની મહત્તા ઘણી છે

એટલે કે નવીન ઐતિહાસિક અને તુલનાત્મક ભાષા સાહિત્યની દૃષ્ટિએ જૈન અને જૈનેતર પ્રાચીન ગુજરાતી સાહિત્ય છેલ્લા પચીસ ત્રીસ વર્ષમાં પ્રસિદ્ધ થવા પામ્યું છે, તે, સાહિત્યના અભ્યાસીઓને ખાસ મદદગાર અને માર્ગદર્શક થઈ પડે છે, અને એ પ્રવૃત્તિમાંથી અપભ્રંશ સાહિત્યનો પરિચય વધારવા અને અભ્યાસ કરવા જે પ્રયત્નો થવા માંડ્યા છે, તે પ્રશસ્ય છે અને તેથી જુની ગુજરાતીના અભ્યાસનો માર્ગ વધુ સરલ બનશે

'' ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસીને, નવી સદીના આરંભનાં વર્ષોમાં, દેશમાં નવજીવનનું પ્રાકટ્ય થતાં, વિશેષ વેગ મળ્યો હતો. પ્રાન્તિય અસ્મિતાની પેઠે દેશી ભાષાસાહિત્ય પ્રતિ પણ એક પ્રકારનું મમત્વ પેદા થયું હતું.

' એ પ્રજાકીય અસ્મિતાની લાગણીમાંથી એપ્રિલ સન ૧૯૦૩ માં ગુજરાત સાહિત્યસભાનો ઉદ્દ્ભવ થયો; તેનો ઉદ્દેશ "ગુજરાતી સાહિત્યનો અને તેટલો બહોળો વિસ્તાર કરવાનો તથા બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવાનો હતો."*

ગુજરાતમાં જ્ઞાનપ્રચારક, કેળવણી વિષયક અને ગ્રંથપ્રકાશક સંસ્થાઓ તે અગાઉ હતી; પણ ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસ અને સંશોધનને પ્રાધાન્ય આપતી ગુજરાત સાહિત્ય સભા એ પહેલપ્રથમ સંસ્થા હતી; અને તેનું અનુકરણ થઈને, તે પછી સુરત, ભરૂચ, વડોદરા, રાજકોટ, ભાવનગર વગેરે ગુજરાતના મુખ્ય અને મ્હોટાં શહેરોમાં ગુજરાત સાહિત્ય સભાઓ નિકળેલી છે; પણ તે સૌમાં અગ્રસ્થાન અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા જ લે છે. છેલ્લાં ચોત્રીસ વર્ષોથી તે સતત અને સુંદર સાહિત્ય સેવા કરતી રહેલી છે, એટલું જ નહિ પણ ગુજરાતી સાહિત્યને તેણે પ્રકાશનોથી ઉજ્જવળ અને સમૃદ્ધ કર્યું છે, તેમજ ગુજરાતી સાહિત્યને અમુક માર્ગે દોરવા પ્રયત્ન કર્યા હતા તે સઘળા સફળ નિવડેલા છે. ગુર્જર સાક્ષર જયન્તિઓ ઉજવવાની તેણે પહેલ કરી હતી; સાહિત્ય અને ઐતિહાસિક વ્યાખ્યાનમાળા યોજવાનું માન તેને ઘટે છે, સાહિત્યની પરીક્ષાઓ તેમ સાહિત્ય, ઈતિહાસ અને કળાનાં પ્રદર્શનો ગોઠવી, ગુજરાતી સાહિત્યનો અભ્યાસ વધારવા તેમજ સાહિત્ય, ઈતિહાસ અને કળા પ્રતિ પ્રજામાં રસ ઉત્પન્ન કરવા સ્તુતિપાત્ર પ્રવૃત્તિઓ આદરી હતી, અને તેનાં પ્રકાશનો, જેવાં કે, ગુજરાતનું પાટનગર, ખંભાતનો ઇતિહાસ, વીર નર્મદ અને નર્મદમંદિર, ગુજરાતી સાહિત્યમાં નવીન ભાત પાડે છે; તે ઉપરાંત તેના તરફથી કરાવવામાં આવતી વાર્ષિક સમાલોચના અને ગયા ત્રણ વર્ષથી પ્રસિદ્ધ થતી સભાની કાર્યવહી અને રણજિતરામ સુવર્ણચંદ્રકની યોજના સાહિત્યરસિક જનતાની ચાલુ પ્રશંસા મેળવી શકયાં છે, ' એ તેના કાર્યની લોકપ્રિયતા, સફળતા તેમ સંગીનતાનું ઉત્તમ પ્રમાણપત્ર છે.

પણ તે સઘળામાં તેનું યાદગાર સ્મારક, ગુજરાતી સાહિત્ય પરિષદને' જન્મ આપ્યો એ પ્રવૃતિ હતી.

---

* જુઓ રણજિતરામના નિબંધો ભા ૧, પૃ ૨

એ પ્રવૃત્તિનો આશય કેટલો વિશાળ અને વ્યાપક હતો, તે એના જનક સ્વર્ગસ્થ રણજીતરામના શબ્દોમાં દર્શાવીશું:

"ગુજરાતી ભાષામાં પાંડિત્ય અને રસિકતા ખીલે, નવીન શોધખોળ માટે ઉત્કંઠા તીવ્ર થાય, વિદ્યામાં સમાયલા સર્વ વિષયોનું સાહિત્ય આપણી ભાષામાં રચાય, એ હેતુથી ગુજરાત સાહિત્ય સભાએ અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ્ ભરવાનું સાહસ કર્યું હતું ગુજરાતના સાક્ષરો, પંડિતો અને વિદ્વાનો જે જે અભ્યાસમાં રત હોય તે તે અભ્યાસનું આસ્વાદન ગુજરાતી ભાષા બોલનારાઓને કરાવે ને તેથી નવીન અભ્યાસીઓ ઉત્પન્ન થાય તેમજ ભારતવર્ષના ઈતિહાસ, આચારવિચાર, ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન-એટલે સમગ્ર જ્ઞાન સંપત્તિ વિષે જેટલું અંગ્રેજી વાચક જાણી શકે તેટલું સ્વતંત્ર લેખો દ્વારા ન બની શકે તો અનુવાદિત લેખો દ્વારા પ્રજા સમક્ષ રોશન થઈ શકે, પશ્ચિમના વિચાર અને જ્ઞાનભંડારમાંથી કયાં કયાં રત્નો લાવી આપણે અલંકૃત થઈશુ: પાશ્ચાત્ય ઉદ્યાનના કયા કયા કુસુમો લાવી સૌન્દર્ય અને સૌરભ આપણા આંગણામાં મહેકાવશું, આપણા પૂર્વજોની જ્ઞાનસમૃદ્ધિ કેવી રીતે ઉપયોગમાં લઈશું, આદિ આદિ પ્રશ્નો અને હેતુઓએ સાહિત્ય પરિષદ્ યોજના ગુજરાત સાહિત્ય સભાને પ્રેરી હતી.

ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે જેટલા પ્રકારે વિવેચન થઈ શકે અર્થાત તેનો ઈતિહાસ, ઘટના, જોડણી, વ્યાકરણ, લિપિ વગેરે વગેરે વિશે જે કાંઈ થઇ શકે તે કરવું આપણી લલિતકળાઓ, ચિત્ર, શિલ્પ સ્થાપના વગેરેનો પુનરુદ્ધાર શી રીતે થઈ શકે-સૌન્દર્ય જેના દ્વારા માનવીનો ઉન્નત વિકાસ થાય છે એમ કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ કહે છે તેનો વાસ ગુર્જર હૃદયે હૃદયે કરાવવો, પ્રતિભાશાળી કલાવિધાનીને જોગવાઈઓ કરી આપી આગળ લાવવા, અને અર્વાચીન ઈતિહાસ જાણવા પુરાણ વસ્તુશાસ્ત્ર, ઉત્કિરેખન, (epigraphy) નિષ્કશાસ્ત્ર (numismatics) પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો, ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવા, આપણી પ્રજાના આચાર, રીતભાત, ને જીવનવ્યાપાર પ્રકાશિત કરતા લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રકટ કરવાની જોગવાઈ કરવી અને સરવાળે આપણી પ્રજાના historical spirit-જગાડવો; ભૂગોળનો અભ્યાસ, વ્યાપાર અને ઈતિહાસ તથા ધર્મના લાભાર્થે

વધારવો; 'સાયન્સ' ના અભ્યાસ માટે જોગવાઈ અને રૂચિ ઉત્પન્ન કરવાં; હુન્નર ઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક એવા રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર અને જીવનશાસ્ત્રોનાં મૂળતત્ત્વો સરલ ભાષામાં દરેક ગુજરાતી સસ્તી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા અને યોજવા,–આ હેતુ સાધવા પરિભાષા અને લેખન પદ્ધતિ (diction) કેવાં ઘડવાં તેનો નિર્ણય કરવો; આ ઉપરાંત સંસારશાસ્ત્ર (sociology) જેવા મહત્વના વિષયને ચર્ચવો, તેની અંદર સમાયલા માનવશાસ્ત્ર (anthropology) નૃવંશવિદ્યા, (ethnology) માનસશાસ્ત્ર, (Psychology) નીતિતત્ત્વચિંતન (ethics) ને તત્ત્વચિંતન (Philosophy) સંબંધી જુદા જુદા દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરાવવા; (તત્વચિંતન ઈતિહાસ દૃષ્ટિએ ઉકેલવું; આપણા જીવન અને પ્રારબ્ધને તેણે કેવી રીતે રચ્યું છે તે બતાવવું ઈત્યાદિ); આપણા દેશમાં ચાલતા સંપ્રદાયોના સિદ્ધાંતો, ઈતિહાસ તથા તેમણે બજાવેલી દેશ, ભાષા અને સાહિત્યની સેવા પીછાનવી; હાલ અપાતી કેળવણી આપણી ભાષાદ્વારા કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવું અને ઉપાયો શોધી સરકારને સૂચવવા; તેમજ પ્રજાજીવનના ઉર્ધ્વ પ્રયાણને વેગ મળે એવી કેળવણીની યોજના વિમર્શવી-વિવેચવી અને પ્રજા. તથા સરકાર સન્મુખ મુકવી; આપણાં સ્ત્રી–બાળકો, વેપારીઓ, કારીગરો વગેરેને વિનોદ સાથે ઉન્નત કરે એવું સાહિત્ય શી રીતે ઉપજાવવું; રંગભૂમિ અને વર્તમાનપત્રો જેવાં પ્રજાજીવન ઘડનારી પ્રણાલિકાઓનાં કર્તવ્યાકર્તવ્ય નક્કી કરવાં–આપણા પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર તેઓ શી રીતે કરી શકે તે વિચારી રાહ દાખવવો; તાત્પર્ય કે વિદ્વાના પ્રભાવથી આપણા દેશનુ ભાગ્ય ઉઘડે, આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય ? એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગ્રત કરવી અને કર્તવ્ય આચરવા પ્રેરવી."×

આપણે પૂર્વે જોયું છે કે ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસ પ્રતિ સાવ ઉદાસીનતા પ્રવર્તતી હતી, તે આ નવો પ્રવૃત્તિથી દૂર થવા પામી, એટલું જ નહિ પણ પ્રજાજીવનના ઘડતરમાં સાહિત્યનો મ્હોટો હિસ્સો રહેલો છે, એ લાગણી મક્કમ અને વિશાળ બની, પ્રજાસમસ્ત સાહિત્યના વિષયમાં વધુ અને સક્રિય (active) રસ લેતી થઈ, તે દ્વારા ગુજરાતી

× રણજીતરામના નિબંધો પૃ. ૯, થી ૧૧.

ભાષા સાહિત્યનો પદ્ધતિસર, ઐતિહાસિક દૃષ્ટિએ અને સંશોધનપૂર્વક અભ્યાસ થવા માંડયો; અને લેખકો અને વિદ્વાનો એકબીજાના નિકટપરિચયમાં આવતા, તેમના વચ્ચે સહવાસ વધ્યો અને તેમનું સંગઠન થવા પામ્યું. તેમજ ગુજરાતી ભાષાસાહિત્યના પ્રચાર અને અભ્યુદય અર્થે નવીન માર્ગો શોધાવા લાગ્યા અને તેના પ્રકાશનને પણ અણધારી મદદ મળી. ખાસ કરીને આપણા પ્રાન્તની એક અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત સાહિત્યસંસ્થા તરીકે ગુજરાતની અસ્મિતાને, સાહિત્ય અને સંસ્કૃતિ દ્વારા પોષવા તેના પ્રયાસો નિઃશંક અભિનંદનીય જણાયા છે.

સાહિત્ય પરિષદની પ્રવૃત્તિને વ્યવસ્થિત અને સ્થાયી કરવા પ્રો. બળવન્તરાય ઠાકોરે, શ્રીજી સાહિત્ય પરિષદ રાજકોટમાં, સન ૧૯૦૯ માં, દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈના પ્રમુખપદે, મળી ત્યારે પરિષદ્ ભંડોળ કમિટી સ્થાપી હતી; અને તે યોજના જરૂરની, વ્યવહારૂ તેમ દુરંદેશીભરી હતી, એથી તેના કાર્યને વિશેષ બળ મળ્યું હતું; પ્રો. બળવન્તરાય હસ્તક તે ભંડોળ કમિટીનો વહિવટ રહ્યો તે દરમિયાન, પ્રો. મેકડોનલરચિત, સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ (ભાષાન્તર કર્તા પ્રો. મોહનલાલ પાવતીશંકર દવે), અગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઈતિહાસ (નવલરામની નોટમ્ ઉપરથી); બંકિમચંદ્રકૃત રજનીનો તરજુમો (કર્તા શ્રી. ભગવાનલાલ); પ્રો. મેકમીલનકૃત સૃષ્ટિની ઉત્પત્તિ (અનુવાદક શ્રીયુત કલ્યાણરાય નથુભાઈ; ફિરિસ્તાકૃત ગુજરાતનો ઈતિહાસ, અનુવાદક શ્રી. આત્મારામ દિવાનજી; શ્રીયુત મુનશી રચિત, મ્હારી કમળા અને બીજી વાતો; ફ્રેન્ચ મહાકવિ મોલિયરકૃત બે નાટકો, બિચારો અને ભૂલનો ભોગ, અનુવાદકર્તા, ધનસુખલાલ મહેતા; પ્લેટોકૃત ડાયલૉગ્સ; અનુવાદક સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટ, સંદેશિકા—કવિ ખબરદારનો કાવ્યસંગ્રહ; સામળરચિત સિંહાસન બત્રીસી, પહેલી સોળ વાર્તાઓ, અંબાલાલ જાની સંપાદિત, વિજ્ઞાન વિચાર, શ્રીયુત પોપટલાલ શાહનો લેખસંગ્રહ વગેરે મહત્વના ગ્રંથો પ્રસિદ્ધ કરી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા તેમણે બનતા પ્રયાસો કર્યાં હતા, જો કે તેમની પરિષદ્ વ્યાખ્યાનમાળાની, પરિષદ્ પુસ્તકાલયની તેમજ પરિષદ્ચંદ્રકની યોજનાઓ સાધનના અને ઉત્તેજનના અભાવે પડી ભાંગી હતી.

પરંતુ એ પ્રવૃત્તિએ જે સાહિત્યમય વાતાવરણ દેશમાં ઉભું કર્યું તે બહુ પ્રોત્સાહક નિવડયું હતું, અને સન ૧૯૧૨ મા ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરામા ભરાતા, સદા વિદ્યાનુરાગી શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે, જેમના ગુણાનુવાદ અર્વાચીન રાજા ભોજ

તરીકે થાય છે, તેમની ઉજ્જવળ કારકિર્દી દરમિયાન ગુજરાતી સાહિત્યને પુષ્કળ ઉત્તેજન મળેલું છે અને તેમના ઉદાર આશ્રય હેઠળ પ્રસિદ્ધ થતી ગાયકવાડ ઓરીએન્ટલ ગ્રંથમાળા, વિદ્વદ્ વર્ગે અત્યંત ઉપકારક અને અગત્યની સ્વીકારી છે, તેઓશ્રીએ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે તે અવસરે એક લાખ રૂપિયાની બક્ષીસ જાહેર કરી હતી અને તે ગુજરાતી સાહિત્યનો વિકાસ સાધવામાં સહાયભૂત નિવડી છે.

સદરહુ બક્ષીસનું એક ટ્રસ્ટ કરવામાં આવ્યું છે અને રાજ્યના ભાષાંતરખાતા તરફથી તેનું સઘળું કામકાજ થાય છે; આજપર્યંત એ ફંડમાથી સયાજી સાહિત્યમાળા નામે ૨૪૯ પુસ્તકો અને સયાજી બાળજ્ઞાનમાળા નામે ૧૪૮ પુસ્તકો પ્રસિદ્ધ થવા પામ્યાં છે, તેમાં ગુજરાતી મરાઠી અન્નેનો સમાવેશ થાય છે અને તે સર્વ પુસ્તકો વિવિધોપયોગી અને ભિન્નભિન્ન શાખાનાં છે, પણ તે વિષે એટલી સૂચના કરવી પ્રાપ્ત થાય છે કે તે પુસ્તકોની પસંદગી મુકરર ધોરણે અને સારા પ્રતિનિધિત્વવાળી સમિતિ દ્વારા થાય એ અગત્યનું છે.

સ્વર્ગસ્થ રણજિતરામે ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ બ્રિટિશ એસોસીએશનની પેઠે, સર્વતોમુખી સ્થાપવા એક વિશાળ કાર્યક્રમ યોજ્યો હતો, તેમાંથી નિદર્શક ઉતારો ઉપર કરવામાં આવ્યો છે. સંજોગવસાત્ તેને પૂરતો ન્યાય આપી શકાયો નથી, પણ તે વિષે એટલું નિશ્ચયપૂર્વક કહી શકાય કે ગુજરાતી ભાષા સાહિત્ય, ઈતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસને નવીન બળ અને વેગ આપવામાં, તેની પ્રવૃત્તિને અને પ્રકાશનોને અમુક રીતે વળાણ આપવામાં ગુજરાતી સાહિત્ય પરિષદની સેવા જેમ ઉત્તેજક તેમ મહત્વની છે. તેના બાર અધિવેશનોના વૃત્તાંતો બોલી ઉઠશે કે ગુજરાતી સાહિત્યનો વિકાશ સાધવામાં તેનો હિસ્સો ઘણો મ્હોટો અને સંગીન છે; અને તે રણજિતરામની આર્ષદૃષ્ટિનું પરિણામ છે. કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાં જણાવીશું, કે 'ભરતખંડમાંની પ્રાન્તીય સ્પર્ધામાં ગુજરાતને મોખરે જોવાને ઉગ્ર–આકુળવ્યાકુળ થતા તે ગુજરાતી હતા. ગુજરાત બીજું રહે ત્હેમાંયે તે અપમાન સમજતા. ગાંધીજીના યુગમાં એમની એ અભિલાષાઓને સ્વપ્નાં કંઈક કાળ ફળ્યાં, પણ એ જમાવટ જોવાને તે ન રહ્યા.×

ગુજરાતની અસ્મિતાને રણજીતરામે એક ભાવના તરીકે પોષેલી, પણ

× ઉદ્બોધન પૃ. ૭૪.

એ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા અને તેનો બહોળો પ્રચાર કરવા શ્રીયુત કનૈયાલાલ મુનશીએ ભગીરથ પ્રયત્નો કર્યાં છે; તેને એમના જીવનનો ધ્યેય માન્યો છે; અને એમના લખાણનું તે પ્રેરકબળ થઈ પડયું છે. 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ,' એ એમની ત્રણ સુપ્રસિદ્ધ કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ નવલકથાઓ તરીકે પ્રશંસા પામી છે, અને તેની રચનામાં કર્તાનો પ્રધાન હેતુ, ગુજરાતનું ગૌરવ, ગુજરાતનો રાજવૈભવ અને ગુજરાતનો પ્રતાપ અને પ્રતિષ્ઠાના ઉજ્જવળ, રંગીન, અને મનોરમ્ય શબ્દચિત્રો આલેખી, તેમાંના ઐતિહાસિક પાત્રો અને પ્રસંગોદ્વારા ગુજરાતી જનતામાં ગુજરાત માટે, ગુજરાતના ઈતિહાસ માટે, ગુજરાતની સંસ્કૃતિ માટે, સ્વમાન, મમતા અને ઐક્યની લાગણી ઉત્તેજ અને પ્રોત્સાહિત કરવાનો હતો અને તેમની પ્રતિભાભરી અને તેજસ્વી કલમથી શ્રી મુનશી તે ધાર્યું પરિણામ ઉપજાવવા ફતેહમંદ નિવડયા છે, એ સૌ કોઈ સ્વીકારશે; અને સામાન્ય જનતા, તે ઈતિહાસને, સ્કોટ અને ડુમાની ઐતિહાસિક નવલકથાઓ અને શેક્સપિયરના ઐતિહાસિક નાટકોની પેઠે, આધારભૂત માને તો આપણે અચંબો પામીશું નહિ, એટલાં બધાં તે પુસ્તકો આકર્ષક, અસરકારક અને લોકપ્રિય નિવડયાં છે.

એમની એ ધગશમાંથી સન ૧૯૨૨ માં સાહિત્ય સંસદની સ્થાપના અને તેમાં મુખપત્ર તરીકે "ગુજરાત" નુ પ્રકાશન, થવા પામ્યાં હતાં, અને તે બંને શ્રીયુત મુનશીની જ પ્રવૃત્તિ હોય એમ એક બીજામાં ઓતપ્રોત થયલાં છે.

ગુજરાતી ભાષા સાહિત્યને પ્રગતિમાન અને ઉન્નત કરવા તેઓ હંમેશ પ્રયત્ન કરતા રહ્યા છે; સંસદદ્વારા એક પ્રમાણભૂત કોશ અને એક વિસ્તૃત ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ પ્રયોજવાના કોડ સેવેલા. પ્રાચીન કવિઓના ગ્રંથોની સૂચી સુદ્ધાં તૈયાર કરાવવા માંડેલી, પણ એ પ્રયત્નોમાં ફક્ત 'મધ્યકાલીન સાહિત્યનો પ્રવાહ,' ખંડ ૫; એ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું બની શક્યું હતું; છતાં તે માટેનો એમનો પ્રેમ મંદ પડયો નહોતો.

સવિનય કાયદાભંગની લડતના અંગે તેમને બે વર્ષ ફરજીયાત જેલ નિવાસ મળેલો, ત્યાં તેમણે "ગુજરાત અને તેનું સાહિત્ય" એ પુસ્તક ઇંગ્રેજીમાં રચી, તે વિષેના પોતાના પ્રોજ્જવળ વિચારો વ્યક્ત કર્યા હતા. એમની અન્ય કૃતિઓની પેઠે મજકુર ઈતિહાસ એક અપૂર્વ પુસ્તક છે; અને શ્રીયુત મુનશીનો ગુજરાત અને ગુજરાતી ભાષા સાહિત્ય માટેનો ઉત્કટ પ્રેમ, પ્રો. કીથ જણાવે છે તેમ, તેમા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે.

સાહિત્ય સંસદની સ્થાપનાના દિવસે તેના કાયમ પ્રમુખ તરીકે શ્રીયુત મુનશી વખતેવખત વાર્ષિક વ્યાખ્યાન આપતા આવ્યા છે, તેમાં એમની તેજસ્વી મેધા વિજળીની પેઠે ઝબૂકે છે, અને સાહિત્યના વાતાવરણ પર તે કાંઇક નવો પ્રકાશ ફેંકે છે, અને તેમાંથી મનોરંજક ચર્ચા ઉદ્‌ભવવા પામે છે. પણ તેની વિશિષ્ટતા એ હોય છે કે તેના વિષય બહુધા ગુજરાત અને ગુજરાતી પ્રજાજીવનને સ્પર્શતા હોય છે, તેમાં ગુજરાતનો અભ્યુદય અને ગુજરાતના ગૌરવ માટે થતા નિરંતર રટનનો ધ્વનિ સંભળાય છે. ઉદાહરણ તરીકે એમના "રસાસ્વાદનો અધિકાર" એ નામક વ્યાખ્યાન- માંથી થોડોક ભાગ ઉતારીશું:—

"પણ ગુજરાતે સુરેખ રાષ્ટ્રગૌરવ પ્રાપ્ત કર્યું છે? અને સાથે સાથે હું મારા અંતરને પ્રશ્નો પુછું છું; "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત" એ શું ખરી વાત? આપણે દરેક ગુજરાતી તેનો આત્મા વ્યક્ત કરીએ છીએ? આપણે એ આત્મા વ્યક્ત કરતાં, નિર્ભય બની, ગુજરાતના સંસ્કારમંત્રનું દર્શન ને સિદ્ધિ કેટલે અંશે કર્યાં છે? અને નિશ્વાસ નાખી–શક્તિની અલ્પતા, સર્જકતાની મર્યાદા, પ્રયાણની ગજગતિ, ને સામગ્રીની ન્યૂનતાનાં દર્શન કરતો હું અધીરાઈની અસહ્ય વેદના અનુભવું છું.

ગુજરાત, એના ભૂતકાલના રહસ્યો ઈતિહાસ ને સાહિત્યદ્વારા ક્યારે વ્યક્ત કરશે? એના વર્તમાનનો પ્રાણ લાક્ષણિક, સમૃદ્ધ ને સરસ સાહિત્યમાં ક્યારે પ્રગટાવશે? એના ભવિષ્યની આશાઓના રંગ સાહિત્યને કલામાં ક્યારે પુરશે? એનાં જ્ઞાન ને વિદ્યા એની યુનિવરસિટીમાં એ ક્યારે સાચ- વશે? એ એક ને સ્વસ્થ રાજ્યતંત્ર ક્યારે પ્રાપ્ત કરશે? અને ક્યારે થશે એની માનવતા, દુર્ધર્ષ, સર્વાંગ સુંદર ને ગગનવિહારી? અને તાપી, રેવા મહી ને સાભ્રમતીનાં તીરો ક્યારે ગાજશે કલ્લોલતા જનસમૂહના સ્વતંત્રને સશક્ત જીવનના પડઘાથી? ક્યારે? ક્યારે? સમયની અંધારી જોવા દેતી નથી. દેહની ચંચળતાના ખ્યાલ અધિરાઈ શમાવા દેતો નથી. ખરેખર ક્રૂરમાં ક્રૂર એવી આ જીવનઘટનામાં નિર્દયમાં નિર્દય વસ્તુ સ્વપ્ન ને સિદ્ધ વચ્ચેનો અંતર છે."*

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ શ્રીયુત મુનશીએ મુંબાઇમાં નિમંત્રી તેનો અંતર્ગત હેતુ એમની ઉપરોક્ત ભાવનાને અમલમાં આણવાનો હતો.

* પૃ. ૧.

તે દિવસથી તેઓ સાહિત્ય પરિષદના મુખ્ય સચાલક નિમાયલા છે, તે સાઈ શરૂઆતમા તેમણે સુદર કાર્યક્રમ નિયોજ્યો હતો, અને તે સસ્થા એકના ગુજરાતની જ નહિ પણ બૃહદ્ ગુજરાતની, ગુજરાતી સાહિત્ય અને સસ્કૃતિનુ કેન્દ્ર બની, તે દ્વારા ગુજરાતી અસ્મિતાની લાગણી સર્વત્ર વ્યાપિ રહે એ એમનો અભિલાષ હતો, પણ અમુક સ્થળેથી એમની પ્રવૃત્તિ સામે વિરોધ ઉપસ્થિત થતા અને તેઓ રાજકીય પ્રવૃત્તિમા પડતા, તે કાર્ય કાઈક મોળુ પડ્યુ હતુ, જો કે વ્યક્તિગત એક સાહિત્યકાર તરીકે તેઓ સતત કોઈને કોઈ પુસ્તક—પછી તે, નવલકથા, નાટક નિબધ કે વ્યાખ્યાન રૂપે,—આપતા રહ્યા છે, અને તે સઘળુ લખાણુ એમને પ્રથમ કોટિના વિદ્વાન અને અગ્રગણ્ય સાક્ષરોની હરોળમા મૂકે છે.

એમના જેવા પ્રતિભાશાળી, ગુજરાતી ભાષાના પર પ્રભુત્વ ધરાવતા, રસમય વસ્તુસંકલના ઉપજાવતા, પ્રભાવશાળી અને જીવન, પ્રતિકરૂપ પાત્રો સર્જતા, કલ્પનાના વૈવિધ્યવડે આહ્લાદક વાતાવરણ પેદા કરતા, સક્ષેપમા, જીવનમા આનદ અને ઉલ્લાસ અર્પતુ વાચન સાહિત્ય પ્રયોજતા, બહુ થોડા લેખકો મળી આવશે, એકલા બુદ્ધિ કૌશલ્ય, સમૃદ્ધ કલ્પના શક્તિ કે હુશિયારી પર જ એમના વિજયનો પાયો નખાયો નથી, પણ તેનુ પ્રેરકબળ એમની રાષ્ટ્ર માટેની ઉત્કટ પ્રેમની લાગણી છે, જેના ચિતનમા તે અકથ્ય આનદ અનુભવે છે.

એમના પૌરાણિક નાટકોમા, એજ લાગણી, એજ ભાવના ઉછળતી અને તરવરતી માલુમ પડશે

પણ એટલેથી એમને સંતોષ વળતો નથી, એમની પ્રવૃત્તિ કાઈક વિશેષ અને સક્રિય વસ્તુ માગે છે, અને તેની પ્રાપ્તિમા તે કોઈ ભોગને વધુ પડતો માનતા નથી, અને તે ખાતર એમનો આત્મભોગ પણ એવો અપૂર્વ છે

મહાત્માજીની અસર નીચે આવતા સવિનય કાયદા ભગની લડતમા તેમણે ઝપલાવ્યુ હતુ, તે કોઈ દેખાવ કે સસ્તી કીર્તિ મેળવવા માટે નહોતુ તે પહેલાથી કીર્તિ એમને વરી ચૂકી હતી એક સમર્થ સાહિત્યકાર તરીકે, એક બાહોશ એડવોકેટ તરીકે, અને એક લોકપ્રિય અગ્રેસર તરીકે, પ્રજાજીવનમા તેમણે ઉચુ અને માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતુ

જ્યારે દેશમા આઝાદીની ચિનગારીઓ સળગી, ત્યારે તેમા એમણે તેમના સિદ્ધાતો, તેમના આદર્શો, તેમની ભાવના મૂર્તિમત થતા નિહાળ્યા, પાર્થિવ વસ્તુથી પર, કોઈ અલૌકિક શક્તિ, તેમને તે પ્રતિ ખેચતી જણાઈ

અને તે નિમિત્તે તેમણે પોતાનું મારત્વ હોમતા અન્ય કોઈ વિચાર મગ્ખો ગ્યૌ નહોતો



શ્રી કનૈયાલાલ માણે-લાલ મુનશી

તેનું હુબહુ વર્ણન એમણે ગુજરાતી સાહિત્યમાં તદ્દન નવીન પ્રકારનો લેખનપ્રયોગ અજમાવતા, આત્મનિવેદનરૂપ પુસ્તક 'શિશુ અને સખી' માં આપ્યું છે; તે એનો બરોબર અને સચોટ ખ્યાલ આપે છે, અને તે એમની કારકિર્દીની ચાવીરૂપ માલુમ પડશેઃ—

'બાલો ! વિચાર મા કરો. હોમાવા જતાં હિસાબ હોય નહીં; ને જે હિસાબ કરે તે હોમાવા યોગ્ય નહીં. તમે છો ધની, કુટુંબી, સુખી ને મોહભર્યાં. તમારો હવિ તો સુંદર બનશે. જેનો હવિ સરસ તેવું સરસ તેનું સર્જન. શાને આ વિલંબ કરો છો ? હોતા છે ને ઇંધન છે ને સામગ્રી સાથે છે.

'શિશુ ! સખી ! માનવતાના દર્શન કરવાં છે ? પ્રણય અમર રાખવો છે ? આદર્શો સિદ્ધ કરવા છે ? સાહિત્ય નવું સર્જવું છે ? શક્તિને મુક્તિ મેળવવા છે તમારા આર્યાવર્તના ? ને તારવા છે પિતૃઓ ? તો શેનો વિચાર કરો છો ?

'બાલો ! આ વૈશ્વાનર ભડકે; આ ચાલી તેની જ્વાલા ગગન ભણી. જુઓ, જુઓ, તેમાં દેખાય છે, હત પૂર્વજોના પુણ્યકાંતિ મુખ...સિદ્ધો ને ઋષિઓ ને પૂર્વજો આ ઉભા–તમને હોમવા તૈયાર, તમને સત્કારવા આતુર !

બાલો ! માત્ર એક ડગલું રહ્યું છેઃ એક જ સંકલ્પ. બળીને ભસ્મ થઈ જાઓઃ " પ્રગટો યજ્ઞપુરુષ બનીને. આવો ને મારારૂપ બનો."

* * *

"શિશુએ ધીમે સ્વરે ઉચ્ચાર્યુંઃ ! મને હવે સમજાય છે, સખીરી, સ્પષ્ટ રીતે, સૂર્ય ઉગે ને બધું સ્પષ્ટ જણાય તેમ. ભાવનાની ઉત્તરોત્તર સિદ્ધિમાં જ રહ્યો છે અવિભક્ત આત્માનો નિર્વાણપંથ. ભાવના બન્યા છીએ ને રહીશું તેટલો જ આપણો વિજય.

'મોજ ને મજાહ, વિષય ને વૈભવ એ તો માત્ર સામગ્રી છે આપણા યજ્ઞની. જેમ સામગ્રી જળશે તેમજ આપણા જીવન યજ્ઞની ગગનગામી જ્વાલ ઉડતી રહેશે. બળીને ભસ્મ થઈશું ત્યારે જ પ્રસરશે અમરતાની સુવાસ, સખીરી !'

* * *

'સાંભળ સખી' શિશુએ કહ્યુંઃ 'આ સ્વદેશ સ્વાતંત્ર્યની હાક વાગી ! જો, જો, આ સખી, ચાલી, વીજળી આર્યાવર્તના આત્માસમી સત્યની સજીવ મૂર્તિ–પાશવ તોફાનમાં મસ્ત, વિગ્રહવિલાસી પૃથ્વીને આર્યત્વનું આવાહન દેતા; આત્મબળથી નિડર એવા વીરને નિમંત્રતા !

'જો જો, વહાલી, ભેદી નાદ થાય છે; ને ગગડે છે દેવનાં દુંદુભી. સ્વાતંત્ર્યને સમરાંગણે, સખી, આપણું ગુજરાત ગર્જવા માંડયું. સમસ્ત હિંદ કંપી રહ્યું છે, વિજયની મહેચ્છાએ. જો, જો! જનનયનોમાં દીપે છે સ્વાતંત્ર્યની ઝગમગતી જ્યોત.

'હા નાથ! હા નાથ!' સુકુમાર સખીએ કહ્યું 'સુખ સર્વસ્વ સમર્પણમાં જ છે. ચાલ મારા શિશુ, વિમોચનના આ સંગ્રામમાં, કોડથી કેસરીઆ કરીએ. માતાની મુક્તિ માટે મરે તે માતૃભક્ત; ને જીવતે દેહે મરણ મેવે એજ, ઉદ્ધારશે આર્યાવર્ત.'

ને બંને જણ, ભાવના સિદ્ધયર્થે, હાથમાં રાખી હાથ સંગ્રામે ધસ્યાં: જેમ ધસ્યાં હતાં, એક દા, લગ્ન વેદીએ તેમ.*"

સને ૧૯૧૫માં મહાત્મા ગાંધીજી હિંદમાં પાછા ફર્યા અને એક વર્ષ પર્યંત દેશપર્યટન અને સમાજ સ્થિતિના નિરીક્ષણ બાદ જાહેર જીવનમાં પ્રવેશ કર્યો, તે પછીથી એમના પ્રયાસ અને પ્રોત્સાહક ઉપદેશથી હિન્દી પ્રજાએ નવીન દૃષ્ટિ પ્રાપ્ત કરી છે અને તેના પરિણામે સમાજજીવનમાં ઊંડું પરિવર્તન થવા પામ્યું છે.

ગુજરાતી પ્રજાને તેમના અનુભવનો નિષ્કર્ષ, તેમના જીવનનો સંદેશો પહોંચાડવો હતો, એ આશયથી મહાત્માજીએ 'નવજીવન' નું તંત્રીપદ સ્વીકાર્યું હતું; અને તેમના મન્તવ્યનો પ્રાસ્તાવિક ભાગ "નવું પત્રકારિત્વ" એ પ્રકરણમાં સવિસ્તર આપવામાં આવ્યો છે.

એ સામાહિકનું સંપાદન કરી, ગાંધીજીએ 'નવજીવન' દ્વારા ગુજરાતી સમાજજીવનમાં અજબ પલટો આણેલો છે તેમ ગુજરાતી ભાષા સાહિત્યને અને તેના અભ્યાસને અપૂર્વ વેગ અને નવીન બળ આપેલાં છે; તેનું મૂલ્ય અંકાય એમ નથી. ગુજરાતી પ્રજાજીવન ઉપર એમણે જે સંસ્કાર પાડયા છે, ગુજરાતી ભાષા સાહિત્ય ઉપર એમણે જે પ્રભાવ પાડયો છે, તે કારણે વર્તમાન યુગને ગાંધીયુગનું ઉપનામ આપવામાં આવ્યુ છે તે યથાર્થ છે. એક અવતારી પુરુષ તરીકે એમનાં પ્રવચનો અને લખાણ કલ્યાણકારી અને પ્રબોધક જણાયાં છે, તેમ એમનું અતિશુદ્ધ ચારિત્ર્ય, તદ્દન સાદું છતાં એક પવિત્ર સંત જેવું ઉન્નત અને સંસ્કારી, સેવાપરાયણ જીવન આકર્ષક તેમ દલિત વર્ગ અને હરિજનના ઉદ્ધાર અર્થેના એમના જીવનભરના પ્રયાસો સફળ અને અસરકારક નિવડ્યાં છે; પણ વિશેષમાં

* શિશુ ને સખી પૃ. ૨૩૪થી ૩૮.

એમની આસપાસ જે શિષ્યવૃંદ જામ્યું છે, તે જનસેવાકાર્યમાં તેમ સાહિત્યના ઉત્કર્ષમાં બહુ ઉપકારક થઇ પડયું છે; અને તે સઘળા શિષ્યો અને અનુયાયીઓ ભાવનાશાળી અને કર્તવ્યપરાયણ, ત્યાગવૃત્તિવાળા અને સેવાભાવી છે; અને તેમની સાહિત્ય સેવા, સાત્વિક વૃત્તિભરી, સમાજને ઉર્ધ્વ પંથે પ્રેરનારી માલુમ પડશે.

એમના ઉપદેશમાંથી પ્રેરણા પામી, એમની પ્રતાપી છાયા નીચે બીજી કેટલીક સાહિત્ય પ્રવૃત્તિઓ અને સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ હસ્તિમાં આવેલી છે તે સૌએ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં તેમ તેના પ્રચારમાં, ભિન્નભિન્ન પ્રકારે, સારો અને મ્હોટો હિસ્સો આપેલો છે, તે પણ નોંધવાયોગ્ય છે.

પરંતુ તે વિષયને ચર્ચીએ તે પહેલાં અન્ય જાણીતા લેખકોએ ગુજરાતી ભાષા સાહિત્યની અનન્ય ભક્તિ વડે ઉપાસના કરેલી છે, તેમની સેવાની સમાલોચના કરીશું.

નવા સુધારક વિચારો અને પરંપરાએ ઉતરી આવતા આચાર-વિચારો વચ્ચે, આર્યસંસ્કૃતિ ઉભયનો સંપર્ક થતાં જે ઘર્ષણ અને વિરોધતા ઉદ્‌ભવ્યાં, તેનો, બંને સંસ્કૃતિમાંથી તાત્ત્વિક ભાગ ગ્રહણ કરીને, સુમેળ સાધવા, તેનો સમન્વય કરવા ગઈ સદીના આખરમાં પ્રયાસ થતા રહ્યા હતા, અને તેના પ્રવર્તક મુખ્યત્વે ગોવર્ધનરામ હતા. તેમનું વલણ આપણી પ્રાચીન આર્યસંસ્કૃતિનો, તેના ઉજ્જવળ અને ઉત્કર્ષક સ્વરૂપમાં, પુનરૂદ્ધાર કરવાનો, તેમ તેનું પ્રાચીન ગૌરવ અને મહત્તા સ્થાપવાનો હતો; અને તે પ્રવૃત્તિ એમના પછી શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિએ ઉપાડી લીધેલી છે; આર્ય વિચાર અને ભાવનાના, આર્યધર્મ અને આર્યસંસ્કૃતિના તેઓ પ્રબળ હિમાયતી અને પૂજક છે, તેની પુનઃ સ્થાપના અને પ્રચાર અર્થે તેમના સર્વ પ્રયાસ રહેલા છે.*

નવયુગની ઘોષણા રૂપ એમણે એમના સાહિત્ય જીવનના આરંભમાં 'વસન્તોત્સવ' નામક એક મનોરમ્ય કાવ્ય, જાણે કે ગુજરાતી સાહિત્યની

---

* સરખાવો:

Nanalal's works are the products of the Sanskritic revival, with its glowing for the past Mansukhram represented it in language; Govardhanram in social philosophy and Nanalal in the field of literary art

Munshi-Gujarat and its literature p. 302.

વસન્ત બેસતી હોય તેનું સૂચક, નવા ઉત્કર્ષક વિચારનો પ્રચાર કરતું, નવીન શૈલીમાં, જેને તેઓ ડોલન શૈલી કહે છે તે, લખ્યું હતું; અને ગુજરાતી સાહિત્ય-રસિક વર્ગમાં, છંદ વિનાના એ કાવ્ય પ્રકારથી, તેની વિલક્ષણ રચનાને લઇને તેમ જ તેમાં રજુ કરેલી લગ્નભાવનાના વિષયથી સારો ઉહાપોહ થવા પામ્યો હતો અને એમની એ ડોલનશૈલી અદ્યાપિ, એક વિવાદસ્પદ વિષય રહ્યો છે.

આપણા સમાજમાં બાળલગ્નની પ્રથા લાંબા સમયથી ચાલી આવે છે પણ નવા વિચારોથી પ્રેરાઇને કવિશ્રીએ પ્રસ્તુત કાવ્યમાં ઉમરલાયક રમણુ અને સુભગાના, સૌભાગ્યચંદ્ર અને વિલસુના પાત્રોને પ્રણય કરતાં અને સ્વપસંદગીથી લગ્નમાં જોડાતાં, બતાવ્યા હતા, તે એક નવીન અને આહ્લાદક દશ્ય હતું, જે શિક્ષિતસમાજને રૂચતું થઈ પડયું હતું.

સ્વર્ગસ્થ મણિશંકર રત્નજીએ 'આપણું નવીન કાવ્યસાહિત્ય' એ વિષય પર પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં નિબંધ વાંચતા, કવિશ્રીની કવિતા માટે ઉચ્ચાર્યું હતું, કે, ગુજરાતી સાહિત્યના નભોમંડળમાં 'ઉગ્યો પ્રફુલ્લ અમાવર્પણચંદ્ર રાજ' અને વધુ વિવેચન કરતાં ઉમેર્યું હતું, કે 'વર્તમાન તરફ દૃષ્ટિ કરતાં આપણને દેખાય છે, કે "જેની રગેરગમાં કવિતા ઉછળી રહી છે" અને "જેનું હૃદય કવિતારસથી છલાછલ છલકે છે" એવા એક કવિનું દર્શન આપણને હમણા થયલું છે; જે વાણીમાં "દેશ સંસાર સ્નેહનો મહામેઘ ગડગડે છે, તે આપણે, હમણાં સાંભળી છે. નર્મદમાં દેશ સ્નેહના અને સંસાર સ્નેહના મેઘ ગડગડેલા પણ નર્મદના સ્નેહો આવા વિશુદ્ધ નહોતા."†

લગ્ન વિષે એ કાવ્યમાં જે ભાવના કવિશ્રીએ વ્યક્ત કરી હતી તે આર્યમાનસને પસંદ પડી, તેની તારીફ થયલી છે, અને કેટલાક તરફથી પંક્તિઓનો વિધવાવિવાહના સંબંધમાં એમાંની કેટલીક વારંવાર ઉપયોગ કરવામાં આવે છે. એ પંક્તિઓ નીચે પ્રમાણે છેઃ—

" સરલ બાલે ! પ્રભુનું ધામ
પ્રેમનું પરમ મંદિર છેઃ
ત્હાં એકલદશા કેવી ?
ત્હાં સૌ બેલડીએ વિહરે છે;
નથી ત્હાં કૌમારના કરમાશ
કે નથી વૈધવ્યની વિરૂપતા.

† પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનો રીપોર્ટ, પૃ ૧૪.

રસસૌન્દર્યના શ્વાસોચ્છ્વાસ;
પ્રાણને પ્રસન્ને છે ત્ય્હાં.”

× × × ×

વિશ્વના સકળ હસ્તમેળાપન
પ્રભુને–કે જગતને ય તે—
લગ્નચોપડે નથી મંડાતાઃ
પ્રેમલગ્નને વધામણા દે છે
શું જગત કે શું જગતનો સ્વામી.
પ્રેમલગ્નની વિધવાને
પુનર્લગ્ન સમુ પાપ નથી,
દેહલગ્નની વિધવાને
પ્રેમલગ્ન સમી મુક્તિ નથી.”

સરસ્વતીચંદ્રમાં ગોવર્ધનરામે કુમુદનું લગ્ન સંજોગવસાત્ પ્રમાદધન સાથે કરાવ્યું હતુ, જો કે તેનો આત્મા સરસ્વતીચંદ્ર માટે તલસતો હતો, તેના પ્રતિ તેનો અનુરાગ હતો, એ ઘટના આર્યમાનસને વાંધાભરી લાગી હતી.

કુસુમને કૌમાર્યવ્રતના કોડ હતા, પણ કર્તાએ તેમ ન કરતાં, ચાલુ રૂઢિને વશ થઈને તેનું લગ્ન સરસ્વતીચંદ્ર સાથે કરાવ્યુ હતું, એ પણ સરસ્વતીચંદ્રના કેટલાક વાચકોને રૂચ્યું નહોતું.

કલ્યાણગ્રામની એમની યોજના એક ભાવના રહી હતી.

પરંતુ કવિશ્રી ન્હાનાલાલે એ સઘળી ઉણપો એમનાં ‘ જયા જયન્ત ’ નાટકમાં પૂરી પાડી છે.

તે આત્મ લગ્નની ભાવનાને પોષે છે અને ઉત્તેજે છે, એટલું જ નહિ પણ જીવનમાં બ્રહ્મચર્ય પર વિશેષ ભાર મૂકે છે, જે માટે મહાત્મા ગાંધીજી પુષ્કળ આગ્રહ કરી રહ્યા છે; તેમ જયા જયન્તને જનસેવાના કાર્યમાં નિયોજે છે, એ મિશનરીઓની સેવાભાવનાનું એક પ્રકારનું અનુકરણ હતું; ઉપરોક્ત કલ્યાણગ્રામની યોજનાને વ્યવહારમાં મૂકવાનો પ્રયાસ હતો.

કવિશ્રીના મણિમહોત્સવ અવસરે શ્રીમતી ઇન્દુમતી મહેતાએ કવિશ્રીની નારી ભાવના વિષે વિવેચન કરતાં કહ્યું હતું, કે—

"જયા જયન્ત માત્ર આ ભાવના (આત્મ લગ્નની) સેવીને બેસી નથી રહેતાં. એઓ આદર્શવાદી નથી કે માત્ર ગગનવિહારી નથી. એ દંપતી પૃથ્વીવાસી છે, અને સેવા ભાવનાનાં ઉપાસકો છે.

જયન્ત સુન્દરીઓમાં સાધુતા જન્માવ,
રસીલીઓમાં પુણ્યાચાર પાંગર.

જયાને જનસેવા પ્રતિ ઉદ્‌બોધનાર જયન્તના આ વાક્યો છે. જયા પણ એવો જ આદર્શ બતાવે છે, કેઃ—

રહામે તીર છે જયન્તની રામવાડી,
આ તીરે માંડશી જયા સીતાવાડી *"

એક સમર્થ નાટ્યકાર તરીકે કવિશ્રી સુપ્રસિદ્ધ છે; એમનાં ઐતિહાસિક નાટકો, સંઘમિત્રા, અકબરશાહ, જહાંગીર અને નૂરજહાં, સમકાલીન વાતાવરણ પેદા કરે છે એટલું જ નહિ પણ એમાંનાં મુખ્ય પાત્રોનું વ્યક્તિત્વ તેમ વિશિષ્ટત્વ તેઓ તાદૃશ્ય રીત રજુ કરે છે, એમાં કવિશ્રીની આલેખન શક્તિની મહત્તા છે.

કવિશ્રી જે વિષયને હાથપર લે છે, તે વિષે અને તેટલી શક્ય માહિતી તેઓ મેળવી લે છે, અને તેની સજાવટ ઐતિહાસિક દૃષ્ટિએ, તુલનાત્મક રીતે, એમની લાક્ષણિક શૈલીમા, એવી કુશળતાથી રજુ કરે છે કે, સામાન્ય જનતા ઉપર તેની મોહક છાપ પડે છે, જો કે તેમનો મિથ્યા શબ્દ-આડંબર અને અર્થરહિત કલ્પનાનાં ઉડ્ડયનો કેટલીકવાર વાચકવર્ગમાં અણગમો ઉપજાવે છે. એ દોષ છતા એટલું કહેવું જોઈએ કે એમાંના વિચાર વૈવિધ્ય, નવીનતા, વસ્તુનું રમપ્રદ અને કલાયુક્ત નિરૂપણ અને ઉચ્ચ આદર્શના કારણે તે કૃતિ પ્રબોધક, પ્રોત્સાહક અને પ્રેરક થઈ પડે છે.

કવિશ્રીએ યુનિવરસિટીની પરીક્ષાઓ ફારસી લઈને પાસ કરી હતી; પણ ખાનગી રીતે સંસ્કૃતનો અભ્યાસ કરી, આપણને કેટલાક જાણીતા સંસ્કૃત ગ્રંથોના તરજુમા ભેટ ધરેલા છે; તે સર્વ સરળ તેમ પ્રાસાદિક બન્યા છે, પરંતુ એ સર્વમાં શ્રેષ્ઠ ભગવદ્‌ગીતાનું ભાષાંતર છે, તેમાં પણ કવિ માટે આપણને માન ઉપજે, એવી એમાની પશ્ચાત્તાપનો એકરાર કરતી મનોવેધક અર્પણ પત્રિકા છે, જે તેના વાચક ઉપર ઉંડી અસર કરે છે.

પરંતુ કવિનું કવિત્વ, એમની પ્રતિભા શક્તિ જેવી એમના રાસોમાં ખીલી ઉઠે છે એવી એમના અન્ય કાવ્યોમાં નહિ સાંપડે.

---

* બુદ્ધિપ્રકાશ—જુન સન ૧૯૩૭ પૃ. ૧૯૫.

ગુજરાતી જનતાને રામ એ કવિશ્રીની ખાસ પ્રસાદી છે, તે વડે ગુજરાતી સ્ત્રી સમાજ તેમ રસિક વાચક વર્ગ કવિ પ્રત્યે મુગ્ધ બન્યો છે; અને તે રાસો એટલા બધા લોકપ્રિય નિવડયા છે કે અન્ય કવિઓએ એમનુ અનુકરણ કરી, તેમનુ એક પ્રકારે સન્માન કર્યું છે, એ વિષયમા એમની મહત્તા અને શ્રેષ્ઠતા રહીગર્યાં છે



કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ

અર્વાચીન ગુજરાતના ઘડતરમાં કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઈનો મ્હોટો હિસ્સો રહેલો છે; તેવી રીતે વર્તમાન પ્રજાના ઘડતરમાં કવીશ્વરના સુપુત્ર ન્હાનાલાલની કૃતિઓ ઉદ્‌બોધક તેમ સહાયક નિવડેલી છે; અને તેની લોકપ્રિયતાને લઈને સાહિત્ય રસિકોએ વીસમા સદીના આરંભનાં વર્ષોના ભાગને 'કવિશ્રી ન્હાનાલાલ યુગ' તરીકે સંબોધ્યો છે; અને સમાજ ઉપર એમણે જે ઉપકાર કર્યો છે, તે બદલ કૃતજ્ઞતા દાખવવા ગુજરાતી પ્રજા તરફથી બે વાર, પ્રથમ કવિશ્રીએ પચાસ વર્ષ પૂરાં કરતાં અને બીજીવાર તેઓ સાઠમા વર્ષે પહોચ્યાં, એમનો સુવર્ણ મહોત્સવ અને મણિમહોત્સવ ગુજરાતનાં મ્હોટાં શહેરોમાં ઉજવાઈ, એમનું ગૌરવ કરવામાં આવ્યું હતું, અને એ લોકલાગણીનો પ્રતિધ્વનિ પાડતાં, બીજા એક જાણીતા કવિ શ્રીયુત કેશવ હ. શેઠે ગાયું હતું, કેઃ—

'ગુણિયલ ગૂર્જર વાડી ને વન-ઉપવન જો !
ફૂલડે ફૂલડે વસન્ત રાણી વિહરે;
સાહિત્યસૃષ્ટિને મન્દિરે મન્દિરે જો !
"પ્રેમભક્તિ"ની વિજય પતાકા ફરફરે"*

કવિશ્રી ન્હાનાલાલે ડોલન શૈલી ગુજરાતી કવિતામાં દાખલ કરી એક નવો ચીલો પાડવા પ્રયાસ કર્યો હતો; તેનું અનુકરણ સુદ્ધાં થયું હતું; પણ તે પ્રયોગ સરવાળે સફળ નિવડ્યો નથી; અને એવો સામાન્ય અભિપ્રાય પ્રવર્તે છે, કે છંદ વિનાની કવિતા જ ન સંભવે; અને એ પ્રયોગની નિર્બળતાનો સચોટ રદિયો 'કવિ મોટાલાલે,' 'પ્રભાતનો તપસ્વી' નામક એક પ્રતિકાવ્ય લખીને આપ્યો હતો. એ 'કવિ મોટાલાલ' તે બીજા કોઈ નહિ પણ આપણા જાણીતા કવિ, પારસીબંધુ અરદેશર ફરામજી ખબરદાર છે.

વિદ્યાર્થી અવસ્થામાંથી એમને કવિતા લખવાનો શોખ જાગેલો; અને તેની પ્રેરણા કવિ દલપતરામની અને બહેરામજી મલબારીની કવિતામાંથી મળેલી. કવિ દલપતરામના અવસાનના સમાચાર સાંભળતાં શ્રીયુત ખબરદારે લખ્યું હતું,

"સ્વર્ગ વિષે નિજ વાસ કર્યો, મુજ બ્રશ મળ્યાની વિચારી ન કાંઈ;
રે દલપત કહે અરદેશર, આશ રહી મનની મનમાંહી."

---

* મહા ગુજરાતનો મહાકવિ—શ્રી. કેશવ હ. શેઠ

કવિએ તેમના ગ્રંથોનું નામકરણ સ્વર્ગસ્થ મલબારીના પુસ્તકોનાં નામો સંસારિકા, અનુભવિકા વગેરેને અનુસરી કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, સંદેશિકા, ભજનિકા, દર્શનિકા વગેરે રાખી એક પ્રકારે કૃતજ્ઞતા દર્શાવી હતી, અને વધુમાં મલબારીનો કાવ્યસંગ્રહ પદ્ધતિસર સંપાદિત કરી અને તેમના જીવન અને કવન વિષે એક વિસ્તૃત અને વિચારણીય ઉપોદ્ઘાત લખી, સ્વર્ગસ્થ પ્રત્યેનુ ઋણ સારી રીતે ઉતાર્યું હતુ અને ગુજરાતી વાચક વર્ગને એક સંપૂર્ણ અને પ્રમાણભૂત કવિતા પુસ્તક સાદર કર્યું હતુ.



શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર

દેશમા નવજીવન પ્રાગટતા, યુવાવસ્થામા પ્રવેશ કરતા કવિથી અરદેશર ઉપર એ નવા વાતાવરણની પ્રબળ અસર થવા પામી હતી; અને અંગ્રેજી કવિઓના નિયમિત વાચને અને અભ્યાસે પણ એમની દૃષ્ટિમાં પરિવર્તન આણ્યુ હતું, એટલે સન ૧૯૦૫ મા એમનુ બીજુ કાવ્ય પુસ્તક 'વિલાસિકા' પ્રકટ થયુ તે બહુધા રાગધ્વનિ કાવ્યોનો (lyrics) સંગ્રહ હતો અને તે વિ૦ પ્રસ્તાવનામા તેઓ લખે છે - 'માનવસૃષ્ટિ કુદરતમાં

ગુંથાયલી છે, તો કવિ જે કુદરતનું બાળક છે તે એ કુદરતના ઉંડા રસ-પ્રવાહમાં વિલાસ કરે એ સ્વભાવિક છે; અને એ વિલાસ માણતાં, કવિએ જે લાગણી અને ભાવ અનુભવ્યા તે બરોબર અને સફળતાપૂર્વક વ્યક્ત કરવા તેઓએ નવા નવા છંદો સુદ્ધાં યોજ્યા હતા.

એ તો સારી પેઠે જાણીતું છે કે પારસી બંધુઓનું ગુજરાતી લખાણ શુદ્ધ હોતું નથી. તે લખાણમાં ઉચ્ચારના અને ભાષાના અનેક દોષો નજરે પડે છે; તેમ છતાં તેમનો સાહિત્ય ફાળો ન્હાનોસુનો નથી; મલબારી, કાબરાજી, મર્ઝબાન, તારાપોરવાળા, તાલીઆરખાન, પિઝામ, જીવનજી મોદી, બીરબલ વગેરેનાં લખાણોમાંથી ગુજરાતી વાચક જનતાએ બહોળો લાભ ઉઠાવેલો છે, પણ એ સર્વમાં ભાષા દૃષ્ટિએ શ્રેષ્ઠ, શ્રીયુત ખબરદારનું લખાણ, માલુમ પડશે; એમના ગ્રંથોમાં લેખકનું નામ છાપવામાં ન આવે તો તે એક પારસીબંધુની કૃતિ છે, એમ કહેવું કઠિન થઈ પડે. એટલી બધી શુદ્ધ, સંસ્કારી ભાષાયુક્ત, શબ્દલાલિત્યભરી કવિની લેખનશૈલી છે.

તેમ છતાં સ્વર્ગસ્થ નરસિંહરાવે વિલાસિકાનું 'વસન્ત' માસિકમાં અવલોકન કરતાં, તેમાંના કેટલાક ભાષાદોષ પ્રતિ ધ્યાન ખેંચ્યું હતું; તે વિવેચન ઘણાને તે સમયે કાંઈક વધારાપડતુ કડક લાગ્યું હતું, અને તેમાં વિવેચકે વ્યક્ત કરેલો ભાષાશુદ્ધિ માટેનો આગ્રહ અસ્થાને જણાયો હતો. કવિને એથી સહેજ આઘાત પહોંચ્યો હતો પણ તેનાં પરિણામે એ પુસ્તકને બહોળી જાહેરાત મળી, ત્યારથી એક પ્રતિભાશાળી કવિ તરીકે તેમની કીર્તિ પ્રસરી હતી.

યુગબળ પારખવાની કવિમાં અદ્ભુત શક્તિ છે. પ્રજાજીવન દેશભક્તિના વિચારોથી ગુંજી રહ્યું હતું, તે સમયેઃ—

"ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત"

એ લોકલાગણીનો ઉંડો પડઘો પાડતી, એક ઉત્તમ ગરબી રચી, તે બદલ ચોતરફથી પ્રશંસા મેળવી હતી.

એમની રાષ્ટ્રભક્તિ "ભારતનો ટંકાર" એ નામના એમના કાવ્ય-સંગ્રહમાં પ્રજ્જવલિતપણે ભભૂકી ઉઠે છે.

'નવજીવનનાં આવાહન' એ શીર્ષક હેઠળ લખેલી લાવણીમાં તેઓ કવે છેઃ—

"રણસિંગાં ફૂંકાય; નહીં હો! શરા થકી રૂહેવાય;
સ્વર્ગ જ ઉઘડયા શૂરા કાજેઃ ધસો, ધસો, રણમાંય!
જીત કર્યે નવજીવન જડશે,
ભારતનાં સદ્ભાગ્ય ઉઘડશે,
કે રણ પડતાં પ્રભુ સાંપડશે!—
એ વીરા! રે આવી જાઓ! રણશિંગાં–*

શ્રીયુત ખબરદાર એક પ્રભાવશાળી કવિ છે, એક રાષ્ટ્રપ્રેમી કવિ છે, તેમ તેઓ એક બુદ્ધિશાળી અને નિતાંત અભ્યાસી છે, એક સમર્થ તત્વચિંતક છે.

'કલિકા' જેવું એક મ્હોટું કાવ્ય રચ્યુ છે, તેમાં પ્રેમ વિષે તેના વિધ વિધ સ્વરૂપોનું તલસ્પર્શી વિવેચન કરેલું છે, તે ગુજરાતી સાહિત્યમાં નવીન જ જણાશે. અને દર્શનિકા વિષે, તે પ્રસિદ્ધ થઈ ત્યારે અમે લખ્યુ હતુ, કે,

"કવિશ્રી ખબરદાર 'દર્શનિકા' રચીને આપણને જીવનનું રહસ્ય સમજાવવા મથે છે. એ પ્રયાસ જેમ ગંભીર તેમ ભગીરથ છે; અને તેની પાછળ કવિએ પોતાની સઘળી શક્તિ ખર્ચી છે. જીવનભરનો જ્ઞાનભંડાર, અભ્યાસ અને ચિંતન એમા એમણે ઠાલવી નાખ્યા છે. જેમ એક મક્ષિકા સ્થળે સ્થળે સુંદર, સુવાસિક અને રંગબેરંગી ફૂલો પુષ્પો પર ફરી વળી તેમાંથી પુષ્પ-પરાગ અને રજકણ પ્રાપ્ત કરી, આપણને તેનો નિષ્કર્ષ મધ રૂપે આપે છે, તેમ પ્રસ્તુત કાવ્યગ્રંથના નિવેદનમાં કવિ સ્વીકારે છે, કે "મારી કાવ્યપ્રેરણાએ આ મોટા માનવજ્ઞાનના સંચિત ભંડારમાથી લૂંટ ચલાવેલ દેખાશે, એ લૂટ પણ બાદશાહી લૂંટ છે. સર્જક સદા લૂંટતો આવ્યો પણ તે પાછુ નવસ્વરૂપે બક્ષવાને માટે. વિશ્વનિયંતા કહો કે કાળ ભગવાન કહો, એ જગતને એક બાજુથી લુટી, બીજી બાજુ સમૃદ્ધ કરે છે. તમામ જીવનનું પુનરૂત્થાન એમજ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવીજ જુની સૃષ્ટિની લૂંટમાથી બધાય છે "×

કવિની એ મહાન કૃતિ છે, તેમા જીવનનુ નવનીત ઉતારેલું છે; જીવનના ગૂઢ પ્રશ્નોનો તેમાથી ઉકેલ મળશે, કાંઈક શાન્તિ તેમજ સાન્તવન મળશે.

---

* ભારતનો ટંકાર પૃ ૬૮.
× પ્રભુ અને અંધકાર પૃ ૩, પૃ. ૧૯,

એ 'સધળું' એમણે વ્યાધિગ્રસ્ત, વેદનાભરી સ્થિતિમાં ગુજરાતી બંધુઓને સંદેશા રૂપે, પોતે જે પ્રાપ્ત કર્યું હતું, તે સંભળાવવાને લખ્યું હતું. તે માટે ગુજરાતી જનતા એમની અત્યંત આભારી છે. તેમની સરસ્વતીદેવીની ઉપાસના પણ અનન્ય ભક્તિભાવ પ્રેરિત છે. આપણે એક રસદ કવિના શબ્દોમાં કહીશું, કે—

સ્નેહેભરી રસવતી પ્રભુભાવભીની
દેશાભિમાન ભરતી નવછંદવાળી
આહ્લાદતી 'ખબરદાર' પ્રબોધનારી
ગાઇ રસાળ કવિતા કવિ! તેં મઝેની.*

નવજીવનના સંદેશાવાહક, નવપ્રભાતની પુષ્પતુમા અને તાઝગી સમા, આપણા એ બે અગ્રણીના લોકપ્રિય કવિઓ શ્રીયુત ન્હાનાલાલ કવિ અને શ્રીયુત અરદેશર ખબરદાર વિષે ઉલ્લેખ કરી, આપણે પાછા ગાંધીજી અને ગાંધીયુગ પ્રતિ વળીએ, તે પહેલાં ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધના વિચાર વાતાવરણમાં ઉછરેલા અને અંગ્રેજી સાહિત્ય અને પાશ્ચાત્ય વિચાર અને સંસ્કૃતિમાંથી ઉદ્‌બોધન અને ઉત્તેજન પામી, જીવનભર ગુજરાતી સાહિત્યના અભ્યાસ અને લેખનવાચનમાં રત રહેલા, આપણા પીઢ સાક્ષરો, જેમની વિદ્વત્તા સુવિદિત છે, અને પ્રજાએ જેમને સાહિત્ય પરિષદના પ્રમુખ–એક અપવાદ સિવાય, જો કે એ વિદ્વાનને પણ અમદાવાદ સાહિત્ય પરિષદે, ઇતિહાસ વિભાગનું અધ્યક્ષસ્થાન આપી યત્કિંચિત કદર કરી હતી,—નીમીને યોગ્ય માન આપ્યું છે, તે સૌએ આ સઘળાં વર્ષો દરમિયાન ગુજરાતી સાહિત્યની સતત સેવા કરી, જે સંગીન સાહિત્ય ફાળો આપેલો છે, તેનો નિર્દેશ કરીશું.

એ પીઢ સાક્ષરો તે બીજા કોઈ નહિ પણ પૂજ્ય માન્યવરો, દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, ડૉ. આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવ, દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પ્રો. બળવન્તરાય ઠાકોર, સ્વ. સર રમણભાઈ, સદ્‌ગત નરસિંહરાવ અને રા. બા. કમળાશંકર ત્રિવેદી છે.

સ્વર્ગસ્થ કમળાશંકર સંસ્કૃત ભાષા સાહિત્યના એક સમર્થ વિદ્વાન હતા અને એ વિષયમાં એમનું વાચન વિશાળ અને બહોળું હતું; તે આપણે એમણે કેટલાક સંસ્કૃત ગ્રંથોનું શાસ્ત્રીય પદ્ધતિએ સરસ સંપાદન કર્યું છે, તેથી ગુજરાત પરિચિત છે.

---

* જુઓ ખબરદાર કનકોત્સવ અભિનંદન ગ્રંથ.

ગુજરાતી લખાણમાં ભાષાશુદ્ધિ અને જોડણીનું એકસરખું અને ચોક્કસ ધોરણ આણવા તેઓ હંમેશા ઉપદેશ કરતા અને આગ્રહ રાખતા; અને તે કાર્ય સુતરૂં થઈ પડે તે માટે, તે વિષે અનેક લેખો લખી, તેમજ ગુજરાતી ભાષાનું એક બૃહદ્ વ્યાકરણ સુદ્ધાં રચી, ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓનો માર્ગ સરળ અને મોકળો કરી આપ્યો હતો. તે જ પ્રમાણે બ્રહ્મસૂત્ર–શાંકરભાષ્યનો ગુજરાતીમાં તરજુમો કરી ગુજરાતી મુમુક્ષુવર્ગ પર મહદ્ ઉપકાર કર્યો હતો.



રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

એક પ્રતાપી વિદ્વાન તરીકે એમની ગણના થયલી છે જ પણ એક પ્રભાવશાળી શિક્ષક અને કેળવણી નિષ્ણાત તરીકે એમની કીર્તિ બહોળી પ્રસરેલી છે, અને મહીપતરામ, નવલરામ, માધવલાલ પ્રભૃતિની પેઠે એક કેળવણીકાર તરીકે એમનુ નામ ગુજરાતમા કાયમ યાદ રહેશે

એમનો વિદ્યાવ્યાસંગ એટલોજ જાણીતો હતો, અને એ અભ્યાસશીલ પ્રવૃત્તિને લઈને શિક્ષક તરીકેનુ કર્તવ્ય પૂરૂં કર્યા પછી, જે ફાજલ સમય મળતો, તે તેઓ લેખનવાચનમા વ્યતીત કરતા હતા.

વિદ્યાર્થીઓને શિખવતા એક શિક્ષક તરીકે જે અડચણો એમને માલુમ પડતી તે દૂર કરવા સ્વર્ગસ્થે કેટલાક પાઠ્ય પુસ્તકો રચ્યાં હતાં, તે ઉપયોગી થયા હતા, અને એ આશયથી તેમણે નવી વાચનમાળા પણ પ્રયોજી હતી.

એમના જેવા જવાબદાર કેળવણી ખાતાના અધિકારીએ એ પગલું ભર્યું તે બતાવી આપે છે કે પ્રચલિત વાચનમાળામાં સુધારાનો બહોળો અવકાશ હતો અને તે પ્રયોગ વખતસરનો અને આવશ્યક હતો. એક

સાચા અને અનુભવી શિક્ષક તરીકેનું માનસ પ્રસ્તુત વાચનમાળામા તેમ એમના અન્ય કેળવણી વિષયક લેખોમા નજરે પડશે, અને તે જ એમનું સાચુ સ્મારક છે.

એમના સમવયસ્ક દી બા. કેશવલાલ ધ્રુવ એમના જેવા સસ્કૃત ભાષાસાહિત્યના પ્રેમી અને ઉંડા અભ્યાસી છે જીવનભર એક શિક્ષક તરીકે તેમણે કામ કરેલું છે, ઉત્તરાવસ્થામા તેઓ ગુજરાત કોલેજમા ગુજરાતીના અધ્યાપક પણ નિમાયા હતા, એક યશસ્વી શિક્ષક તરીકે એમનો વિદ્યાર્થી સમુદાય હમેશા એમને મમતાપૂર્વક યાદ કરશે, પણ એક સાહિત્યકાર અને ગુજરાતી ભાષાના અથગ અભ્યાસી તરીકે એમની પ્રતિષ્ઠા વિશેષ અને બહોળી અંકાયલી છે

એમની કારકિર્દીના આરભથી એમણે પ્રાચીન ગુજરાતીનો અભ્યાસ કરવા માડેલો તે, એ અરસામા 'ગુજરાત શાળાપત્ર'મા તેઓ પ્રાચીન ગુજરાતી દુહા અને જુના ગુજરાતી ગદ્યના ઉતારા વગેરે આપતા તે ઉપરથી માલુમ પડે છે

પણ એમની બહોળી પ્રસિદ્ધિ વિશાખદત્ત રચિત મુદ્રારાક્ષસ નામક સંસ્કૃત નાટકના સપાદનથી થવા પામી હતી એ નાટકમા કેટલાક ભ્રષ્ટ પાઠો હતા અને કેટલીક પક્તિઓ પદ્યમાથી ગદ્યમા બદલાઈ ગઈ હતી તે એમણે ઉપલબ્ધ જુદા જુદા પાઠો ઉપરથી, આસપાસનો સબધ વિચારી, અનુમાન અને કલ્પનાના આધારે, નવેસર પાઠો સૂચવ્યા હતા, તે પાછળથી નવી પ્રતો પ્રાપ્ત થતા, તે સુધારા વાસ્તવિક જણાયા હતા, ત્યારથી એક બાહોશ સશોધક અને સપાદક તરીકે વિદ્વાન વર્ગમા તેમણે ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતુ

એજ પ્રશસ્ય અને શાસ્ત્રીય ધોરણ, એમના પ્રાચીન ગુજરાતી ગ્રથોના સપાદનમા, જેવા કે ભાલણકૃત 'કાદમ્બરી,' 'પદરમા સૈકાના પ્રાચીન ગુજરાતી કાવ્યો', રત્નદાસકૃત હરિશ્ચદ્ર આખ્યાન વગેરેમા દૃષ્ટિગોચર થાય છે તેમા ઝીણવટભરી બુદ્ધિ, અન્વેષક દૃષ્ટિ અને પાકી વિદ્વત્તાનુ પાને પાને દર્શન થાય છે, જે બહુ થોડા ગુજરાતી વિદ્વાનોના ગ્રથ સપાદનમા જોવામા આવશે ખાસ કરીને તરજુમાની કળા એમને હાથ એવી બેસી ગઈ છે, તેમા એમણે એવી નિપુણતા મેળવી છે, કે એમના જેવા મરમ ભાષાતરો બહુ થોડા જડશે, તે એટલા આસાદિક અને રસપ્રદ હોય છે કે કેટલીક વાર મૂળ અને ભાષાતર એ બેમાથી કયો ભાગ સુદર અને ચઢિયાતો છે, એ નક્કી

કરવાનું સાહિત્યરસિકો માટે કઠિન થઈ પડે છે; અને તે વિષે વધુ નહિ કહેતાં એટલું જણાવીશું કે એ ભાષાંતરોની મૌ કોઈએ મુક્તકંઠે તારીફ કરેલી છે. પણ તે પુસ્તકોની બીજી વિશિષ્ટતા જે વિદ્વતાભર્યો ઉપોદ્ઘાત તેના આરંભમા દી. બા. કેશવલાલભાઇએ લખેલા હોય છે, તે છે.

એ મૂળ પુસ્તકો જેટલું એ પ્રાગ્તાત્વિક લેખોનું એક રીતે મૂલ્ય છે. તેમાં નરી વિદ્વત્તા અને ઐતિહાસિક અન્વેષણ ભરેલું છે. તે આપણી પ્રાચીન સંસ્કૃતિ, ઈતિહાસ અને સાહિત્ય પર અપૂર્વ પ્રકાશ પાડે છે. ગુજરાતીમાં જ લખવાની એમણે પ્રતિજ્ઞા લીધેલી છે, પણ જો એ લેખો અંગ્રેજીમાં પ્રસિદ્ધ થવા પામે, તો તે પ્રતિ વિદ્દ્વર્ગનુ ધ્યાન ખેચાઈ, તેની ખરી કદર થાય તેમ એમની કીર્તિ વધે.

ગમે તેમ હો, ગુજરાતી અભ્યાસીઓને તેમાંની વિચારસામગ્રી અમૂલ્ય-મૂલ્યવાન અને વિદ્વત્તાભરી માલુમ પડશે.

પ્રાચીન ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસી તરીકે એમનું સ્થાન અજોડ છે; તે વિષે એમનો અભિપ્રાય પ્રમાણભૂત ગણી શકાય, એટલા ઉંડા એ વિષયમા તેઓ ઉતરેલા છે, એ વિષયનુ એટલુ ઝીણુ અને માર્મિક જ્ઞાન તેઓ ધરાવે છે.

'વાગ્વ્યાપાર' વિષે એમના સિવાય અન્ય કોઈ લેખકે એ વિષયને છેડયો નથી; અને 'પદ્ય રચનાના પ્રકાર,' એ નિબંધ પણ એટલા જ મહત્વનો છે; એ વિષયનો વધુ અને પદ્ધતિસર અભ્યાસ થવો ઘટે છે, જે કસોટી વડે છંદ રચનાના વિકાસનો ઇતિહાસ વિચારી શકાય અને તેના ઉપયોગ-વાપર પરથી કવિનો સમય નક્કી કરવાનુ સુગમભર્યું થઈ પડે.



દી. બા. કેશવલાલ ધ્રુવ

એંસીમે વર્ષે, શરીર જર્જરિત થઈ જવા છતા, આંખે નહિ જેવું

દેખાય તેમ છતાં, મેગ્નિફાઇંગ ગ્લાસ વડે, રોગાદ્ઘિકા મત્પજ્ઞાખ્યાન નાટકનું તેઓ સંપાદન કરતા, તેના પાઠોની યથાર્થતા વિચારતા, તેનો પૂર્વાપર સંબંધ ગોઠવતા, તેના અંગના ભિન્ન ભિન્ન પ્રશ્નો જુદી જુદી દૃષ્ટિએ ચર્ચતા, પ્રેમાનંદમય વાતાવરણમાં તલ્લીન થયલા, નજરે પડે છે, ત્યારે એમના એ નિઃસર્ગ સાહિત્ય પ્રેમ માટે આપણને ખરેખર માન ઉપજે છે; એમની એ અનન્ય સરસ્વતી દેવીની ઉપાસના નિહાળતાં આપણું શિર નમ્ર ભાવે એમના ચરણે ઢળી પડે છે. પાંડિત્યની જીવંત મૂર્તિસમા, એમને ધન્ય હો! એમને આપણા અનેક વંદન હો!

ડો. આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બંને સંસ્કૃતિના ઉત્તમ અંશોનો સુંદર સુમેળ થયેલો છે; તથાપિ આર્ય સંસ્કૃતિ અને હિન્દુ ધર્મના એક ચુસ્ત અને સાચા પ્રતિનિધિ તરીકે આપણે તેમને ઓળખાવી શકીએ.

સંસ્કૃતના અધ્યાપક તરીકે એમની કારકિર્દી શરૂ થયલી; જીવનભર એમણે તેનું અધ્યયન અને પઠનપાઠન કર્યું છે; તેમ છતાં જ્ઞાનનાં અનેક વિધ ક્ષેત્રોમાં એમણે પ્રવેશ કરેલો છે, અને તે વિષયોમાં નિષ્ણાત ગણાય, એટલા તેઓ તેમાં પારંગત હોય છે.

બી. એ; ના વર્ગમાં નીતિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એ ઐચ્છિક વિષયો શિખવવાનું એમને સંજોગવશાત્ પ્રાપ્ત થયું હતું પણ એ વિષયમાં એમનું વાચન વિશાળ અને વ્યાપક છે, એ એમના હાથ નીચે એ વિષય શિખેલો કોઇ પણ વિદ્યાર્થી તેની સાક્ષી પૂરશે.

ઇંગ્રેજી સાહિત્યના વર્ગો સુદ્ધાં તેઓ ગુજરાત કોલેજમાં લેતા એવી અમારી માહિતી છે અને એમના પરિચયમાં આવેલા સૌ કોઇ જાણે છે કે કોઇ એવો જાણીતો ઇંગ્રેજી સાહિત્યનો લેખક, કવિ, તત્ત્વવેત્તા કે નવલકથાકાર નહિ હોય જે એમણે માર્મિક રીતે વાંચ્યો નહિ હોય.

આપણી પ્રાચીન પદ્ધતિએ ન્યાયનો અભ્યાસ એમણે નડિયાદના એક જાણીતા પંડિત પાસે કર્યો હતો; શાંકર વેદાંત તો એમનો પ્રિય વિષય છે; શ્રી ભાષ્ય એમણે ગુજરાતીમાં ઉતારેલું છે; એમનો ગુજરાતી સાહિત્ય પ્રતિનો પ્રેમ જાણીતો છે; એજ પ્રમાણે તેઓ ભાષાશાસ્ત્રમાં ઉંડા ઉતરેલા છે. થોડાંક વર્ષો પર મુંબાઇ યુનિવરસિટીના આશ્રય હેઠળ એમણે એ વિષય પર વિલ્સન ફાઇલોલોજીકલ વ્યાખ્યાનો આપ્યાં હતાં.

પુરાતત્ત્વના પ્રદેશમાં તેઓ પાછા પડે એમ નથી; એ વિષય પર વસન્તની એમની એકાદ નોંધ વાંચતાં જણાશે કે વર્તમાન વિચાર પ્રવાહ અને સંશોધનની પ્રવૃત્તિથી તેઓ પૂરા વાકેફગાર છે; તેમ વસન્તમાં ઈતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, વસ્તુતઃ જીવનને સ્પર્શતા કોઇ પણ પ્રશ્ન પર લખાતી એમની નોંધમા તલસ્પર્શી અભ્યાસ અને ઉંડું ચિંતન માલુમ પડશે.

પરન્તુ એમના પ્રિય વિષયો તત્ત્વ જ્ઞાન અને ધર્મ ચિંતન છે; અને તે વિષયોમાં તેઓ બહુ ઉંડા ઉતરેલા છે, અને તે વિષે પુરતો ખ્યાલ આવવા વાચક બધુને અમે એમના બે ગ્રંથો, "આપણો ધર્મ" અને "હિન્દુ ધર્મની બાળપોથી" એનુ અવગાહન કરવા ભલામણ કરીશું.

આર્યધર્મનું ગૌરવ, મહત્તા અને વિશિષ્ટતાઓનું પ્રતિપાદન અને વિવેચન એનાથી ચઢિયાતુ અન્ય કોઈ ગ્રંથમાંથી ભાગ્યેજ પ્રાપ્ત થશે.

એમનુ જ્ઞાન અગાધ છે, એમ કહેવામા અમે અતિશયોક્તિ કરતા નથી; પણ તેના પ્રમાણમા તેઓ બહુ થોડું લખે છે; છતાં ન્યાય ખાતર એટલું ઉમેરવું જોઈએ કે એમની કલમમાથી જે કાંઈ ઝરે છે, તે ઉત્કૃષ્ટ, એમની વિદ્વત્તાના અર્કરૂપ હોય છે, જેનો સુવાસ મધમધી રહે છે, તે ચોતરફ પ્રસરે છે અને મધુરો આનંદ આપે છે અને મેધા સમી તેજસ્વી ચમકારા મારતી એ 'નોધ', કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે, કે હમેશા અભ્યાસપૂર્ણ અને મનન યોગ્ય હોય છે, અને લેખકના ભાષાપરના પ્રભુત્વ અને માધુર્યભરી, શબ્દલાલિત્યવાળી લેખન શૈલી વડે તેનું આકર્ષણ વધી પડે છે અને તે જાદુઈ અસર ઉપજાવે છે.



ડૉ. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ

પણ એ સૌમા હિન્દુ ધર્મ પ્રતિની એમની સનિષ્ઠા અને ધર્મ-પરાયણતા અમને વિશેષ આકર્ષે છે. મહાભારત, ભાગવત અને ભગવદ્

ગીતાપરના એમના ભક્તિભાવપ્રચૂર સુંદર પ્રવચનો વાંચે એ વિષયમાં કેટલા ઊંધા તેઓ રત છે તે સમજવામા આવશે.

ઉપરોક્ત પુસ્તકો માટે એમને અત્યંત આદર છે, તેનુ ભક્તિપૂર્વક અહર્નિશ તેઓ પારાયણ કરે છે, અને જેવો રસાનંદ અને શાન્તિ તેઓ એમાં અનુભવે છે, તેવો અન્ય ગ્રથોમાથી એમને ક્વચિત્ પ્રાપ્ત થાય છે.

એટલે એ વિષય પરના એમના ભક્તિ પ્રાધાન્ય લેખો વાંચતાં આપણે મુગ્ધ થઈએ છીએ, ને કાંઈ નવું જ દર્શન કરાવે છે અને તેનો આનંદ પણ અલૌકિક હોય છે.

સંસ્કૃત ભાષાના એક નિષ્ણાત તરીકે, એક સમર્થ ચિંતક અને બુદ્ધિશાળી લેખક તરીકે, એક દક્ષ પત્રકાર તરીકે, એક બાહોશ વિદ્વાન તરીકે એમની કીર્તિ ગુજરાતમાં અને ગુજરાત બહાર ઘણી પ્રસરેલી છે, અને એમની એ પ્રતિષ્ઠાને લઈને બનારસ હિન્દુ યુનિવરસિટિએ એમને ખાસ નિમંત્ર્યા હતા, તેના પ્રો. વાઈસ ચાન્સેલરના જવાબદારીભર્યા પદે સુદ્ધાં નિમ્યા હતા; અને ચાલુ વર્ષમાં ડૉક્ટર ઑફ લેટર્સની પદવી અર્પીને અસાધારણ માન આપ્યુ એ સઘળું ગુજરાત માટે અતિ ગૌરવભર્યું છે, તે બદલ ગુજરાત જરૂર મગરૂરી લઈ શકે!

નવા તેજસ્વી પ્રકાશનો જીવન આનંદ અને જીવંત ઉલ્લાસ અનુભવતાં તે લાભ અન્ય બંધુઓને પ્રાપ્ત થાય એ આશયથી સર રમણભાઈએ સુધારાના વિચારો, સુધારાના સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરવા, તેનો પ્રચાર અને અમલ કરવા, ભિન્નભિન્ન પ્રકારે પ્રવૃત્તિ આદરી હતી અને તે વિષય પરત્વે પ્રાચીનતાની વકીલાત કરનાર જાણીતા સાક્ષર મણિલાલ નભુભાઈ સાથે લાંબા સમય સુધી તેમણે વાગ્યુદ્ધ સુદ્ધાં ચલાવ્યુ હતું એ આપણા આધુનિક સાહિત્યનું એક મનોરંજક પ્રકરણ છે.

નવયુગની ભૂમિકારૂપ એમની એ પ્રસિદ્ધ કૃતિઓ 'કવિતા અને સાહિત્ય' અને 'ભદ્રંભદ્ર' વિષે અગાઉ કહેવાઈ ગયુ છે,× એટલે એ વિષે ફરી વિવેચન નહિ કરતા એટલું જ નોંધીશુ કે તે પછીથી એમનો ઘણોખરો સમય જાહેર પ્રવૃત્તિઓ અને મ્યુનિસિપલ કામકાજમાં વ્યતીત થતો અને લેખન વાચન માટે બહુ થોડી ફુરસદ મળતી હતી. એવી જે તકો મળેલી તે સમયમાં, જેમ એક ભાવનાશાળી શિલ્પી, તેના દરરોજના

× જુઓ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ, ૨, પ

વ્યવસાયમાંથી ફારેગ થતાં, તેના આરામની થોડીઘણી ક્ષણો, તેને પ્રિય એવી કોઈ મનોરમ્ય અને સુંદર આકૃતિ-મૂર્તિ ઘડવામાં ગુજારે અને ચિત્તની શાન્તિ અને આહ્લાદ મેળવે, તેમ, સર રમણભાઈએ 'રાઈનો પર્વત' એ નાટક તૈયાર કર્યું હતું. એકલાગટ તે પાછળ લાગીને તેમણે તે લખ્યું નહોતું, પણ ધીમે ધીમે અવકાશ મળતો ગયો તેમ તેમ પૂરું કર્યું હતું. તેમ છતાં તેમાં ખાંચાઓ આવવા પામી નથી, એ એમની અસાધારણ એકાગ્રતા ધારણ કરવાની શક્તિનું પરિણામ હતું. જેમ એક કુશળ કિમખી કોઈ કળાયુક્ત, સુંદર, નકશીદાર કારિગરીની વસ્તુ પ્રયોજે, ઘડે એમ એ નાટક, ખુમીભર્યું અને નમુનેદાર રચાવા પામ્યું છે. ને પ્રસિદ્ધ થતાં જ એક ઉત્તમ નાટક તરીકે તે વખણાયું હતું. પછીથી તેનો એક પાઠ્ય પુસ્તક તરીકે ચાલુ ઉપયોગ થતો રહ્યો છે અને તેની લોકપ્રિયતા પણ પુષ્કળ વિસ્તરેલી છે.

જાહેર-સેવાકાર્યોમાં અને જાહેર સંસ્થાઓનો વહિવટ કરવામાં એમનો સઘળો સમય જવાથી એમની કલમ ખોટકાઈ ગઈ હતી. ગુજરાતી સાહિત્યને એ મ્હોટો ગેરલાભ હતો. પણ તેથી ને સેવાકાર્યનું મહત્વ ઓછું થતું નથી; આપણે અહિં એવા સેવાભાવી કાર્યકર્તાઓની વિશેષ માગણી રહે છે, એટલે એક ક્ષેત્રમાં જે નુકશાન થયું તેનો બદલો અન્ય રીતે મળી રહેલો છે.



**સર રમણભાઈ મહીપતરામ**

જાહેર કાર્યોમાં તેમ મ્યુનિસિપલ વહિવટમાં એમનો કિંમતી સમય એકસરખો અને સતત આપીને તેમજ એમની સર્વશક્તિ ખર્ચીને સર રમણભાઈએ સેવાભાવનાનું એક આદર્શ ધોરણ સ્થાપ્યું હતું, તે જેમ આદરણીય તેમ અનુકરણીય માલુમ પડશે. એ વિરલ સ્વાર્થત્યાગ, અને

અનુપમ સેવાવૃત્તિની મહેકભરી સ્થાયી સુવાસથી, પ્રતિષ્ઠિત સાહિત્યકારની પેઠે, એક આદર્શ સમાજ સેવક અને સમાજ સુધારક તરીકે, એમનું નામ ચિરકાળ યાદ રહેશે.

ગુજરાતમાં ઉષાનાં ઉજ્જ્વળ અને આહ્‌લાદક કિરણો પ્રકટયાં તે કાળે અમદાવાદમાં સદર અદાલતના ન્યાયાધિશના ઉંચા પદે સરદાર ભોળાનાથ સારાભાઈ હતા. તેઓ શહેરની ઘણીખરી જાહેર પ્રવૃત્તિઓમાં મુખ્ય ભાગ લેતા અને એક સુધારક તરીકે આખા પ્રાંતમાં એમણે બહોળી પ્રતિષ્ઠા મેળવી હતી, તેમ એમના કુટુંબની ગણના સુશિક્ષિત, સુધારક, સંસ્કારી અને સંગીતપ્રિય વર્ગમાં થતી હતી.

એ ઉલ્લાસમય અને સુખદાયક વાતાવરણમાં સદ્‌ગત નરસિંહરાવ ઉછર્યા હતા. એક બુદ્ધિશાળી અને હુંશિયાર વિદ્યાર્થી તરીકે એમણે શરૂઆતથી ઉંચી છાપ પાડેલી અને સ્વર્ગસ્થ દી. બા. અંબાલાલ દેસાઈ, જે એમના ગુરુ હતા, એમણે નરસિંહરાવની તીક્ષ્ણ ગ્રહણ શક્તિ અને બુદ્ધિમત્તાની પ્રશંસા સુદ્ધાં કરેલી છે, અને પિતાના ગુણો એમને વારસામાં પ્રાપ્ત થતાં નરસિંહરાવની નૈસર્ગિક શક્તિ પૂરી ખીલીને દીપી ઉઠી હતી.



સદ્‌ગત નરસિંહરાવ ભોળાનાથ

કૉલેજના અભ્યાસમાંથી અંગ્રેજી કવિતાનો પરિચય વધતાં અને તેનો અવનવો આનંદ અનુભવતાં, તે ધોરણે એમણે ગુજરાતીમા કવિતા રચવા માંડી; એની નવીનતાથી ગુજરાતી વાચકવર્ગ પ્રથમ ખંચકાયો ખરો; પણ સહેજ પરિશ્રમ લઈને તે વાંચતા તેની ખુબીઓ સમજવામાં આવી, તેની વિશિષ્ટતાની પ્રબળ છાપ પડી, એ કવિતાનું આકર્ષણ વધતું ચાલ્યું, એટલે સુધી કે તેનું બહોળું અનુકરણ સુદ્ધાં થવા માંડયું, અને તેનો વાચકવર્ગ, એટલું, વિના સંકોચ, કબૂલ કરશે કે તેમણે એ નવી કવિતાનો આસ્વાદ લઈ,

તેમાંથી ઉત્તમ પ્રેરણા, ઉચ્ચ ભાવ, પ્રોત્સાહક વિચારો, સ્વર્ગીય આનંદ અને શાન્તિ પ્રાપ્ત કરી છે. એ નવી કવિતાના આદ્યપ્રેરક નરસિંહરાવ હતા.

તેઓ ચુસ્ત સુધારક અને અનન્ય પ્રાર્થના સમાજીસ્ટ હતા; સુધારા પરનાં એમનાં કાવ્યોએ, તે પ્રસિદ્ધ થયાં ત્યારે, ખૂબ ચર્ચા જગાડી હતીઃ જેમ કે કુલમણિ દાસીનો શાપ; પણ એમનાં ભક્તિ વિષયક કાવ્યો બળપ્રેરક અને શાન્તિદાયક જણાયાં છે; અને તે બહોળો પ્રચાર પામ્યાં છે. ઈશ્વર પ્રાર્થનામાળામાંનો અધુરો રહેલો ભાગ એમણે જ પૂરો કર્યો હતો.

એમના પુત્ર નલિનકાન્તનું અકાળે મૃત્યુ થતાં, લૉર્ડ ટેનિસનના 'ઈન મેમોરિયમ'ના ધોરણે 'સ્મરણસંહિતા' નામે એક કરૂણ પ્રશસ્તિ કાવ્ય એમણે રચ્યું હતું; તે એક અપૂર્વ અને સુંદર કૃતિ છે. તેમાં જન્મમરણના ગૂઢ અને અગમ્ય પ્રશ્નો વિષે વિચારણીય તત્વચિંતન ભરેલું છે; એમાંનું 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ પદનું રહસ્ય સમજવામાં આવતાં, મનુષ્યનો મૃત્યુ પ્રતિનો ભય ભાગશે અને કવિએ પુત્ર પાસે ઇશ્વર-સ્તુતિ કરાવતું 'મંગલ મંદિર ખોલો, દયામય મંગલ મંદિર ખોલો' એ પ્રાર્થના કાવ્ય એટલું બધું હૃદયંગમ અને આહ્લાદક નિવડયું છે કે સામાન્ય જનતાને મુખે ચઢી, તે ખુબ જ લોકપ્રિય થયું છે.

એમના તાત્વિક વિચારોનો પરિચય કરવા, તેનું તારતમ્ય પામવા આપણે એમનું 'વિવર્ત લીલા' નામક પુસ્તકનું પરિશીલન કરવું ઘટે; એના અવગાહનમાંથી કાંઈ કાંઈ કિંમતી વિચારમોતી પ્રાપ્ત થશે. ઉંડા ચિંતનભર્યા વિચારોનુ તે એક ઉત્કૃષ્ટ પુસ્તક છે. તેની લેખનશૈલી પણ સરલ, અને સુરમ્ય છે.

પણ એમને પ્રિય અને મનપસંદ વિષય તો ગુજરાતી ભાષાશાસ્ત્રનો અભ્યાસ હતો

કોલેજજીવન પૂરૂં થયું નહિ હોય તે પહેલાં એમણે ગુજરાતી જોડણી વિષે એક અભ્યાસપૂર્ણ નિબંધ લખી, શુદ્ધ ભાષાલેખન માટે ચળવળ ઉપાડી હતી, અને જીવનપર્યંત તે નિયમોના એકધારા અને અણિશુદ્ધ પાલન માટે, આગ્રહ રાખ્યો હતો, જે, બેશક પ્રશસ્ય હતો.

ગુજરાત વિદ્યાપીઠ તરફથી 'જોડણીકોશ' પ્રસિદ્ધ થયા પછી ઘણા-ખરાઓએ તેનું ધોરણ સ્વીકાર્યું છે; અને આજે ગુજરાતી લખાણ વધારે શુદ્ધ, ચોક્કસ અને એકધારૂં થવા પામ્યુ છે, તેનો યશ મુખ્યત્વે શ્રીયુત નરસિંહરાવને ઘટે છે.

તેઓ પ્રખર ભાષાશાસ્ત્રી હતા, એ એમણે ગુજરાતી ભાષાસાહિત્ય ઉપર મુંબાઈ યુનિવરસિટી તરફથી વિલ્સન ફાઈલોલોજીકલ વ્યાખ્યાનો આપ્યાં હતાં અને જે બે વોલ્યુમમાં પ્રકટ થયાં છે, તે વાંચતાં માલુમ પડશે.

ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસીને એવું મદદગાર અને માર્ગદર્શક થઈ પડે એવું બીજું સાહિત્ય થોડું જ મળશે.

એમની શારીરિક શક્તિઓ મંદ પડી ગઈ ત્યાં સુધી ગુજરાતી સાહિત્યના ચાલુ પ્રવાહથી તેઓ પરિચિત રહેલા; અને કોઈ લેખ વા પુસ્તકમાં કોઈ દોષ કે વિશિષ્ટ ગુણ માલુમ પડે કે તે વિષે તુરત જ વર્તમાનપત્રમાં ચર્ચાપત્ર લખી મોકલતા. એટલો બધો એ વિષયમાં એમને રસ પડતો; અને જીંદગીભર ગુજરાતી ભાષાસાહિત્યની અનન્ય ભાવે અને એકનિષ્ઠાથી તેમણે સેવા કરી હતી. એમની વિદ્વત્તાને, એમની નૈસર્ગિક કાવ્યશક્તિને આપણે વખતે ન પહોંચી શકીએ; પણ એમના જેવી ભાષા સાહિત્યની ઉપાસના કરતાં આપણે થઈએ એ એમના જીવનનો સંદેશો આપણે ગ્રહણ કરવા જેવો છે.

બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ જો કે સંખ્યામાં ન્હાની છે, પણ તેની બુદ્ધિમત્તા, બાહોશી, કાર્યકુશળતા અને મુત્સદ્દીપણાને લીધે જાહેરજીવનમાં તે મોખરે રહે છે અને તેના મિલનસાર અને માયાળુ સ્વભાવને લઈને સૌમાં તે સહેલાઈથી અને મિત્રભાવે ભળી જાય છે. એવું કોઈ કાર્યક્ષેત્ર નહિ હોય કે જેમાં એ કોમની સેવા વા હિસ્સો માલુમ પડે નહિ.



પ્રો. બળવંતરાય ઠાકોર

પ્રો. બળવન્તરાય ઠાકોર એ જ્ઞાતિના છે તે જ્ઞાતિના ઘણાખરા ગુણો એમનામાં આવેલા છે. ન્હાનપણથી તે તેજસ્વી બુદ્ધિના જણાયલા, અને વાચન અને ઝીણવટભર્યાં અભ્યાસ વડે તે શક્તિનો પરિપાક થયલો;

અને પછીથી લખવાની હથોટી હાથ બેસતા એક સાક્ષર તરીકે એમની નામના થઈ હતી. તે કાર્યમા એમની ઉંડી ગ્રહણશક્તિ અને ઉંચી વિવેચક શક્તિ એમને બહુ ઉપયોગી અને મદદગાર નિવડયા છે, એટલુ જ નહિ પણ એમની કૃતિઓ બહુધા વિદ્વત્તાભરી અને બુદ્ધિપ્રધાન હોય છે.

એમના મિત્ર સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટે નિકનનુ જીવનચરિત્ર ગ્રામાઈટીને લખી આપેલું તેનો વિસ્તૃત ઉપોદ્‌ઘાત પ્રો બળવન્તરાયે લખ્યો હતો. તે આગમચ મહાદજી સિંધીયા વિષે હરિરાઈ ઈનામી નિબધ લખવા માટે યુનિવરસિટી તરફથી એમને સુવર્ણચંદ્રક પ્રાપ્ત થયો હતો. પ્લુટાર્કકૃત જીવનચરિત્રો ગુજરાતીમા ઉતારવા, સ્વર્ગસ્થ હરિલાલ માધવજી ભટ્ટ સાથે, એમણે પ્રયત્ન કરેલો પણ તેનો ફક્ત એક જ ભાગ પ્રસિદ્ધ થયો છે. કાલિદાસ કૃત શકુન્તલા અને માલવિકાગ્નિમિત્ર એ બે નાટકના એમણે ગુજરાતીમા તરજુમા છપાવ્યા છે, તે મૂળ ટેક્ષ્ટને બરોબર અનુસરે છે, તે અર્થશુદ્ધ થયા છે, છતા તેનો રસપ્રવાહ અસ્ખલિત અને સરલ વહેતો નથી, તે તરજુમા પ્રાસાદિક નથી, એવા દોષ તે સામે આણવામા આવ્યા છે, પણ તે એક વાત એ સિદ્ધ કરે છે કે સસ્કૃતના તેઓ સારા જ્ઞાતા અને અભ્યાસી છે

ઈતિહાસ અને અર્થશાસ્ત્ર એ વિષયોના તે અધ્યાપક હતા, ઘણા વર્ષો સુધી એ વિષયો એમણે શીખવ્યા છે, અને હિન્દી રાજબધારણ વિષે કેટલાક વર્ષો પર એક પુસ્તક અગ્રેજીમા લખ્યુ હતુ, તે એ વિષયના નિષ્ણાતોએ એક પાઠયપુસ્તકને યોગ્ય પ્રમાણ્યુ હતુ

એમની ગુજરાતી સાહિત્યની સેવા પણ એ પ્રમાણે ઉંચી કોટિની અને અનેકવિધ છે ટુકી વાર્તાઓ લખી છે, તે 'દર્શનિયુ' એ નામે પ્રકટ થયની છે, 'ઉગતી જુવાની' નામે એક સ્વતત્ર નાટક લખ્યુ છે, જૂદા જૂદા વિષયો પર પ્રકીર્ણ નિબધો તેમ વિવેચન લેખો પુષ્કળ મળે છે, તેમા એમની વિદ્વત્તાની છાપ પડે છે, એમનુ વ્યક્તિત્વ જુદુ જણાઈ આવે છે.

એક કવિ તરીકે એમણે કેટલાક ઉત્કૃષ્ટ અને નમુનેદાર કાવ્યો રચ્યા છે, તે સાહિત્ય વર્ગમા સારો આદર પામ્યા છે, અને તે નિમિત્ત એમણે 'પૃથ્વી' છદ ખાસ પસદ કર્યો હતો તે સફળ નિવડી, એનુ નવા લેખકોએ અનુકરણ પણ કર્યુ છે એ કાવ્યોની કેટલીક ખુબીઓ છતા, તે મુખ્યત્વે અર્થપ્રધાન હોઈને, સામાન્ય વાચકને તે સમજવા કઠિન પડે છે, એટલે એમની કવિતાનો ઝાઝો પ્રચાર થતો નથી

તોપણ એમની વિદ્વત્તા પ્રશસ્ય છે, :એમની વિવેચન પદ્ધતિ અનુસરવા જેવી છે, અને ખાસ કરીને, નવા ઉછરતા લેખકો સાથે છૂટથી ભળી જઈ, તેમના પ્રયાસોને ઉત્તેજી, જે સહાનુભૂતિ તેઓ દર્શાવે છે, સક્રિય સહાયતા આપે છે, અને ભાઈચારો બાંધે છે, એમનો એ સ્વભાવ અને વલણ સાહિત્ય રસિકોએ અપનાવવા જેવાં છે.

નવી કેળવણીનું પગરણ આપણે અહિં માંડવામાં રણછોડદાસ દયાળદાસ પાયોનિયર હતા; એમણે અને એમના પુત્ર મોહનલાલે ગુજરાતમાં પ્રાથમિક કેળવણીના પ્રચાર અને વિસ્તાર અર્થે પુષ્કળ પરિશ્રમ સેવેલો, એ કેળવણીના ઉચ્ચ સંસ્કારની છાપ દી. બ. કૃષ્ણલાલ ઝવેરી પર પડેલી; પણ પિતા અને પિતામહના પગલે ન અનુસરતાં, એમણે વકીલ થવાનું પસંદ કરેલું; થોડીક મુદત વકીલાત સુદ્ધાં કરેલી પણ પાછળથી સ્મોલકૉઝ કોર્ટના જજ્જ નિમાયલા, જ્યાં તેઓ વડા જજ્જના હોદ્દે પહોંચેલા અને છેવટે કેટલોક સમય હાઈકોર્ટના ન્યાયધિશના પદે પણ બિરાજ્યા હતા. એ રીતે એમની કારકીર્દિ યશસ્વી નિવડી હતી; અને સરકારે એમને દી. બા. નો ઈલ્કાબ બક્ષી એમની સેવાની યોગ્ય કદર કરી હતી.

પણ એ જૂદો વિષય છે.

એમણે એવો વ્યવસાય પસંદ કર્યો હતો કે જે જગોએ સાહિત્યના લેખનવાચન માટે જુજજુજ વખત મળે; પણ પિતા અને પિતામહ તરફથી મળેલા સાહિત્ય સંસ્કાર સાબુત રહ્યા હતા, તે એમણે સતત ઉદ્યોગ અને ખંતથી કેળવી, સમૃદ્ધ કર્યા હતા.

કોલેજમાં એમની બીજી ભાષા ફારસી હતી. ફારસીમાં એમના જેવા નિપૂણ ગુજરાતીઓ થોડાક જ મળશે; એ વિષયનો અભ્યાસ એમણે અદ્યાપિપર્યંત ચાલુ રાખ્યો છે, અને તેનો લાભ તેઓ પ્રજાને લેખ કે વ્યાખ્યાન રૂપે અવારનવાર આપે છે. અખલાકે મોહસિની નામક નીતિ પ્રબોધક ફારસી પુસ્તકને ગુજરાતીમાં ઉતારી એમણે આપણા સાહિત્યમાં એક ઉમદા કૃતિ ઉમેરી હતી; કવિ હાફિઝની ગઝલો, દયારામની ગરબીઓ સાથે, સરખાવી તપાસી બે ભાષાનો તુલનાત્મક અભ્યાસ કરવાનો નવીન માર્ગ બતાવ્યો હતો. હમણાં જ ગુજરાતના ઈતિહાસને લગતુ એક મહત્વનું અને મૂલ્યવાન પુસ્તક મિરાતે અહમદી, જેનો બીજો ભાગ અત્યાર પહેલાં ઝાઝો ઉપયોગ સુદ્ધાંમાં આવ્યો નહોતો, તેનો તરજુમો પૂરો કરીને તેમણે ફારસી ભાષાના એક નિષ્ણાત ભાષાન્તરકાર તરીકે કીર્તિમાં બહોળો વધારો કર્યો છે.

બંગાળી ભાષાના અભ્યાસી તરીકે સ્વ. નારાયણ હેમચંદ્ર પછી દી. બા. કૃષ્ણલાલનુ નામ તુરત ધ્યાન ખેંચે છે.



દી. બા. કૃષ્ણલાલ ઝવેરી

બંગાળી સાહિત્યમાથી ઐતિહાસિક નવલકથાઓના ગુજરાતીમાં તરજુમા કરી, આપણા સાહિત્યમા એક નવીન પ્રદેશ એમણે ખોલ્યો હતો અને એમનું બંકિમચંદ્રકૃત 'કૃષ્ણ ચરિત્ર' ગુજરાતી વાચક વર્ગમાં અત્યંત પ્રશસા પામ્યુ છે અને તેની એકથી વધુ આવૃતિઓ થયલી છે.

જજજના હોદ્દા ઉપર હોવા છતા ગુજરાતી સાહિત્યનુ એમનું વાચન અને અભ્યાસ ચાલુ હતાં, તે આપણે તેઓ મોડર્ન રિવ્યુમા પ્રતિમાસે નિયમિત રીતે નોધ લખી મોકલતા તે પરથી જાણીએ છીએ અને તે સાહિત્ય રસિકોને માર્ગદર્શક થઈ પડતી, પણ એમનુ મ્હોટું અને મહત્વનું કાર્ય એમણે ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ બે ભાગમાં અંગ્રેજીમાં એમના અંગ્રેજ મિત્રોની જિજ્ઞાસા સંતોષવા લખ્યો તે છે. તે પહેલા ગુજરાતી ભાષાસાહિત્ય વિષે માહિતી આપતુ એકકે પુસ્તક અંગ્રેજીમા નહોતુ; અને એ ભાષામા આપણા સાહિત્ય વિષે હકીકત મેળવવાનું કાંઈ સાધન નહિ હોવાથી, પરપ્રાંતના અને પરદેશના વિદ્વાનોને મ્હોટી મુસ્કેલી પડતી એટલુંજ નહિ પણ તેના અભાવે આપણા સાહિત્યને અન્યાય સુદ્ધા થતો રહ્યો છે. એ ખોટ દી. બા. કૃષ્ણલાલે સદરહુ ગ્રથ લખીને પુરી પાડી, ગુજરાતી સાહિત્યની સુદર અને સ્તુતિપાત્ર સેવા કરી છે, અને તે પુસ્તક ગુજરાતી વાચક વર્ગને બહુ મદદગાર અને ઉપયોગી થઈ પડયુ છે. નોકરીમાથી નિવૃત્ત થયા છતા એમનો સાહિત્ય વ્યવસાય ચાલુ રહેયો છે. શ્રી. ફોર્બસ સભાના તેઓ પ્રમુખ છે. સાહિત્ય પરિષદના પાછલા પ્રમુખ તરીકે તે

સંસ્થા સાથે એમનો ગાઢ સંબંધ છે, અને યુનિવર્સિટીના એક સિન્ડિક અને બોર્ડ ઓફ સ્ટડીઝના એક સભાસદ હોઈને, ગુજરાતીના વિષય પ્રતિ એમનું વિશેષ ધ્યાન રહે છે, અને તેઓ અત્યારે એવી અનુકૂળ સ્થિતિમાં છે, તેમણે એટલી પ્રતિષ્ઠા અને લાગવગ પ્રાપ્ત કર્યાં છે કે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે, તેના પદ્ધતિસર અભ્યાસ અર્થે, તેને યોગ્ય વલણ આપવામાં એમની સેવા બહુ મદદગાર અને ઉપયોગી થઈ પડે

આપણા આ પીઢ અને પ્રતિષ્ઠિત સાક્ષરોની સાહિત્ય પ્રવૃત્તિઓનું સહેજ-સાજ દિગ્દર્શન કર્યાં પછી આપણે જેમણે છેલ્લા પચીસ વર્ષમાં પુસ્તકપ્રકાશનનું કાર્ય ઉપાડી લઈ, પુસ્તકોની બહોળી ખપત અને પ્રચાર અર્થે તેમજ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે નમુનેદાર અને માર્ગદર્શક કાર્ય કરી બતાવ્યું છે, એવી બે જાણીતી વ્યક્તિઓ ભિક્ષુ અખંડાનંદ-સસ્તું સાહિત્ય કાર્યાલયના સંસ્થાપક અને શ્રીયુત જીવનલાલ અમરશી મહેતા-જ્ઞાનવર્ધક જ્ઞાનમાળાના પ્રયોજક, એમની સેવાની નોંધ લઇશુ

પૂર્વજીવનમાં ભિક્ષુ અખંડાનંદ વેપારી હતા અને ભાઈઓ ભેગા ભાગીઆ દુકાનદારી ચલાવતા માલ ખરીદનું કામ તેમને સોંપાયેલું હતુ, પણ એમને સાધુસન્તોનો સમાગમ કરવો ખૂબ ગમે, કથા વાર્તાના શ્રવણમાં વિશેષ રસ પડે, એટલે વેપારમાં એમનું ચિત્ત પરોવાય નહિ

આવી મનોદશામાં કેટલાક વર્ષો સુધી દુનિયાનો વ્યવહાર ચલાવ્યો; ગૃહસંસાર સુદ્ધા માંડયો હતો, એક પુત્ર થયો હતો, પણ એક દિવસ વૈરાગ્યની લાગણી પ્રબળ થઈ પડતા, તેમણે સ્ત્રી, પુત્ર, ઘરબાર વગેરે તજી સન્યસ્તની દીક્ષા અમદાવાદમાં સાબરમતીને તીરે લીધી અને પછીથી દેશ ભરમાં ભ્રમણ કરવા માંડયું

પ્રસંગવશાત્ મુંબાઈમાં એક ભજનનું પુસ્તક ખરીદવા જતા, તેનું મૂલ્ય એમને બહુ ભારે લાગ્યું, તેમની વેપારી દૃષ્ટિએ તે પુસ્તકમાં ધારા વાર નફો લેવાતો જોયો, તે એમનાથી સાંખી શકાયું નહિ, એટલે તે બાબતમાં ઘટતી તજવીજ કરી ભાગવતનો એકાદશ સ્કંધ તદ્દન સસ્તી કિંમતે પ્રથમ બહાર પાડયો, તેનો મોટો ઉપાડ થયો, ધાર્મિક વૃત્તિવાળા સ્ત્રી પુરૂષો એમની સહાયે આવ્યા, આર્થિક મદદ મળવા માંડી તે પછી ભગવદ્ગીતા છપાવી, તેની પુષ્કળ પ્રતો ખપી ગઈ

એમ એ પ્રવૃત્તિ વધતી ચાલી અને તેમાંથી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ઉદ્ભવ્યું, તેના દશ વર્ષનો વૃતાંત સ્વામીજીએ પુસ્તકરૂપે પ્રકટ

કર્યો છે, તે વાચે, કેવા સ જોગોમાથી એ સંસ્થા પસાર થઈ, કેવા કેવા અનુભવો થયા તેની રસિક વિગતો જાણવાની મળશે

સ્વામીનો આશય માત્ર લોકસેવાનો હતો અને અહીં એટલુ નોધીશુ કે એ કાર્યમા સ્વામીજીને સિદ્ધિ વરેલી છે, અને સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય આપણા પ્રાતની એક નમુનેદાર સાહિત્ય પ્રકાશન સસ્થા તરીકે બ્હોળો પ્રતિષ્ઠા પામ્યુ છે

આપણા સાધુ સન્યાસીઓ આ પ્રમાણે લોકોપકારી સેવા કાર્યોમા પૂર્વવત્ પ્રવૃત્ત થાય તો આપણા ઘણા પ્રશ્નોનો ઉકેલ જલદી અને સહેલાઈથી થવા પામે

પોતે એક વેપારી લાઈનના હોવા છતા સ્વામીજીએ સસ્થાના પ્રકાશનોનુ ધોરણ સકુચિત રાખ્યુ નથી પણ લોકોને ઉત્તમ, ઉદ્બોધક અને પ્રાણવાન સાહિત્ય ધાર્મિક ગ્રથો સાથે આપવાનો પ્રબધ કરેલો છે, અને તે સઘળા તદ્દન સસ્તી કિંમતે પૂરા પાડતા છે

મહાભારતના અઢાર પર્વ, રામાયણ—વાલ્મિકિ, તુલસીદાસ અને ગીરધરકૃત—ભાગવત, દેવી ભાગવત, ભગવદ્‌ગીતા, જ્ઞાનેશ્વરી, દાસબોધ વિવેકાનદ ગ્રથમાળા, સ્વામી રામતીર્થનો લેખ સગ્રહ, અખાકૃત કાવ્યસગ્રહ અને છોટમવાણી, ભજનસગ્રહ, રામકૃષ્ણ કથામૃત ચૈતન્ય ચરિત્ર, તુકારામ ચરિત્ર, રાજસ્થાનનો ઈતિહાસ, સમ્રાટ અકબર, બકિમ નિબધમાળા, આર્યઅભિષેક, સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ, ભાગ્યના સણ્ણઓ, સુખી જીવનના સાધનો, ટુકી વાર્તાઓનો સગ્રહ, શુભ સગ્રહ, વગેરે નામો ઉપરથી જોઈ શકાશે કે તે પુસ્તકો કેટના ઉત્કૃષ્ટ અને ઉપયોગી, જ્ઞાનબોધક અને નીતિપોષક છે એ કાર્ય જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ થયેલુ છે, તેથી અમે તેને પુણ્યકારી સમજીએ છીએ અને લોકોએ ઉત્તમ ધાર્મિક સાહિત્ય તદ્દન સસ્તી કિંમતે સ્વામીજીએ સુલભ કર્યું છે, તેની જેટની પ્રશસા થાય તે થોડી છે.

ભિક્ષુ અખડાનદ વિષે લખતા, તેમના ચરિત્ર લેખક શ્રીયુત ત્ર્યબકનાએ સાચુ જ કહ્યું છે, કે—

"એ સસ્થાની છેલ્લા ત્રીસ વર્ષની અખડ ને એકનિષ્ઠ લોકસેવા—સાહિત્ય સેવા—માનવસેવા—અને સ્વધર્મ સેવા કોઈ પણ ગુજરાતીને અપરિચિત તો નથી એટલુજ નહિ પણ ત્યાર પછી તો સારાય ભારત વર્ષમા આ જાતના પ્રચારની કેટકેટલીયે પ્રકાશન સસ્થાઓ ઉદ્‌ભવી છે

પરંતુ તે સૌમાં ભિક્ષુ અખંડાનંદજી અને તેમના સસ્તું સાહિત્ય કાર્યાલયનું સ્થાન તો અનોખું જ છે "*

જ્ઞાનવર્ધક ગ્રંથમાળાના પ્રયોજક શ્રીયુત જીવનલાલ અમરશી મહેતાની કારકિર્દી પણ જાણવા જેવી છે. પ્રાથમિક છ ધોરણો પૂરાં કરી, એક વર્ષ વડોદરા ટ્રેનિંગ કૉલેજમાં એમણે અભ્યાસ કરેલો, તે પછી સંસારિક જવાબદારી માથે આવી પડતાં નોકરી લેવાની ફરજ પડેલી, એ અવસ્થામાં એમણે 'ધર્મનો જય' એ નામની એક નવલકથા લખી હતી, જે 'દેશભક્ત' સાપ્તાહિકના ગ્રાહકોને ભેટ અપાઈ હતી. સંજોગવશાત્ તેઓ ગુ. વ. સોસાઇટીમાં જોડાયા અને ખાહોશી અને કાર્યદક્ષતાથી તેના કાર્યવાહકોનો વિશ્વાસ સંપાદન કરી આસિ. સેક્રેટરી તરીકે કેટલોક સમય શ્રીયુત જીવનલાલે કામ કર્યું હતું. તે સમયે અશોક વિષે એક હરિફાઈ નિબંધ લખેલો તે બદલ ઈનામ સુદ્ધાં તેમને મળ્યું હતું.

સોસાઈટીમાંથી છુટા પડ્યા પછી સાહિત્ય લેખનવાચનનો શોખ અને ગ્રંથપ્રકાશનમાં મળેલા અનુભવથી પ્રેરાઈને તેમણે ગ્રંથપ્રકાશન અને ગ્રંથવિક્રેતાની લાઈન પસંદ કરી અને તેમની કુનેહ, આવડ, કરકસર ભરી વહિવટ અને ઝીણી નજરથી તેઓ તેમાં સફળ નિવડ્યા છે, એટલુંજ નહિ પણ "જ્ઞાનવર્ધક ગ્રંથમાળા' જેવી સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિ ઉપાડી લઈ ગુજરાતી સાહિત્યને સારી રીતે સમૃદ્ધ કર્યું છે અને તે માટે ગુજરાતી વાચક તેમનો આભારી છે.

રમણભાઇનો રાઈનો પર્વત એમણે છાપવાનું માથે લીધેલું એમનો પ્રકીર્ણ લેખ સંગ્રહ 'હાસ્ય-મંદિર' એમણે સંપાદિત કરેલો, ગુર્જર સાક્ષર જયંતિ લેખ સંગ્રહ, સંવાદમાળા, હાસ્ય કથા મંજરી, બે ભાગમાં—સંસ્કૃત સાહિત્યની કથાઓ, સંક્ષિપ્ત રામાયણ, સંક્ષિપ્ત મહાભારત, રામાનંદ ચેટરજી સંપાદિત અરેબિયન-નાઇટ્સની વાર્તાઓ વગેરેની યોજના એમની નજરનું પરિણામ હતું, તેમ જ્ઞાનવર્ધક ગ્રંથમાળામાં ગુનાઓનો વેપાર, હિન્દુધર્મની બાળમાળા, સુદર્શન, એડિસન, ગોખલે અને કર્વેના ચરિત્ર ગ્રંથો, કનાપીનો કેકારવ—નવી આવૃત્તિ, કનાપીની પત્રધારા, ચોખેરવાળી હૃષીકેશ નવલકથા ચાર ભાગમાં, નરસૈંઓ, મુનશી રચિત, હિંદી સંસ્કૃતિ અને અહિંસા, વગેરે કિંમતી પુસ્તકો એમણે બહુ બહાર પાડ્યાં તે સારો આદર પામ્યાં હતાં. તદુપરાંત લગભગ વીસ

---

* સાહિત્ય ભિક્ષુ અખંડાનંદજી પૃ. ૨૦

વર્ષથી "શ્રી બોધ" ના પ્રકાશનની જવાબદારી ઉપાડી લઈ, એ માસિકને નવું જીવન આપેલું છે, એ એમની સેવા પ્રશસ્ય છે.

આપણે હવે ગાંધીજી અને એમના શિષ્યમંડળે, ગુજરાત વિદ્યાપીઠ અને એમાં અભ્યાસ કરી અને વિદ્યાપીઠની પદવી મેળવી બહાર પડેલા વિદ્યાર્થીઓએ, એમના પ્રભાવથી, એમના ઉપદેશથી પ્રેરાઈને દેશમા ગાંધીવાદનુ પ્રાબલ્ય જામી, નવી નવી પ્રવૃત્તિઓ અને પ્રકાશન સંસ્થાઓ ઉદ્ભવી તે સૌએ, ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપ્યુ, તેનો બહોળો પ્રચાર કર્યો અને જેના પરિણામે વર્તમાન યુગને ગાંધીયુગનુ નામ પ્રાપ્ત થયુ છે, તેની વિગતો તપાસીશું.

કોઈ મહાન પુરુષ, કોઈ અવતારી પુરૂષ પ્રજાને પ્રબોધવા, સમાજને પ્રેરક સંદેશો આપવા જન્મ ધરે, અને તે પુરૂષનું પ્રવચન, તેમની વાણી, તેમનુ લખાણ, પ્રોત્સાહક, અસરકારક અને કલ્યાણકારી નિવડી, તે વચનો અને ઉપદેશનો સંગ્રહ કરવામા આવી, તેનો અભ્યાસ અને મનન થાય, એ પ્રકારના સાહિત્યમા ગાંધીજીનું લખાણ મૂકી શકાય.

"નવજીવન" સાપ્તાહિકનું તંત્રીપદ હાથમા લેતાં ગાંધીજીએ જાહેર કર્યું હતુ કે એમની પાસે ચોક્કસ સંદેશો પ્રજાને આપવા જેવો છે તે કારણે એ નવી જવાબદારી તેઓ ઉપાડી લે છે, અને એ તો સુવિદિત છે કે તેના ધારણ કરેલા નામ પ્રમાણે 'નવજીવને' સમસ્ત પ્રજાને અક્ષરસઃ નવજીવન બક્ષ્યુ છે. એ પત્રમાના લખાણે પ્રજા ઉપર પુષ્કળ અને પ્રબળ અસર કરેલી છે, પ્રજાને પ્રોત્સાહન અને પ્રેરણાં અર્પેલા છે, વસ્તુતઃ પ્રજાજીવનમા જીવનપલટો આણ્યો છે, ગુજરાતી એવું અન્ય કોઈ સાપ્તાહિક માટે કહી શકાશે નહિ.

સાક્ષર કે કવિ થવાનો મહાત્માજીએ કદિ અભિલાષ સેવ્યો નથી કે દાવો કર્યો નથી. પરંતુ જીવનમા અભ્યાસ વડે, નિરીક્ષણથી, ઉંડા ચિંતન અને અનુભવ દ્વારા, જે મેળવ્યુ છે, તે અનુભવ અને જ્ઞાન અને જે સત્યનું દર્શન થયલું છે, તેનો લાભ અન્યને આપવો ઘટે છે એ ઉદ્દેશ નજર સમીપ રાખીને, એમણે કલમનો ઉપયોગ કરેલો છે. એમના લખાણમા ભારે અલંકારભરી ભાષા, કે ગગનવિહારી કલ્પનાના ઉડ્ડયનો ભાગ્યેજ જોવા મળશે, પણ તેઓ જે લખે છે તે મુદ્દાસર અને સંક્ષેપમાં હોય છે, તેમ છતા તે તદ્દન સ્પષ્ટ, પૂરૂં અર્થવાહક, સચોટ રીતે અપીલ કરતુ, ઉદ્બોધક અને પ્રેરણાત્મક હોય છે, અને તે ધારી અસર ઉપજાવી

શકે છે, એ તે શૈલીની વિશિષ્ટતા છે એમા કશુ અગમ્ય (mystic) માલુમ પડશે નહિ

વળી તે જ્યામા એટલુ બધુ વિસ્તરેલુ છે કે સામાન્ય જનતાને પરિચય કરવાનું સુગમ થઈ પડે તે સારૂ એ બહોળા લખાણનું દોહન કરી, તે ગ્રથરૂપે પ્રકટ કરવામા આવ્યુ છે, તેમજ તેમના વિચાર અને સિદ્ધાતોનુ તાત્પર્ય સમજાવવા, તે નવનિત રૂપે સુલભ કરવા, પ્રયાસ સુદ્ધા થયના છે

તેનું પ્રયોજન માત્ર એ કે ગાધીજીના ઉપદેશને જનતા મઝણ કરી, તે તેના જીવનમા ઉતારે તદનુસાર તેનું જીવન ઘડે

એમની 'આત્મ-કથા' ગુજરાતી સાહિત્યનું એક અમોલુ રત્ન છે, જગતભરમા તે પુસ્તક પ્રસિદ્ધિ પામ્યુ છે અને તેની સુદર કદર થઈ છે

કોઈ નવીન વિચાર કે પ્રવૃત્તિ ઉપસ્થિત થતા તેની સામે પ્રથમ વિરોધ ઉદ્ભવે છે અને તેને ઉતારી પાડવા આક્ષેપો પણ કરવામા આવે છે

ગુજરાતી સાહિત્યક્ષેત્રમા ગાધીજીએ પ્રવેશ કર્યો તે સમયે તેઓ શુદ્ધ ગુજરાતી લખી શકતા નથી, તેમને ગુજરાતી સાહિત્યનું જ્ઞાન નથી, વ્યાકરણની ગભીર ભૂલો કરે છે, એવી દલીલો એમની વિરૂદ્ધ રજુ કરવામા આવી હતી, વિદ્વાનોએ ભગવદ્ગીતા જેવા મહાન અને પવિત્ર ગ્રથમા વ્યાકરણ દોષ શોધ્યા છે તો પછી મહાત્માજી કોણ માત્ર ? પણ મરવાળે મહાત્માજીની કલમનો વિજય થયો છે, અને તે લખાણ ઉત્કૃષ્ટ, જીવત અને સહજ લેખાયુ છે

મહાન સાહિત્યનુ લક્ષણ એ છે કે તેની વાચક પર ઉડી અમર થવા પામે તેને પ્રેરણા અર્પે, તેનામા નવીન ઉત્સાહ રેડે, તેમજ ઉદ્બોધક નિવડી જીવનપનરો આણે, એ કસોટીએ ગાધીજીનુ લખાણ પ્રેરક અને પ્રભાવશાળી જણાયુ છે, એટલુજ નહિ પણ સમાજ અને સાહિત્ય પર તે લખાણની બહોળી અને ઉડી અસર થવા પામી છે, લોક માનસમા પરિવર્તન થવા પામ્યુ છે, લોકજીવને પલટો લીધો છે, અને એ ફેરફાર એટલો ચમત્કારિક અને ક્રાતિકારી જણાયો છે કે તેના પરિણામે વર્તમાન યુગને 'ગાધી યુગનુ' નામ અપાયુ છે

એમના જીવનનો મહાન સદેશો "અહિંસા" અને સત્યના આચાર નો છે તે આપણા એકલા માટે નહિ પણ સમસ્ત જગત માટે

કલ્યાણકારી છે, તેના પાલન અને અમલમા સૌનો ઉદ્ધાર છે. એવી મહાન વ્યક્તિને મહાત્મા કે વિશ્વવંદ્ય પુરુષ એ વિશેષણથી સંબોધનામા આવે એમા કંઈ નવલ વિશેષ નથી.

ગાંધીજીની આસપાસ એક મ્હોટુ શિષ્ય-મંડળ ઉભુ થવા પામ્યુ છે, તેમાના કેટલાકે ગુજરાતી સાહિત્યમા સુદર ફાળો આપેલ છે અને જેમની ગણના ઉચી કોટિના સાહિત્યકારોમા થયલી છે.

શ્રીયુત મહાદેવભાઈ અને શ્રીયુત નરહરિભાઈ, એ બને મિત્રોએ, વકીલાતના ધંધાના આરંભમા, અગાઉના લેખન વાચનના શોખથી ઉત્તેજાઈ, કવિવર રવીન્દ્રનાથ ટાગોરની એક ઉત્કૃષ્ટ કૃતિ 'ચિત્રાંગદા' નાટકનો તરજુમો મૂળ બંગાળીમાથી કર્યો હતો, તે એટલો શુદ્ધ, ભાવપૂર્ણ અને મૂળને અનુસરતો થયો હતો કે સાહિત્ય રસિકોએ તેને ઉત્સાહપૂર્વક વધાવી લીધો હતો પછીથી તેઓ બન્ને ગાંધીજીના આશ્રમમા દાખલ થયા પણ એમની સાહિત્ય પ્રવૃત્તિ મંદ પડી નહોતી અહિં એમણે ટાગોરની બીજી બે કૃતિઓ 'વિદાય અભિશાપ' અને 'પ્રાચીન સાહિત્ય' ગુજરાતીમા ઉતારી, અને ગોખલેના વ્યાખ્યાનોનો તરજુમો દરેકે, પૃથક પૃથક, મહાત્માજીની આજ્ઞાનુસાર કર્યો હતો, અને બંગાળી સાહિત્યનો અભ્યાસ વધતા શ્રીયુત મહાદેવભાઇ એ બીજા પ્રતિષ્ઠિત બંગાળી નવલકથાકાર શરદબાબુની બે ઉમદા કૃતિઓ "વિરાજવહુ" અને 'ત્રણ વાર્તાઓ'નો ગુજરાતી વાચકને પરિચય કરાવવા પ્રયાસ કર્યો હતો અને તે સફળ ગણાયો હતો લોર્ડ મોર્લિનુ રચેલુ "On compromise" "સત્યાગ્રહની મર્યાદા' એ પુસ્તક અગ્રેજી સાહિત્યમા બહુ પ્રસિદ્ધ છે. તે પુસ્તક જેમ અર્થ ગાંભિર્યભર્યું તેમ ગૂઢ રચનાવાળુ છે, અને તે એવુ ગહન ગણાય છે કે સામાન્ય વાચકને તે બરોબર સમજવુ મુશ્કેલીભર્યું થઈ પડે એવા ગહન અને કઠિન પુસ્તકનો ગુજરાતીમા તરજુમો કરવો એ સહેલુ કાર્ય નથી, પણ શ્રીયુત મહાદેવભાઈ એ એમના બુદ્ધિબળ વડે તે પુસ્તકનો તરજુમો સરળ અને પ્રાસાદિક કર્યો છે, એવો સામાન્ય અભિપ્રાય પ્રવર્તે છે વાસ્તવિક રીતે ભાષાન્તરની હથોટી એમના હાથે એવી સરસ બેસી ગઈ છે કે અગ્રેજી કે ગુજરાતી ઉભયનો તરજુમો તેઓ એટલી સહેલાઈથી અને સ્વભાવિકપણે, એટલી ખુબીથી અને દક્ષતાથી કરે છે, કે બેની વચ્ચે, મૂળ અને તરજુમામા બહુ તફાવત જણાતો નથી, અને એમની લેખન શૈલી એવી મર્મગ્રાહી અને સચોટ,

રસિક અને માધુર્યભરી હોય છે, કે તે લેખો વાચતા આનંદ ઉપજે છે, તેનું આકર્ષણ કાઇક અનેરું હોય છે

એ કળામા એમની પારંગતતાના પરિણામે તેમ નિસર્ગ શક્તિને લઈને અગાઉ નવજીવનમા અને અત્યારે હરિજનમા એમનું જે લખાણ—અમુક લેખ, અનુવાદ—નિયમિતપણે દર અઠવાડિયે આવે છે, તે હોંશથી અને સપૂર્ણ વચાય છે, અને તે લખાણ માટે વાચકવર્ગમા એક પ્રકારનો આદર જોવામા આવે છે, જે સાપ્તાહિકોમાના એવા લખાણ માટે વિરલ કહેવાય તાત્પર્ય કે જે કોઈ વિષયને તેઓ સ્પર્શે છે, તેને અર્થવાહક કરવાની સાથે, એવી કુશળતાથી તેનું નિરૂપણ કરે છે, કલાયુક્ત આલેખન વડે, તેની એવી મનોટ છાપ પાડે છે, અને તેમાના મુદ્દાઓને એવા રસમય કરી મૂકે છે, કે લેખના રસપ્રવાહમા વાચક ખેચાઈને તન્મય થઈ જાય છે

સંપાદન કાર્યના અને ભાષાતર મયમા તેઓ એટલા રોકાયેલા રહે છે કે બીજા વ્યવસાય માટે ભાગ્યે જ એમને સમય મળે છે, એક દક્ષ અને બુદ્ધિશાળી લેખક તરીકે એમની કૃતિઓ—લેખો, તરજુમા, નોંધ, વ્યાખ્યાન નિબંધ, લક્ષપૂર્વક વચાવા યોગ્ય અને વિચારણીય માલુમ પડશે

જેમ હનુમાન રામચંદ્રના અનન્ય સેવક હતા, તેમ મહાદેવભાઈ મહાત્માજીના અનન્ય ભક્ત બન્યા છે, અને ગાંધીજીના વિચારના પ્રચાર કાર્યમા તેઓ ગતદિવસ રચ્યાપચ્યા રહે છે

શ્રીયુત નરહરિભાઈ વૈશ્ય કોમના છે પણ એમનું કુટુંબ કેળવાયલું, સાહિત્ય રસિક અને સંસ્કારી છે એમના કાકાશ્રી સ્વ કેશવલાલ મોતીલાલ ‘બુદ્ધિ વૃદ્ધિ’ના લેખક, એક જાણીતા વકીલ હતા, બીજા એક કાકા શ્રી જે એમ પરીખ બૅરિસ્ટર, વિલાયતમા પ્રેક્ટીસ કરે છે, અને એમના પિતાએ ‘બાળક’ વિષે એક પુસ્તક જમાના પૂર્વે લખ્યુ હતું, અને એમના મ્હોટાભાઈ શંકરલાલ ગાંધીજીના ચુસ્ત અનુયાયી હોઈને એમની પ્રવૃત્તિને પોષી રહ્યા છે

“ખેડાની લડત ’ એ પુસ્તક એમણે પ્રયોજ્યુ હતુ, અને હમણા પ્રસિદ્ધ કરેલા બે પુસ્તકો ‘ ગિરિરાજ આબુ ’ અને ‘ સ્વ મોહનલાલ પંડયાને સ્નેહાંજલિ ’ એમની સુંદર લેખન શક્તિનો પુરતો ખ્યાલ આપશે એ જ્ઞાનસંસ્કાર ભાઈ નરહરિભાઈમા પણ ઉતરેલા છે ઉપર જણાવ્યુ તેમ

શ્રીયુત મહાદેવભાઈ સાથે બંગાળીમાંથી તરજુમા કરવાનું કેટલુંક કામ તેમણે અગાઉ કર્યું હતું, તેમ કાકાસાહેબ કાલેલકર સાથે "પૂર્વરંગ" નામે હિન્દુસ્તાનના ઇતિહાસનું એક અમૂલ્ય પુસ્તક તૈયાર કર્યું હતું. પરંતુ તે પછી આશ્રમની વ્યવસ્થામાં રોકાતા અને પાછળથી અવિનય કાયદા ભંગની ચળવળમાં જોડાતા, સાહિત્ય સેવન માટે જૂજ વખત તેમને મળતી, અને તેનો ઉપયોગ તેમણે 'આટલું તો જાણજો' ભા. ૧ લો અને ભાગ ૨ જો ત્યારે કરીશું શું? ટોલ્સ્ટોય રચિત (What shall we do then?) ક્રોપોટકિન કૃત મહાયવૃત્તિ (Mutual aid) તેમ જનમંડનનું ગૌરવ દર્શાવતું પ્રબોધાત્મક લખાણ લખેલું છે, તે ઉપયોગી નિવડ્યું છે હાલમાં નવલરામ થાવલીનું સાદોહન કરી એક ઉપર્યુક્ત પુસ્તક વિદ્યાર્થીઓ માટે તૈયાર કર્યું છે ખાસ કરીને "સાર્થ જોડણીકોશ" ની એમની યોજના સામાન્ય જનતાને વ્યવહારુ અને ઉપકારક થઈ પડી છે, અને બૃહત્ ગુજરાતી કોશની તૈયારી, એમની દેખરેખ અને સૂચના મુજબ, થઈ રહી છે, તે ગુજરાતી સાહિત્યની લાંબા સમયની એક ઉણપને પૂરી પાડશે, એવી આપણે આશા રાખીશું

નવી કેળવણીનો આપણા પ્રાન્તમાં પ્રારંભ થયો ત્યારે ગુજરાતી પાઠ્ય પુસ્તકો તૈયાર થતા તે બહુધા મરાઠી પુસ્તકોના અનુવાદ હતા, વળી ગુજરાતીમાં અભ્યાસગ્ય સારા મરાઠી પુસ્તકોના તરજુમા થયલા મળી આવશે પરંતુ કોઈ મહારાષ્ટ્રીય વિદ્વાને ગુજરાતી ભાષાની ઉપાસના, સ્વમાતૃભાષાની સેવા પેઠે, કરી હોય અને તે ઉત્કૃષ્ટ રીતે, તો તે શ્રીયુત દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર એકલા છે, જેઓ કાકા સાહેબના નામે આખા ગુજરાતમાં જાણીતા થયલા છે એમની પહેલાં રા બા ગોપાળરાવ હરિ દેશમુખ અમદાવાદના સ્મોલકોઝ કોર્ટના જડજના હોદ્દા પર હતા ત્યારે તેમણે 'આગમનિગમ પ્રકાશ'-એ બે પુસ્તકો ગુજરાતીમાં રચ્યા હતા, અને ગુજરાતી ભાષા સાહિત્ય પ્રતિના એમના પક્ષપાતને લઈને સોસાઈટીના ઓનરરી સેક્રેટરી સુદ્ધાં તેમને નિમવામાં આવ્યા હતા

શ્રીયુત કાલેલકરની ગુજરાતી સાહિત્યની સેવા અપ્રતિમ છે, ગુજરાતીમાં નિબંધ સાહિત્ય, કવિ નર્મદાશંકર પછી બહુ થોડું વિકસ્યું હતું, તેને પુષ્ટ અને સમૃદ્ધ કરવામાં શ્રીયુત કાલેલકરનો હિસ્સો મ્હોટો તેમ સંગીન માલુમ પડશે તે લેખો દરેક વિષય પર મળશે એટલું જ નહિ પણ તે વિચારપૂર્ણ અને મનનીય જણાશે જે વિષયને તેઓ સ્પર્શે છે,

તે વિચાર વિપુલતા વડે, યુક્ત દાખલા દલિલો આપી, એવો રસિક અને આકર્ષક કરી મૂકે છે કે તેનું વાચન આનંદદાયક થઇ પડે છે, તેમાંથી ઘણું નવું જાણવા વિચારવાનું પ્રાપ્ત થાય છે; વિશેષ કરીને તેની ચર્ચા-સમીક્ષા, નીતિ અને જીવનની દૃષ્ટિએ હોઈ ને, તે વધારે અસરકારક નિવડે છે.

તાજેતરમાં પ્રસિદ્ધ થયલી એમના નવેમ્બર સંકલિત બે લેખ સંગ્રહો "જીવન વિકાસ" અને "જીવનનો આનંદ" ઉપરોક્ત અભિપ્રાયનું સમર્થન કરશે; અને તે, એટલા મહત્વના અને મનનયોગ્ય છે કે પાઠશાળામાં તે પાઠ્ય પુસ્તક તરીકે નિયત થવા જોઇએ એવું અમારૂં મંતવ્ય છે.

હિમાલયનો પ્રવાસ અને બ્રહ્મદેશનો પ્રવાસ એ બે પુસ્તકો એમના પ્રવાસ પ્રેમનાં પરિપાક છે. પણ તે નિહાળવામાં પ્રવાસીની ઉંડી અને વ્યાપક દૃષ્ટિ, તે પ્રદેશનું લોકજીવન સમજવાની શક્તિ, તેમની નોંધોને વિશિષ્ટતા અર્પે છે; એકાંતમય જેલજીવન નીરસ અને અકારૂં થઈ પડે પણ તેને તેઓ નિરીક્ષણ દ્વારા, અને પંખીઓ સાથે મૈત્રિ બાંધી, એ બધીવાસ તેઓ કેવા આનંદમાં વ્યતિત કરે છે, તેનું રસિક વર્ણન 'ઓતરાતી દિવાલો'માં જડશે.

લોકજીવનના સંપર્કમાં તેઓ આવેલા છે, એટલું જ નહિ પણ લોક-સમુદાયમાં તેઓ ઉછરેલા છે, લોકરૂચિ અને લોકમાનસથી તેઓ પૂરા પરિચિત છે; અને પ્રજાજીવનને આનંદમય અને રસિક કરવા એમણે 'લોકમાતા' અને 'જીવતા તહેવારો' જેવા ઉદ્બોધક પુસ્તકો પ્રયોજ્યા છે તે પ્રવૃત્તિ આવશ્યક હતી. અને તે એમના માનસનો સરસ પરિચય કરાવે છે.

એમનું "સ્મરણયાત્રા" પુસ્તક, કાકા સાહેબની જીવનકથની સૌ કોઈ ગુજરાતી વાંચે એમ અમે ઇચ્છીએ છીએ એ જીવન રોમાંચક છે; બોધ લેવા યોગ્ય છે.

હિન્દની મહાન વિભુતિઓનો સમાગમ કરતા કરતા તેઓ છેવટે મહાત્માજીના સહેવાસમાં આવે છે, એમનો અમૃતોપદેશ કાકાસાહેબને સાતા આપે છે, દેશોદ્ધારનો, દેશમુક્તિનો મહાત્માજીનો માર્ગ એમને સાચો લાગે છે; ત્યારથી તેઓ ગાંધીજીના પૂજક થઈ બેસે છે; અને એમની પ્રવૃત્તિનો પ્રચાર કરવામાં અને તે દ્વારા ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ સાધવામાં મદદગાર થાય છે. ગુજરાતી સાહિત્યની કાકાસાહેબે જે સેવા કરેલી છે, તે સ્તુત્ય અને અનુકરણીય છે. એમણે જે સાહિત્ય આપ્યું છે, તે વિચાર-

શીલ અને ઉદ્બોધક, નીતિપોષક અને ચિત્તાકર્ષક છે. દેશભરમાં એક લિપિનો વિસ્તાર કરવા અને દેશ સમસ્તની સામાન્ય ભાષા તરીકે હિન્દીનો પ્રચાર કરવા હાલમાં તેઓ પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે ભારતવર્ષનું ફરી ઐક્ય સાધનારી, તેમ ભારતીય સંસ્કૃતિનું ગૌરવ અને મહત્તાનું પુનઃસ્થાપના કરનારી થઇ પડશે, એવી રીતે એમનો વિજયધ્વજ દિગંતરમાં ફરફરશે.

આપણા પ્રાંતમાં તત્ત્વચિંતકો ગણ્યાગાંઠ્યા છે. તેમાં શ્રીયુત કિશોરલાલ મશરૂવાળા માનભર્યું સ્થાન લે છે. એમનું કુટુમ્બ સ્વામીનારાયણ સંપ્રદાયનું અનુયાયી, એટલે તેના સંસ્કાર એમના પર વિશેષ પડેલા અને છઠ્ઠી સાહિત્ય પરિષદમાં એમણે સ્વામીનારાયણ સંપ્રદાય વિષે એક નિબંધ વાંચેલો તે પરથી એમનું તે વિષયક જ્ઞાન વિસ્તૃત અને બારીક હતું તે સમજાયું હતું. એમણે તે પછી અવતારી પુરુષો રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, સહેજાનંદ સ્વામી અને ઇસુ ખ્રિસ્તના જીવનચરિત્ર આલેખ્યાં છે, તે એમના સાત્ત્વિક અને ધાર્મિક સ્વભાવનું પ્રતિબિંબ પાડે છે. કેળવણીના વિષયમાં એમણે ઉંડો અભ્યાસ કર્યો છે, તે વિષે સ્વતંત્ર વિચારો પ્રતિપાદન કર્યાં છે, અને અત્યારના સમયે તે ગ્રહણ કરવા યોગ્ય છે, તે એમનું "કેળવણીના પાયા" એ પુસ્તક વાંચતા તુરત ધ્યાનમાં આવશે; એમનું "જીવન શોધન" પુસ્તક તો ભારે તત્ત્વચિંતન ભર્યું છે, એવા ગંભીર વિચારોવાળું પુસ્તક ઉંડો અભ્યાસ અને મનન માગી લે છે, અને તે વાંચતા લેખકની પરામર્શ શક્તિ માટે માન ઉપજે છે.

એમનો અભ્યાસ એક જ વિષયમાં મર્યાદિત નથી. તેમને અનેક વિષયોમાં રસ પડે છે, જે એમનાં પ્રકાશનો, જેવા કે, સુવર્ણની માયા, નાણાં ચલન વિષયક રસપ્રદ ચર્ચા, ઊધાઈનું જીવન, જાણીતા બેલ્જીયન લેખક મેટરલિંકના સુપ્રસિદ્ધ પુસ્તકનો તરજુમો, ગીતાંજલિ ધાટીનું ખલીલજિબ્રાન રચિત–ધ પ્રોફેટ–વિદાયવેળાએ, ટોલસ્ટોયના એક ઉત્તમ નાટકનો તરજુમો તિમિરમાં પ્રભા, વગેરે પરથી જાણવામાં આવશે; અને એમનું "ગીતા મન્થન" પુસ્તક અત્યંત લોકપ્રિય નિવડી, તેણે ધર્મતત્ત્વના સ્વતંત્રચિંતક તરીકે તેમને ઉંચે સ્થાને સ્થાપ્યા છે.

શાળાપાઠશાળા છોડી દેવા મહાત્માજીએ પડકાર કર્યો ત્યારે શ્રીયુત વાલજી ગોવિંદજી દેસાઈએ કોલેજની ઉજ્જવળ કારકિર્દીને તિલાંજલિ આપી અસહકારની ચળવળમાં તેઓ ભળ્યા તે ભળ્યા; ગાંધીજીના પટ્ટ

શિષ્યોમાના તેઓ એક છે, અને તેમણે અન્ય પ્રવૃત્તિ સાથે આપણા પ્રાચીન સસ્કૃત સાહિત્યનું અવલોકન કરી, કિંમતી જવાહીરમનુ કેટલુક વિચારણીય સાહિત્ય ઉપજાવ્યુ છે, જેવુ કે, 'કથા કુસુમાજલિ' 'રાજકથા' 'રામકથા' 'દ્રૌપદીના ચીર' 'ઈશુ ચરિત્ર' 'ગોરક્ષા કલ્પતરૂ, ભારતી વગેરે, કથા કુસુમાજંનિને મહાત્માજીએ 'સત્સગ ઈચ્છનારને સારૂ બહુ ઉપયોગી કહ્યુ છે,' અને 'ભારતી' માટે ઉંચુ પ્રમાણ પત્ર તો આચાર્યશ્રી આનંદશકરે આપ્યુ છે, એ સઘળુ સશોધનમાર્ગ તદ્દન ચુપકીથી તેઓ કરે જાય છે, અને તે સાહિત્ય અભ્યાસયોગ્ય જણાયુ છે

સગીતનો પ્રચાર ગુજરાતમા પૂર્વે બે ચાર–કુટુબોમા મર્યાદિત હતો, અને જાહેરમા ગાવુ એ હલકુ ગણાતું, પણ મહાત્માજીનો અમદાવાદમા વસવાટ થયા પછી, સામુદાયિક પ્રાર્થનાનો પ્રચાર વધતા, સંગીતનો શોખ વધ્યો છે અને રેડિયો, રેકર્ડ્ઝ વગેરેથી પણ તેને બહુ ઉત્તેજન મળેલુ છે એ વાતાવરણ ઉભુ કરવામા સગીત શાસ્ત્રી નારાયણ મોરેશ્વર ખરેનો મુખ્ય હાથ છે આશ્રમમા દરરોજ સવાર સાજની પ્રાર્થના તેઓ સુદર સંગીતથી શરૂ કરે છે અને તેની બહુ સરસ છાપ પડે છે, આશ્રમ ભજનાવલિના સંગ્રાહક તેઓ છે તે ઉપરાત તેમણે લોકસગીત એ નામે ગુજરાતી ગીતોનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરી, સગીત લિપિ સહિત, તે ગીતસંગ્રહ, સંપાદિત કર્યો છે

આપણા સગીતનો પુનરૂદ્ધાર કરવામા સ્વર્ગસ્થ વિષ્ણુશાસ્ત્રી દિગબરે સમગ્ર જીવન અર્પ્યું હતુ અને તે કાર્ય એમના પ્રિય શિષ્ય શ્રીયુત ખરેએ ચાલુ રાખ્યુ છે, એ આનદની સિના છે

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થતા અધ્યાપકોનું વૃદ એકત્ર થયુ હતુ તેમા પ્રો ધર્માનદ કોસબીએ બુદ્ધ અને બૌદ્ધ સાહિત્ય વિષયક ગ્રથો* લખ્યા હતા તે મનનીય માલુમ પડશે, ગુજરાતી સાહિત્યમા તે બહુ મહત્વના ઉમેરો હતો, અને એમનુ 'આપવીતી' પુસ્તક, એક આત્મવૃત્તાત તરીકે, દરેક યુવકે, વાચવુ ઘટે છે

મહાત્માજી પર ટોલ્સ્ટોય, રસ્કિન વગેરે વિદેશી લેખકોના લખાણની પેઠે શ્રીયુત રાજચદ્રની પણ ઉંડી અસર થયલી છે, અને તેમનુ વિચાર સાહિત્ય સુલભ કરવા, અને બૌદ્ધ સાહિત્યની પેઠે જૈન સાહિત્યનો સારી

* બુદ્ધ લીલા, બૌદ્ધ સઘનો પરિચય, ધમ્મપદ, સુત્તનિપાત સમાધિમાર્ગ, ભગવાન બુદ્ધના પચાસ ધર્મ સવદ

રીતે પરિચય કરવાનું બની શકે, એ આશયથી શ્રીમદની જીવનયાત્રા, શ્રીમદ રાજચંદ્રના વિચારરત્નો, શ્રી મહાવીર સ્વામીનો સંયમધર્મ, શ્રી મહાવીર સ્વામીનો આચારધર્મ, ભગવાન મહાવીરની ધર્મકથાઓ, ભગવાન મહાવીરના દશ ઉપાસકો, સન્મતિ પ્રકરણ, જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય, વગેરે તેમજ સત્યાગ્રહ ની મીમાંસા, અપંગની પ્રતિભા, સુખમની, આર્યોના તહેવારોનો ઈતિહાસ, ઋગ્વેદી રચિત-તરજુમો, સીતાહરણ, વગેરે અન્ય પ્રકીર્ણ સાહિત્ય નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કર્યું છે, તે સઘળું ઉપકારક, કિંમતી અને હિતાવહ માલુમ પડશે

તદુપરાંત વિદ્યાપીઠ માટે પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાના આવ્યા હતા, તે, જેવા કે, પ્રાકૃતિક ભૂગોળ,-શ્રીયુત પુરાણી લિખિત-પ્રમાણુશાસ્ત્ર પ્રવેશિકા, શ્રીયુત રામનારાયણકૃત, વ્યાપારી ભૂગોળ અને આંકડાશાસ્ત્રના મૂળતત્ત્વો, શ્રીયુત ચંદુલાલ દલાલકૃત, પ્રાકૃત વ્યાકરણ, પંડિત બેચરદાસ રચિત, પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ, મુનિશ્રી જિનવિજયજી સંપાદિત, તે તે વિષયના અભ્યાસી માટે ઉપયોગી અને ઉપકારક છે

આમ ગાંધીજી અને તેમના શિષ્ય-મંડળે, એમની સ્થાપિત ગુજરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મંદિરે, ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં મ્હોટો હિસ્સો આપેલો છે અને ગુજરાતી સાહિત્યને નવું બળ અને વેગ આપવામાં તે પ્રવૃત્તિ ખાસ મદદગાર થઇ પડી છે

ગાંધીજીના સિદ્ધાન્તોનું પ્રાબલ્ય જામતાં, તેની સમાજ જીવન પર પણ બહોળી અસર થઇ, તેનાથી પ્રેરાઈને અને તેમાંથી પ્રોત્સાહન પામી, ગાંધીવાદને પોષનારી અને વિસ્તરનારી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ, દેશમાં ઉદ્ભવી, જે ગુજરાતી સાહિત્યની ખીલવણીમાં સહાયભૂત થઇ પડી છે તેમાં સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર,-દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર,-ભાવનગર, ગાંડિવ સાહિત્ય મંદિર-સુરત અને પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ-ના પ્રકાશનો ખાસ ધ્યાન ખેંચે છે

નવા "સૌરાષ્ટ્ર" સાપ્તાહિકે જનસમુદાયમાં વ્યવસ્થિત રીતે અને પદ્ધતિસર પ્રચારકાર્ય કરવાની નવી રીતિ અખત્યાર કરી હતી, તે વિષે પાછળ કહેવાઈ ગયું છે, પ્રજાનો સાથ મેળવવા તેમજ તેને સતેજ કરવા, જે જાતના પુસ્તકો બહાર પાડવાના પ્રયત્નો તેણે આદર્યાં હતા, તે દુરદેશીભર્યાં અને લોકમાનસની યથાર્થ સમજણવાળા હતા તેથી એ પ્રકાશનોની લોકપ્રિયતા પુષ્કળ વધી, જનસમુદાય પર તે સંસ્થાનો ભારે લાગવગ જામ્યો હતો

તે પ્રકાશનો બે પ્રકારના હતા (૧) જનસમાજમાં પ્રચલિત અને પ્રિય એવું લોકસાહિત્ય-લોકગીતો અને લોકકથાઓનો સંગ્રહ, પદ્ધતિસર

અને શાસ્ત્રીય ધોરણે થઈ, (તે કાર્ય પાછળ કેટલી અથડામણ પહોંચની અને જે તે લોકગીતના અનેક પાઠો મળતાં તેમાંથી યોગ્ય પાઠ પસંદ કરવા કેટલી મગજમારી કરવી પડતી તેની વિગતો ઘોડાક દિવસો પર શ્રીયુત મેઘાણીએ એમના કૉપીરાઈટ ભંગના કેસ સંબંધમાં આપી હતી તે પરથી તે કાર્યના પરિશ્રમનો કાંઈક ખ્યાલ આવશે) અભ્યાસયુક્ત–પ્રસ્તાવના સહિત, આકર્ષક રીતે રજુ થતાં તે સંપાદિત પુસ્તકો, સૌરાષ્ટ્રની રસધાર, ભા. ૧ થી ૫; રઢિયાળી રાત, ભા. ૧ અને ૨; કંકાવટી; ચુંદડી; બે ભાગમાં, દાદાજીની વાતો, ડોશીમાની વાતો; સૌરાષ્ટ્રના ખંડેરોમાં; સોરઠી બહારવટીઆઓ; સોરઠી સંતો, ખૂબ વખણાયાં હતાં; અને એ રીતે પ્રજામાં નવીન પ્રાણ રેડી, પ્રાન્તના પાછલા ઉજ્જ્વળ અને ગૌરવવન્તા ઈતિહાસમાં તેને રસ લેતી અને જાગ્રત કરી હતી; અને જનસમુદાયનો વર્તમાન યુગ સાથેનો સંપર્ક વધે અને સ્વદેશ માટે મમત્વ બંધાય એ ઉદ્દેશથી જાણીતા દેશનેતાઓનાં પ્રેરક જીવનચરિત્રો અને સ્વાતંત્ર્ય માટે ઝઝુમતી પ્રજાઓના પ્રોત્સાહક ઈતિહાસ ગ્રંથો, દાખલા તરીકે, ઝંડાધારી, સત્યવીર શ્રદ્ધાનંદ, હંગરીનો તારણહાર, નરવીર લાલાજી, રાણા પ્રતાપ, એશિયાનું કલંક, મરણિયું આયર્લેન્ડ, કુરબાનીની કથાઓ, મિસરનો મુક્તિસંગ્રામ વગેરે યોજ્યાં હતાં; અને તે પ્રયાસ ફતેહમંદ નિવડયો હતો.

તેનું કારણ એ સાહિત્ય પ્રાણવંત અને જ્વલંત, રસપ્રદ અને પ્રબોધક બળપ્રેરક હતું, અને તે ઘણુંખરૂ એકજ વ્યક્તિના પ્રયોજન અને પ્રયાસનું પરિણામ હતું. એ વ્યક્તિ બીજુ કોઈ નહિ પણ વર્તમાન સાહિત્યમાં માનભર્યું અગ્રસ્થાન પ્રાપ્ત કરનાર શ્રીયુત ઝવેરચંદ મેઘાણી છે. એ ભાઈ કલકત્તાના એલ્યુમીનીયમના કારખાનામાં, દેશથી છેક દૂર, નોકરી કરતા



શ્રી. ઝવેરચંદ મેઘાણી

હતા તેમને આપણા પ્રાન્તમાં પાછા ખેંચી આણી, તેમની બુદ્ધિશક્તિને, વાંચન અને અભ્યાસને, અનુકૂળ અને પસંદ પડે એવું, લેખનકાર્ય સોંપી, શ્રીયુત અમૃતલાલ શેઠે, સૌરાષ્ટ્ર કાર્યાલય સ્થાપીને સમાજ સેવકોની એક ટુકડી ઉભી કરેલી હતી, તેમ શ્રીયુત મેઘાણીને સૌરાષ્ટ્રના તંત્રીમંડળમાં નીમી, પરોક્ષ રીતે ગુજરાતી સાહિત્યની અપૂર્વ સેવા કરી હતી, એમ કહેવામાં અમે લેશ માત્ર પણ અતિશયોક્તિ કરતા નથી

આપણું પ્રાચીન લોક સાહિત્ય એકત્ર કરી સંગ્રહવા પૂર્વે વિદેશી વિદ્વાનોએ અપીલ કરી હતી અને સ્વર્ગસ્થ રણજિતરામે તે દિશામાં પ્રયત્ન શરૂ કર્યા હતા; પણ તે લોક સાહિત્ય ધોરણપૂર્વક સંગ્રહી, તેનું શાસ્ત્રીય રીતે સંપાદન કરી, ખપપુરતા ટિપ્પણ અને માર્ગદર્શક ઉપોદ્‌ઘાત સહિત, સુંદર સ્વરૂપમાં, જૂદે જૂદે નામે, જેમકે રસધાર, ચુંદડી, કંકાવટી, રઢિયાળી રાત, ગીત કથાઓ વગેરે, પ્રજાને ભેટ ધરવાનો યશ શ્રીયુત મેઘાણીએ મેળવ્યો છે, અને રણજિતરામ સુવર્ણચંદ્રક એમને અર્પવામાં આવ્યો એથી એમના તે કાર્યની ઉચિત કદર થઇ હતી.

એક બાહોશ અને અનુભવી પત્રકાર તરીકે શ્રીયુત મેઘાણીએ બહોળી પ્રતિષ્ઠા મેળવેલી છે અને એમની તેજસ્વી કલમ ધારી અસર ઉપજાવી શકે છે, તે આપણે એમની નવલિકાઓ, જેમાં સમાજના સળગતા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવેલી છે,–તે વાચતા અનુભવીએ છીએ. તે વાર્તાઓનો અંતર્ગત હેતુ, તે પાછળનું ઉચ્ચ ધ્યેય, પ્રેરક બળ સમાન હોઇને, તે વસ્તુ અકારી થઈ પડતી નથી, ઉલટું તે હમદર્દી પેદા કરે છે.

એ દૃષ્ટિએ એમની કવિતા પણ વાસ્તવદર્શી હોવા છતા, ભાવ અને કલ્પનાભરી, નવીન અને મનોરમ મનોરથો રચતી, મેઘાના ચમકારસમી, અસંગોપાત્ પ્રકાશતી, રોજના અનુભવોને કલ્પનાના રંગો વડે ચિતરી, રમુજ ઉપજાવતી, આબાલવૃદ્ધ સૌનું મન રંજિત કરતી, આનંદદાયક થઈ પડે છે; અને તે કવિતા બહોળો લોકાદર પામી છે.

તેમા પણ એ કાવ્યો કવિના મધુરા અને સુરીલા કંઠે, બુલંદ અવાજે ગાતા સાભળવા એ એક જીવનભરની મોજ છે, એ એક જીવનનો મીઠો પ્રસંગ છે.

પ્રચલિત કેળવણી પદ્ધતિથી અસંતોષ પામી, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવને કેળવણીના ક્ષેત્રમા અનેક પ્રકારના અખતરાઓ અજમાવ્યા છે.

એક વખતે તે ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાયું હતું; તે પહેલાં મુંબાઈ યુનિવરસિટી સાથેનો સંબંધ, તેનો ધ્યેય પસંદ ન પડવાથી, તેણે છોડયો હતો.

બાલમંદિરની સ્થાપના કરી અને જૂદાં જૂદાં અધ્યાપન મંદિરોની શરૂઆત કરી આપણા પ્રાન્તની કેળવણીમાં તે સંસ્થાએ નવીન દૈવત આપ્યું છે અને પ્રગતિમાન વિચાર વાતાવરણ પેદા કર્યું છે.

તે પૈકીની એક પ્રશસ્ય પ્રવૃત્તિ સન ૧૯૨૬ માં તેના તરફથી પ્રકાશન મંદિરની સ્થાપના થઇ તે હતી.

આપણે અહિં તે પહેલાં કેળવણી વિષયક સાહિત્ય તેમજ બાળસાહિત્ય પ્રમાણમાં નહિ જેવું હતું અને જે મળી આવતું તે ઘણુંખરૂં શુષ્ક હોઈને અનાકર્ષક થઈ પડયું હતું.

આપણા સાહિત્યમાં આ જે ખામીઓ હતી તે દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરે નવીન પ્રકારનું અને જૂદી જૂદી કક્ષાનું વાચન સાહિત્ય, શિક્ષકો માટે, બાળકો માટે, માબાપો માટે તેમ પાઠય પુસ્તકો યોજીને,-પ્રકટ કરી, દૂર કરી છે અને તે પુસ્તકોનું વાચન માહિતીપૂર્ણ, ઉપયોગી અને રસિક થઈ પડે છે.

બાળમંદિર એ દક્ષિણામૂર્તિ મંદિરની એક વિશિષ્ટ પ્રકારની પ્રવૃત્તિ છે અને આખા પ્રાન્તમાં તેની ખ્યાતિ પ્રસરેલી છે; એ સંસ્થાનું કાર્ય આટલું સુંદર અને સફળ, આકર્ષક અને લોકપ્રિય બન્યું છે, તેનું સઘળું માન શ્રીયુત ગિજુભાઈ ભગવાનજી બધેકાને ઘટે છે. એમના હાથે ગુજરાતના બાળકોને નવ સંસ્કાર અને નવજીવન પામવાનું નિર્માણ થયું ન હોય એમ શ્રીયુત ગીજુભાઈ વકીલાતનો કમાણીનો ધંધો છોડી, કેળવણીના પવિત્ર અને નિર્દોષ વાતાવરણમાં જીવન વ્યતીત કરવા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં એક આજીવન સભ્ય તરીકે દાખલ થયા હતા. અમે તો એમાં પ્રભુનો અદૃશ્ય હાથ જ જોઈએ છીએ.

એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયલું બાળ સાહિત્ય મુખ્યત્વે શ્રીયુત ગિજુભાઈએ પ્રયોજેલું અને લખેલું છે. બાળકો માટેનો એમનો પ્રેમ અથાગ છે; બાળકો માટે તેઓ જે અપીલ કરે છે તે બહુ અસરકારક નિવડે છે; બાળકો પ્રત્યે કેમ વર્તવું અને તેમને કેવી રીતે શિખવવું એ વિષે એમના વિચારો ઘણાને ક્રાન્તિકારી લાગશે પણ તે વિચારો મહત્વના અને મનન યોગ્ય છે; અને એમની પ્રેરણાથી આખાય પ્રાંતમાં નવાં નવાં બાળમંદિરો સ્થપાયે જાય છે, તેનુ સુંદર પરિણામ થોડાં વર્ષોમાં આવશે એ

વિષે અમને પૂરી શ્રદ્ધા છે. સાચું કાર્ય કદિ અફળ જતુ નથી. તે પ્રવૃત્તિ ઉપાડી લેવા બદલ શ્રીયુત ગિજુભાઇને, ઉચિત, ધન્યવાદ આપવો જોઈએ.



શ્રી. ગિજુભાઈ બધેકા

બાળકોના સંવિધાતાનું બિરુદ તેમને અપાયું છે તે ખરાબર છે, તેમનું યોગ્ય સન્માન કરવા, એમના નિવૃત્તિ કાળે, જે પ્રબંધ થઈ રહ્યો છે તેના તેઓ પૂરેપૂરા પાત્ર છે; બાળકોનો સાચો પ્રેમ શ્રીયુત ગિજુભાઈએ સંપાદન કર્યો છે; એમાં જ એમના કાર્યની મહત્તા રહેલી છે; એ જ એમનું મ્હોટું સન્માન અને ઇનામ છે.

બાળ કેળવણી પ્રત્યેનું દૃષ્ટિબિંદુ બદલાતાં અને બાળ સાહિત્ય માટે ચાલુ માગણી ઉદ્દભવતાં ગાંધીજીના સિદ્ધાન્તોમાં શ્રદ્ધાપૂર્વક માનનારા અને તે ખાતર જેલ સુદ્ધાં વધાવી લીધેલી તે, શ્રીયુત નટવરલાલ વીમાવાળાએ સુરતમાં ગાંડિવ પ્રેસ સ્થાપી બાળ સાહિત્યના વિષયમા ઉંડો વિચાર કરી. કલ્પના અને નજર દોડાવી, નવીન ભાત પાડતુ, બાળ સાહિત્યનુ પ્રકાશન કાર્ય હાથ ધર્યું અને તે ક્ષેત્રમા વિશિષ્ટ છાપ પાડેલી છે, તે પ્રશંસાપાત્ર છે.

તે પુસ્તકોના વિષયની પસંદગી બાળમાનસને આકર્ષે અને આનંદ આપે એ જાતની હતી અને તેનુ નિરુપણ, સરલ અને સુબોધક લેખન શૈલીમા, બંધબેસતા ચિત્રો અંકિત, મનોરંજક થઈ પડતું; વિશેષમાં, તેનો દેખાવ, રૂપરંગ અને છાપ કામ, સુશોભિત, રંગબેરંગી અને કલામય હોઈને, તે પ્રતિ સૌનું ધ્યાન ખેંચાતું અને તે પ્રવૃત્તિને ઉત્તેજન આપવાનું મન થતું હતું.

તે ધોરણનું ત્યારબાદ જૂદી જૂદી રીતે અનુકરણ થઈ બાલ સાહિત્ય સારા પ્રમાણમા પ્રસિદ્ધ થવા પામ્યુ છે, તે પ્રકાશનોમા 'બાલજીવન' ના સંપાદક શ્રી. રમણલાલની અશોક બાલ પુસ્તકમાળા, શ્રીયુત નાગરદાસ પટેલ રચિત બાલ પુસ્તકો, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય સ્થાપિત બાલગ્રંથાવલિ, શ્રીયુત ધીરજલાલ શાહ પ્રયોજિત વિદ્યાર્થી વાચનમાળા અને ચરોતર એજ્યુકેશન સોસાઈટી તરફથી પ્રકટ થયલી કિશોર વાચનમાળા વગેરે ઉપયોગી થઈ પડ્યા છે અને તેમા વિવિધતા અને નવીનતા આવી, બાલ સાહિત્ય પુષ્કળ સમૃદ્ધ થવા પામ્યુ છે

તદનુસાર પ્રવર્તમાન વિચાર પ્રવાહને ગતિ અને બળ આપવા, જે પ્રશ્નો સમાજમા પ્રધાનપણે ચર્ચાઈ રહ્યા હતા, તે વિષે ઉપયુક્ત વાચન સાહિત્ય પૂરૂ પાડવા, તેમા જનતાને રસ લેતી કરી, લોકરૂચિને યોગ્ય વલણ આપવા, અને ઉત્તેજવા 'પ્રસ્થાન કાર્યાલય'ની પ્રવૃત્તિ, વાચક અને સાહિત્ય ઉભયની દૃષ્ટિએ, ઉપમાનક અને મહત્વની હતી.

'પ્રસ્થાન કાર્યાલય' ના સંસ્થાપક શ્રીયુત રણછોડજી મેઘુભાઈ મીસ્ત્રી ગુજરાત વિદ્યાપીઠનો પાક છે, વિદ્યાપીઠના અધ્યાપકોના તેઓ પ્રીતિપાત્ર શિષ્ય હતા, તેમ સ્નાતક વર્ગમા પ્રિય થઈ પડેલા હતા. વિદ્યાપીઠમાથી છૂટા થયા પછી, પુસ્તક પ્રકાશનનો ધંધો શરૂ કર્યો, તે કાર્યમા ઉપર્યુક્ત મંડળી તેમને બહુ મદદગાર થઈ હતી.

'પ્રસ્થાન' માસિકના તંત્રીઓ તરીકે તે ગુજરાત વિદ્યાપીઠના બે જાણીતા ગુજરાતી અધ્યાપકો શ્રીયુત રામનારાયણ પાઠક અને શ્રીયુત રસિકલાલ પરિખની ઑનરરી સેવા મેળવી શક્યા હતા, તેવી રીતે એમણે ઉપાડેલી અન્ય સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિઓમા એમને લેખક મિત્રોનો બહોળો સાથ મળ્યો હતો

એ પ્રકાશનો એક જ પ્રકારના વા અમુક વર્ગ માટે યોજાયા નહોતા, પણ જૂદી જૂદી અભિરૂચિને સંતોષે એવી રીતે તેની વહેચણી અને ગોઠવણ રખાયા હતા

'સરસ્વતી ગ્રંથમાળા'ની યોજના લોકોને શિષ્ટ અને જ્ઞાનબોધક સાહિત્ય સસ્તું કીંમતે પૂરૂં પાડવાની હતી ગાંધીજીની પ્રવૃત્તિને વેગ આપવા, તે વિચારોનો પ્રચાર કરવા, શ્રીયુત રણછોડભાઈએ 'દરિદ્રનારાયણ જ્ઞાન પ્રચારમાળા' નામે ન્હાની દશ ચોપડીઓ (૧) વીરની હાકલ, (૨) ધર્મયુદ્ધનું હૃદય, (૩) તપસ્વીના તાતા તીર, (૪) પહેલો કાગળ, (૫) જમનો

દૂત, (૬) સત્યાનાશ, (૭) લશ્કરી ખર્ચ, (૮) દુઃખિયામણુ, (૯) દારૂથી થતો વિનાશ, (૧૦) વીરની હાકલ ભા. ૨, સમયસર બહાર પાડી હતી, જગતની બે મહાન વિભૂતિઓ ટોલ્સ્ટોય અને ટાગોરની કૃતિઓ ગુજરાતી જનતાને સુલભ કરવાનો એમણે અભિલાષ સેવ્યો છે, તેમ બૃહદ્ ગ્રંથમાળાનું પ્રકાશન અને પ્રકીર્ણ ગ્રંથોની પ્રસિદ્ધિ જેમ વિવિધોપયોગી તેમ રસિક, ઉદ્‌બોધક તેમ વિચારણીય જણાઈ છે. તેથી ગુજરાતી સાહિત્ય બેશ સમૃદ્ધ થયું છે અને આપણે એમને 'ગુજરાતના નેગેશન'ની ઉપમા આપીએ તો તે સાર્થક્ય માલુમ પડશે.

ટાગોર ટોલ્સ્ટોયના પુસ્તકોની પેઠે શરદચંદ્રની નવલકથાઓના ગુજરાતીમાં તરજુમા કરાવવા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આદરેલી પ્રવૃત્તિ આવકારદાયક છે, તેમજ શ્રીયુત અંબાલાલ પુરાણીએ બાબુ અરવિંદ ઘોષની ઘણી ખરી કૃતિઓ ગુજરાતીમાં ઉતારી જે કિંમતી સાહિત્ય સેવા કરેલી છે તે સદર તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે.

દેશભરમાં નવજીવનનો સંચાર થયો અને ગાંધીજીએ પ્રજાજીવનમાં પરિવર્તન આણ્યું તેના પરિણામે ગુજરાતી સાહિત્યનો વિકાસ અને અભિવૃદ્ધિ અનેક રીતે અને મ્હોટા પ્રમાણમાં થવા પામી છે, સાહિત્યના જૂદા જૂદા ક્ષેત્રોમાં નવીનતા અને વિવિધતાની સાથે સારી પ્રગતિ થયલી છે, અને લેખકોની સંખ્યા પણ ખૂબ વધેલી છે, અને દરેક જાણીતા લેખકની કૃતિઓની સમાલોચના કરવા જતાં એક મ્હોટું પુસ્તક થવા જાય, તેમ છતાં તે વિષયને પૂરતો સંતોષ અપાય નહિ. વાસ્તે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કયા બળો વડે થવા પામી, તેના પોષક અને પૂરક તત્ત્વો કયા હતા, તેનો નિર્દેશ કરવા પુરતી પ્રસ્તુત પ્રકરણની મર્યાદા બાંધી હતી અને ધાર્યા કરતાં તે પ્રકરણ બહુ લાંબુ થયું છે એટલે જે અગ્રગણ્ય લેખકો, જેમની કૃતિઓ સરસ ગણાઈ લોકપ્રિય નિવડેલી છે અને બહોળી પ્રશંસા પામેલી છે, તેમના કીર્તિવંત નામો, જેમકે સામાજિક નવલકથામાં શ્રીયુત રમણલાલ દેસાઇ, ટુંકી વાર્તાના આલેખનમાં શ્રીયુત 'ધુમકેતુ' ઈતિહાસ લેખક તરીકે શ્રીયુત રત્નમણિરાવ, નાટકકાર તરીકે શ્રીયુત ચન્દ્રવદન મહેતા અને શ્રીયુત બટુભાઈ ઉમરવાડીઆ અને નવયુગના કવિ તરીકે, શ્રીયુત 'સુન્દરમ્'નો માત્ર નિર્દેશ કરી સંતોષ માન્યો છે.

અંતમાં આપણા પ્રાન્તની બે મ્હોટી અને જાણીતી સાહિત્ય સંસ્થાઓ, ગુજરાતી પ્રજાજીવનના બે મુખ્ય કેન્દ્રો, મુંબાઈ અને અમદા-

વાદ, દક્ષિણ અને ઉત્તરના બે છેડા રોકી લેતી, એક જ પરોપકારી પુરુષના નામ સાથે સંકળાયલી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ આ ગાળામાં ગુજરાતી સાહિત્યને પુષ્ટ કરવામાં અને તેની જરૂરિયાતો પૂરી પાડવામાં જે મહત્વનો ફાળો આપેલો છે તેની નોંધ કરીશું.

સન ૧૮૬૫ માં શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સ્થાપના થઈ હતી, અને તેના તરફથી સન ૧૮૬૯ માં ફાર્બસરચિત રાસમાળાનો ગુજરાતી તરજુમો બે ભાગમાં રૂ. ૧૩૦૦૦) ના ખર્ચે, બહાર પાડવામાં આવ્યો હતો. તે પછી સંજોગવસાત્ તેની પ્રવૃત્તિ બંધ પડી અને તેનો કાયમ નિધિ રૂ. એક લાખની રકમે પહોંચતા તેનું કામકાજ સન ૧૯૧૩ માં ફરી ચાલુ કરવામાં આવ્યું હતુ.

તે સભાના ઉદ્દેશો નીચે પ્રમાણે જણાવાયા છેઃ—

"(૧) (અ) સભાનો હેતુ, પ્રથમ ગુજરાતને લગતાં કે ગુજરાતી ભાષામાં લખાયલાં સર્વ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો અને તેમાંના જે પુસ્તકો મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષણ કરવા યોગ્ય લાગે તેવાં હોય તે પુસ્તકોનાં ભાષાંતર કરાવવાં અને પ્રસિદ્ધ કરવાં, એ છે.

(આ) બીજા વધુ હેતુઓ નીચે પ્રમાણે છેઃ—

(૨) અનુકૂળતા આવે તેમ અંગ્રેજી અને બીજી ભાષાઓમાંના ઉપયોગી પુસ્તકોનાં ભાષાંતર સંપાદન કરવાં, અને

(૩) ગુજરાતી ભાષાનાં સ્વતંત્ર પુસ્તકોને ઉત્તેજન આપવું.

ત્યારબાદ સન ૧૯૧૬ માં વ્યવસ્થાપક મંડળે તેના હેતુમાં બે વિશેષ નિયમો ઉમેર્યા હતાઃ—

(૨) વિજ્ઞાન શાસ્ત્રાદિક ગ્રન્થોને પણ ઉત્તેજન આપવું.

(૩) અંગ્રેજી ઉપરાન્ત અન્ય ભાષાના ગ્રંથોનાં પણ ભાષાંતર કરાવવાં."*

સભાએ શરૂઆતમાં ગુજરાતીમાં તરજુમો કરાવવા જેવા કેટલાક ગ્રંથો પસંદ કરી, તે બદલ માત્ર પારિતોષિક આપી, તેના પ્રકાશનની જવાબદારી તેના ભાષાન્તરકર્તા પર નાંખી, તેનું કાર્ય આરંભ્યું હતું; તે યોજનાનુસાર નીચેનાં ચાર પુસ્તકો પ્રકટ થયાં હતાંઃ

(૧) મેટરલિંકના નિબંધો–ભાષાંતરકર્તા, શ્રીયુત ધનસુખલાલ મહેતા, (૧) વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મનો ઇતિહાસ–ડૉ. રામકૃષ્ણ ભાંડારકરના

* ફાર્બસ ગુજરાતી સભાનો વૃત્તાન્ત પૃ ૪

ગ્રંથના આધારે–સુધારાવધારા સહિત, સંયોજક, શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી, (૦) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા–ભાષાન્તરકર્તા, શ્રીયુત પ્રેમશંકર નારણજી દવે; અને (૪) લોર્ડ મોર્લિ કૃત On Compromise સત્યાગ્રહની મીમાંસા–તરજુમો કરનાર શ્રીયુત મહાદેવભાઈ દેસાઈ; તદુપરાંત કવિ દયારામનું જીવન ચરિત્ર, કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય ભા. ૧ અને ૨., અભિમન્યુ આખ્યાન જનતાપી રચિત; અને મંયુક્તાખ્યાનના લેખકોને તેના પ્રકાશનમાં આર્થિક સહાયતા આપી હતી.

પણ એ વ્યવસ્થા તેના કાર્યકર્તાઓને સંતોષકારક માલુમ પડી નહિ તેથી તે પછી સભાએ જે તે પુસ્તકો પોતાના તરફથી લખાવી છપાવી પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો.

પ્રાચીન ગુજરાતી કાવ્ય ગ્રંથો કેટલા સભાએ પ્રસિદ્ધ કર્યા છે તેની યાદી પાછળ અપાઈ છે.

ઈતિહાસ વિભાગમાં નીચેનાં પુસ્તકોનો સમાવેશ થાય છે:—

(૧) પ્રબંધચિંતામણિ–સંસ્કૃત ટેક્સ્ટ અને ગુજરાતી તરજુમો–સંપાદક અને ભાષાંતરકર્તા શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી.

(૨) ચતુર્વિંશતિ પ્રબંધ–સંસ્કૃત ટેક્સ્ટ અને ગુજરાતી તરજુમો–સંપાદક અને ભાષાંતરકર્તા પ્રો. હીરાલાલ કાપડીઆ.

(૩) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભા. ૧ અને ભા. ૨. સંપાદક શ્રીયુત જી. વી. આચાર્ય.

(૪) ગુજરાતના ઐતિહાસિક સાધનો સંગ્રાહક શ્રીયુત નર્મદાશંકર દ્વિવેદી, અને

(૫) રાજ્યરંગ ભા. ૨–જગતનો ઈતિહાસ–કવિ નર્મદાશંકર રચિત.

ધર્મ અને તત્વજ્ઞાનના વિષયમાં દી બા. નર્મદાશંકર મહેતા રચિત શાક્ત સંપ્રદાય અને સ્વર્ગસ્થ માનશંકર પ્રયોજિત, અહુનવર એ બે પુસ્તકો છે; અને 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' વિષે સદ્ગત નરસિંહરાવનાં વિલસન ફાઇલોલૉજીકલ વ્યાખ્યાનોનો પહેલો ભાગ એક મૂલ્યવાન અને મહત્વનું પ્રકાશન છે

વિજ્ઞાન વિભાગમાં સભાએ સારી પ્રગતિ કરી છે. (૧) જીવન અને ઉત્ક્રાન્તિ, લેખક શ્રીયુત ભીમભાઈ લાલભાઈ; (૨) હવામાન–વિજ્ઞાનની દષ્ટિએ ગુજરાતની હવામાનની સ્થિતિ; (૩) પૃથ્વીનો ઈતિહાસ લેખક

શ્રીયુત યશવંત ગુલાબભાઈ નાયક, (૪) ગુજરાતનું પ્રાકૃતિક અને ભૂગોળ વિજ્ઞાન–લેખક શ્રીયુત ભોગીલાલ ગિ મહેતા, અને (૫) બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા, જેમા ગુજરાતના શિક્ષકો વિશે, 'ડારવિન મત અને તેનું હાલનું સ્વરૂપ' એ વિશે બે વ્યાખ્યાનો સમુદાયના છે, અને તે સર્વ પ્રકાશનો એક વા બીજી રીતે ઉપકારક છે, અને સભાની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યને પોષક અને સહાયક છે, એમ કહેવુ પડશે

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઉદ્‌ભવ, અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઉદ્‌ગમ સાથે જોડાયલો છે, આપણા પ્રાન્તની તે જુનામા જુની સાહિત્ય સંસ્થા છે, સન ૧૮૪૮ મા એલેકઝાંડર કિન્લોક ફોર્બસે તેની સ્થાપના કરી હતી, અને સન ૧૮૫૪ મા તેના સંસ્થાપક ફોર્બસની ઈચ્છાને માન આપી કવીશ્વર દલપતરામે અપૂર્વ સ્વાર્થ ત્યાગ દાખવી સોસાઈટીનુ મંત્રીપદ સ્વીકાર્યું તે પછી સોસાઈટીની કીર્તિ અને લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતા ચાલ્યા છે, સોસાઈટીના એ લાંબા ઈતિહાસમા આપણને ઉતરવાની જરૂર નથી, જીજ્ઞાસુને તે વિશે સવિસ્તર અને આધાર ભૂત માહિતી 'સોસાઈટીનો ઈતિહાસ' ત્રણ વિભાગમા એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલો છે, તેમાથી પ્રાપ્ત થશે આપણે તો છેલ્લા ત્રીસ વર્ષમા સોસાઈટીએ ગુજરાતી સાહિત્યની જરૂરિયાતો લક્ષમા લઈને, ચાલુ વિચાર પ્રવાહ અને વાતાવરણથી રંગાઈ તેમ પ્રોત્સાહન પામીને અને સાહિત્યના અભ્યાસ અને વિકાસ માટે આવશ્યક એવી સાધન સામગ્રી, સંગ્રહી અને સંકલિત કરી, સુંદર ભૂમિકા તૈયાર કરી છે, તેની વિગતો વિભાગવાર ગોઠવીને, રજુ કરીશુ, જેથી તેના વાસ્તવિક સ્વરૂપમા અને સહેલાઈથી તે સાહિત્ય પ્રગતિ જોઈ શકાય, અને તેની ઉપયોગિતા લક્ષમા આવી તેની મહત્તાનું યથાર્થ રીતે મૂલ્યાંકન થઈ શકે

લગભગ ૧૮૦ પુસ્તકો ન્હાના મ્હોટા આ ગાળામા પ્રસિદ્ધ થયા છે, અને તે દરેકની મોઈને કોઈ દૃષ્ટિબિન્દુથી ઉપયોગિતા માલુમ પડશે, પણ તે સમગ્ર નામાવલિ આપતા બહુ વિસ્તાર થઈ જાય અને પાનાનો સંકોચ છેજ, તેમ તેની વિસ્તૃત હકીકત આપતા અમારા ઉપર પક્ષપાતનો, અને આત્મશ્લાઘાનો દોષ કદાચ આરોપાય, એટલે ફક્ત વિજ્ઞાન, ઈતિહાસ અને સાહિત્ય પ્રકાશનોની નોધ કરીશુ તે ઉપરથી સોસાઇટીના પ્રકાશનોના ધોરણનો અને સાહિત્યની અને સામાન્ય જ્ઞાનની દૃષ્ટિએ તેની ઉપયોગિતા અને જરૂરિયાતનો સહેજ ખ્યાલ આવશે

પ્રથમ વિજ્ઞાન વિભાગ લઈએ:—

વિજ્ઞાનના જૂદા જૂદા વિષયો પર એક એક જૂદું અને સ્વતંત્ર પુસ્તક, તે વિષે સામાન્ય માહિતી મેળવવાનું સુગમ થઈ પડે અને એક પાઠ્ય પુસ્તક તરીકે શાળામાં અને ટ્રેનિંગ કૉલેજમાં તેનો ઉપયોગ પણ કરી શકાય એ ઉદ્દેશથી, સોસાઈટીએ વિજ્ઞાન ગ્રંથમાળાની યોજના ઉપાડી હતી; તદનુસાર આજપર્યંત નીચે મુજબ પુસ્તકો છપાયાં છે:—

(૧) ખગોળવિદ્યા, શ્રીયુત આત્મારામ મોતીરામ દિવાનજી, (૨) રસાયનશાસ્ત્ર, અને (૩) શારીરવિદ્યા, શ્રી. ગંગાશંકર મ વૈષ્ણવ, (૪) માનસશાસ્ત્ર, ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા, (૫) ભૂસ્તરવિજ્ઞાન, બે ભાગમાં, શ્રી. ડાહ્યાભાઈ પી. દેરાસરી, (૬) સૌન્દર્ય અને લલિતકળા, અનુવાદક–શ્રી. સાકરલાલ યાજ્ઞિક, (૭) સૌન્દર્યતત્ત્વ, અનુવાદક શ્રીયુત મહાશંકર ઈન્દ્રજી દવે, (૮) હિન્દુ રસાયન શાસ્ત્રનો ઈતિહાસ, ડૉ. પી. સી. રેના પુસ્તકનો સાર; શ્રીયુત પર્જન્યરાય મેઢ, (૯) સહકાર પ્રવૃત્તિ, અનુવાદક–શ્રી. નટવરલાલ ભગવતી, (૧૦) આરોગ્યશાસ્ત્ર–ડૉ. હરિપ્રસાદ દેસાઈ, (૧૧) વનસ્પતિશાસ્ત્ર, આર્થિક દૃષ્ટિએ, વૉટના પુસ્તકના આધારે, અનુવાદક–શ્રીયુત છોટાલાલ પુરાણી, (૧૨) આહારશાસ્ત્ર પ્રવેશિકા, શ્રીયુત જોગલેકર અને શ્રીયુત સંત, (૧૩) વિજ્ઞાનવિચાર (પ્રવેશિકા) શ્રી. પોપટલાલ શાહ, (૧૪) નીતિશાસ્ત્ર, અનુવાદક શ્રી. પ્રહ્લાદભાઈ આનન્દશંકર ધ્રુવ, (૧૫) જંતુશાસ્ત્ર ડૉ. બાલકૃષ્ણ પાઠક (પ્રેસમાં છે), (૧૬) વિજ્ઞાન વ્યાખ્યાનમાળા–લોકોપયોગી–વાયરલેસ, રેડીયો અને ટેલિવિઝન, વ્યાખ્યાતા ધનજીભાઈ ફકીરભાઈ, (૧૭) નં. ૨. મનજાતંત્ર અને ચિત્તશક્તિ શ્રીયુત શ્રીયુત પ્રાણજીવન પાઠક, (૧૮) નં. ૩ ગુજરાતની વનસ્પતિ, શ્રીયુત,બાપાલાલ વૈદ્ય, (૧૯) નં. ૪ સૂર્ય અને ગ્રહમંડળ, નભો મંડળ અને પરિમિત વિશ્વ, શ્રીયુત ત્રિભુવનલાલ ધ્રુવ, તેમજ હુન્નર ઉદ્યોગનાં પુસ્તકો જેવા કે, (૨૦) ફળનો બગીચો, શ્રીયુત મગનલાલ ગજ્જર, (૨૧) ખાંડ બનાવવાની રીત, શ્રીયુત દુલેરાય અંજારિયા, (૨૨) રંગવાની કળા, શ્રીયુત નારીગરા, (૨૩) સુથારી કામનુ શિક્ષણ, શ્રી. મુમા, (૨૪) લિંબુ અને તેની જાતના ફળોનો ઉદ્યોગ, શ્રી. મગનલાલ ગજ્જર.

ઈતિહાસ વિભાગના પુસ્તકો પણ સર્વદેશી અને અભ્યાસ યોગ્ય જણાશે.—

(૧) મિરાતે સિકંદરી–અનુવાદક શ્રીયુત આત્મારામ દિવાનજી, (૨) મિરાતે અહમદી વો. ૨, ૪ ખંડ માં–ભાષાંતરકર્તા દી. બા. કૃષ્ણલાલ

## પ્રકરણ ૯

## જગતનો એક મહાન ક્રાન્તિકારી પુરુષ

"અને સં. ૧૯૭૦ માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રિકાથી ઉઘાડે પગે, દેશી ઢબનાં લુગડાં પહેરી એક મુસાફર મુંબાઈ બંદરે ઉતર્યો. નવઆર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાંખી હતી. ભઠ્ઠીમાં અગ્નિ તપતો હતો. બધાં સાંસ્કારિક બળોની આંચ ધગતી હતી. એ આંચ ભેગી થઈ ગઈ–જ્વાલા થઈ. આ નવો ઉતારૂ તે જ્વાલાની મૂર્તિ બની રહ્યો, ગુજરાત ગાંધીજીનું થયું.

ગાંધીજી એક માણસ નથી, પણ અનેક સંસ્થાઓનો સમૂહ છે; ભાવનાઓનો સમુચ્ચય છે; સાંસ્કારિક બળનું કેન્દ્રસ્થાન છે; સંસ્કૃતિકાર છે. એ વર્તમાન કાળના નથી, એમનામાં ભૂતકાલની મહત્તા, ને ભાવિની ભવ્યતા છે. એમને પગલે નવ–આર્યાવર્તે સ્વસંસ્કારનું સંરક્ષણ છોડી દીધું–પણ –સંસ્કારના પાઠ સૃષ્ટિને પઢાવવા માંડયા."*

આશરે પંદરેક વર્ષો પર જાણીના ખ્રિસ્તિ વિશ્વ ઉપદેશક ડૉ. સ્ટેન્લી જોન્સે સુરતમાં નગીનચંદ હૉલમાં 'જીસસ ક્રાઈસ્ટ–એક ક્રાન્તિકારી પુરુષ' એ શીર્ષક હેઠળ એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.

તે દિવસો અસહકારની હિલચાલના હતા. ગાંધીજીના વિચારે અને એમની અહિંસામય, શાન્તિભરી અને કાયદાપૂર્વકની લડતે પ્રજાને નિર્ભય અને જાગૃત કરી મૂકી હતી. એમનો મહામૂલો મંત્ર માત્ર એ હતો કે જો એમના સિદ્ધાન્તોનું, એમની આજ્ઞાનું, પ્રજા, અક્ષરશઃ મનસા, વાચા અને કર્મણાથી–પાલન કરે, તો સ્વરાજ્ય તુરત આવી પહોંચશે; અને દેશની ગુલામી અને ગરીબાઈ દૂર થવા પામી તે આઝાદીમા મહાલશે.

મહાન યુરોપીય યુદ્ધના પરિણામે દેશમાં મોંઘવારી વધી પડી હતી; તેમ રોગ, અતિવૃષ્ટિ અને દુકાળના કારણે હિન્દી પ્રજાની હાડમારી થોડી નહોતી.

સન ૧૯૧૫ માં ગાંધીજીનું હિન્દમાં પુનઃ આગમન થતાં લોકમાં કાંઈક આશાનાં કિરણો પ્રકટયાં હતાં અને પ્રજાના પ્રતિનિધિ તરીકે તેમની ફરિયાદોની દાદ મેળવવા એમણે જવાબદારી પોતાના શિર પર લીધી, તે પછી સમાજજીવનમાં નવા પ્રાણનો સંચાર થયો હતો.

*જુઓ, ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ–શ્રીયુત મુનશી લિખિત ટેલાક લેખો, પૃ. ૨૪૩

· એમની ગરીબો,-ખેડુતો અને દલિત જાતિઓ, માટેની અનુકંપા અને વેદના જાણીતી છે. એમના પ્રત્યેના સમભાવથી ગરીબનું જીવન ગાળી, તેમની સાથે તાદાત્મ્ય સાધતા, દરિદ્રનારાયણની મૂર્તિસમા, પોતાને ખેડુત તરીકે, તેઓ ઓળખાવે છે, અને દુઃખિયાના ભેરૂ થવાની, તેમની કુમકે જવાની એમની ધગશ એટલી તીવ્ર હોય છે કે જ્યાં અન્યાય અને અત્યાચાર માલુમ પડે ત્યાં તેઓ દોડી પહોંચે છે; તેમાંના એક થઈ રહી, તેમના દુઃખના નિવારણ માટે તૈયારી કરે છે. એવી એમની લોકપરાયણ અને પરોપકારી પ્રવૃત્તિઓને લઈને ગાંધીજી 'મહાત્મા' નું બિરુદ પામ્યા છે તે યથાર્થ છે. '

ઉપરોક્ત વ્યાખ્યાન સાંભળતાં પ્રભુ જીસસ ક્રાઇસ્ટની અને મહાત્મા ગાંધીજીની લોકોપકારી હિલચાલોમાં ઘણું સામ્ય દેખાયું. જીસસ ક્રાઇસ્ટ પણ સમાજમાં વ્યાપી રહેલા ઘોર અન્યાયો અને અત્યાચારો નિર્મૂળ કરવા, ગરીબો અને પીડિતોની વ્હારે ધાઈ, એમની પાર્થિવ સ્થિતિ સુધારવા અને એક બીજા પ્રત્યે ભ્રાતૃભાવ અને પ્રેમનો સંદેશો આપવા પ્રવૃત્ત થયા હતા; અને એમના ઉપદેશ | સમાજ સેવા એક મહત્વનું અને મુખ્ય અંગ છે એમ હૃદયથી માનીને હજારો પાદરીઓ પછાત, જંગલી, ગરીબ, અજ્ઞાન અને પીડિત જાતિઓનો ઉદ્ધાર અને સેવા કરવા રચ્યા-પચ્યા રહે છે; અને પ્રભુ જીસસ ક્રાઇસ્ટનું જીવન ચરિત્ર રેવ. કોન્રેડ નોઇલ રચિત હમણાં બહાર પડ્યું છે, તેમાં જીસસ ક્રાઇસ્ટની એ સામાજિક સેવા પ્રવૃત્તિ પ્રતિ ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.×

× Conrad Noel urges, and with a wealth of illustration, that the immediate circle from which Jews sprang—the Redemptionists he picturesquely calls them-Zachariah, Elisabath, Anna and Simeon, were not the gentle pietistic group of common fancy; they were fiery souls who had inherited and re-emphasised the prophetic revolt against the injustices and inequalities of every day life. Jesus endorsed their expectations and announced the immidiate approach of a reign of social righteousness, a kingdom of God embracing liberty and release of many kinds and though certainly not confined to providing plenty of food and clothing-the first-temptation reveals that-most definitely including, as the

મોહનલાલ ઝવેરી, (૩) જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ, એચ. જી. વેલ્સના ન્હાના પુસ્તકનો તરજુમો—શ્રીયુત રામપ્રસાદ કાશીપ્રસાદ, (૪) પ્રાચીન જગત—શ્રીયુત મૂળશંકર ભટ્ટ, (૫) બ્રિટિશ રિયાસત—સરદેસાઈ કૃત—અનુવાદક શ્રીયુત ચંપકલાલ મહેતા, (૬) મુસલમાની રિયાસત—બે ભાગમાં સરદેસાઈ કૃત—અનુવાદક શ્રીયુત સૂર્યશંકર દેસાઈ, (૭) મરાઠી રિયાસત, સરદેસાઈ કૃત—અનુવાદક શ્રીયુત જીવનલાલ અમરશી મહેતા, (૮) મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ—રા. બ. ગૌરીશંકર ઓઝાકૃત પુસ્તકનો તરજુમો—શ્રીયુત જયંતિલાલ આચાર્ય, (૯) હિન્દુ રાજ્ય-વ્યવસ્થા—પ્રો. જયસ્વાલ રચિત Hindu Polity નો તરજુમો, શ્રીયુત ચંપકલાલ મહેતા, (૧૦) પ્રાચીન હિન્દમાં સંઘજીવન Corporate life in Ancient India નો તરજુમો—શ્રી. ભરતરામ મહેતા, (૧૨) સ્મીથકૃત હિન્દનો પ્રાચીન ઇતિહાસ—બે ભાગમાં, તરજુમો કરનાર શ્રીયુત છોટાલાલ પુરાણી, (૧૩) હિંદ સામ્રાજ્ય—ઇમ્પિરિયલ ગેઝેટિયર વૉ. ૪ નો તરજુમો—શ્રીયુત દુર્લભજી વેદ, (૧૪) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ—બે ભાગમાં—રમેશચંદ્ર દત્તના બે પુસ્તકનો અનુવાદ—સ્વર્ગસ્થ ઉત્તમલાલ ત્રિવેદી, (૧૫) રોમનો ઇતિહાસ—શ્રી આત્મારામ દિવાનજી, (૧૬) યુરોપની પ્રજાના આચરણનો ઇતિહાસ—History of European morals નો અનુવાદ, રા. નરભેશંકર દવે (૧૭) યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો ઇતિહાસ લેકી કૃત History of Rationalism in Europe નો અનુવાદ, રા. દુર્ગાશંકર રાવળ (૧૮) નિયંત્રિત સ્વાતંત્ર્યનો ઇતિહાસ, બેરીકૃત પુસ્તકનો તરજુમો—શ્રીયુત ખુશવદન ઠાકોર, (૧૯) યુરોપમાં સુધારાનો ઇતિહાસ ગીઝોકૃત History of European Civilization Vol I તરજુમો કરનાર પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, (૨૦) સમાજસુધારાનું રેખાદર્શન—શ્રી નવલરામ ત્રિવેદી, (૨૧) એશિયાઈ તુર્કો દી. બા. કેશવલાલ ધ્રુવ, (૨૨) હિન્દી તત્વજ્ઞાનનો ઇતિહાસ—બે ભાગમાં—દી. બા. નર્મદાશંકર મહેતા, (૨૩) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન—ત્રણ ભાગમાં—શ્રીયુત હીરાલાલ પારેખ, (૨૪) મધ્યકાલીન રાજપુત યુગનો ઇતિહાસ—શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, (૨૫) હિંદનું રાજ્ય બંધારણ—શ્રી જીવાભાઈ પટેલ

કેટલે સાહિત્ય ગ્રંથો જોઈએ—સામાન્ય જ્ઞાન અભ્યાસ અને રેફરન્સની દૃષ્ટિએ

(૧) સાહીના સાહિત્યનો ઇતિહાસ શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી રચિત, (૨) ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો (૩) ગુજરાતી

સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો—દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; (૪) અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય—વ્યાખ્યાતા, અધ્યાપક શ્રી. રામનારાયણ પાઠક; (૫) બંગાળી સાહિત્યનો ઈતિહાસ—અનુવાદક શ્રીયુત મહાશંકર દવે; (૬) હિન્દી સાહિત્યનો ઈતિહાસ—અનુવાદક શ્રીયુત કીસનસિંહ ચાવડા; (૭) આપણી કવિતા સમૃદ્ધિ—સંપાદક પ્રો. બળવંતરાય ઠાકોર; (૮) ગુજરાતી પદ્યસંગ્રહ—સંપાદક શ્રીયુત હિંમતલાલ અંજારિયા; (૯) કવિતા ને સાહિત્ય—ચાર વોલ્યુમમાં—સર રમણભાઈના લેખોનો સંગ્રહ; (૧૦) મનોમુકર બે ભાગ—સ્વર્ગસ્થ નરસિંહરાવના લેખોના સંગ્રહ અને (૧૧) અભિનયકળા—ઍજન (૧૨) પુરાણ વિવેચન, શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી; (૧૩) મહાભારતની સમાલોચના—તરજુમો શ્રીયુત મોહનલાલ દવે; (૧૪) લેન્ડોરના કાલ્પનિક સંવાદો—બે ભાગમાં, શ્રીયુત મોહનલાલ દવે (૧૫) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો ઈતિહાસ—ત્રણ વિભાગમાં, લેખક શ્રીયુત હીરાલાલ પારેખ; (૧૬) કવિવર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચી, સંગ્રાહક અને સંપાદક શ્રી. હીરાલાલ પારેખ; (૧૭) ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧ થી ૮, સંપાદક શ્રીયુત હીરાલાલ પારેખ, (૧૮) ગુજરાતી કોશ આઠ ભાગમાં—સંપાદક શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટ; (૧૯) ગુજરાતી, ફારસી, અરબ્બી શબ્દોનો કોશ, સંપાદક મી. અમીરમીયાં હમદુમીયાં (૨૦) પારિભાષિક કોશ, ત્રણ ખંડમાં—સંપાદક શ્રીયુત વિશ્વનાથ ભટ્ટ, (૨૧) ભૌગોલિક કોશ—ખંડ ૧, સંપાદક શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી, (૨૨) પૌરાણિક કથા કોશ—પાંચ ભાગમાં, સંપાદક શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી, (૨૩) દાર્શનિક કોશ ખંડ ૧ શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ.

એ સિવાય પ્રાચીન કાવ્ય ગ્રંથોનું પદ્ધતિસર સંપાદન થઇ જે પુસ્તકો છપાયાં છે, તેનાં નામો પ્રકરણના આરંભમાં દર્શાવ્યાં છે.

તે ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં સોસાઈટીની પ્રવૃત્તિ સહાયકર્તા થયલી છે; અને તેનો ફાળો જેમ મ્હોટો તેમ કિંમતી છે.

આપણા પ્રાંતની સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ પરસ્પર સહકાર સાધી એકસાથે મળી, વિચારપૂર્વક એકાદ મુદ્દતબંધી કાર્યક્રમ યોજે અથવા તો સાહિત્યના વિધ વિધ પ્રકારોમાંથી અમુક વિષયોને પસંદ કરી, તેની વૃદ્ધિ અર્થે પ્રયાસ કરે, તેને પોતાની પ્રવૃત્તિનું વર્તુલ સ્થાપે, તો ગુજરાતી સાહિત્યમાંની ખામીઓ ત્વરિત દૂર થવા પામી, તેનો વિકાસ બહોળો અને જલદી સધાય !

એમના પરમપ્રિય મિત્ર દીનબંધુ એન્ડ્રયુઝ તાજેતરમાં પ્રકટ થયલા A Pilgrim's Progress, યાત્રાની પ્રગતિ એ નામક એમના લેખમાં કહે છે, કે, આધુનિક જગતને પ્રભુ જીસસ ક્રાઈસ્ટનો વાસ્તવિક સંદેશો શો છે તેનું રહસ્ય અજાણપણે પણ ગાઢ રીતે હું કવિવર ટાગોર અને મહાત્મા ગાંધીજી દ્વારા સમજવા પામ્યો છું. "×

એજ વિચારનું પુનરાવર્તન થતું હોય એમ "મહાત્મા ગાંધી' એ નામનું એક નવું પુસ્તક સંવાદરૂપે ચાલુ માસમાં (સપ્ટેમ્બર) પ્રસિદ્ધ થયું છે, તેનો ઉપસંહાર કરતાં, તેના વિદ્વાન લેખક પ્રોફેસર પેસ્તનજી વાડીઆએ લખ્યું છે, કે,

'બે હજાર વર્ષ પૂર્વે વધસ્તંભપરની મૂર્તિની પેઠે, ગાંધીજીની આકૃતિ અને વ્યક્તિત્વ (Personality) સ્પષ્ટપણે તરી આવી, તેમના જીવન અને જીવન પ્રવૃત્તિમાં, પરમાત્માનો આશય વધુ ને વધુ વ્યક્ત થતો માલુમ પડી, એમનો સંદેશો, થાકેલા જગતની પ્રજાઓને, આશ્વાસન અને આશાના પ્રેરકબળ સમાન છે. "*

પ્રસ્તુત પ્રશ્નને આપણે અન્ય રીતે વિચારીએ.

ગીતામાં દર્શાવ્યું છે, કે, પૃથ્વી પર અન્યાય અને અત્યાચાર વધી પડે છે અને સાધુઓ અને પવિત્ર પુરૂષોને વિટંબણા પહોંચે છે ત્યારે ધર્મની, ન્યાય અને નીતિની સંસ્થાપના અર્થે પરમાત્મા વખતોવખત અવતાર ધારણ કરે છે; એ દષ્ટિએ મહાત્મા ગાંધીજીને એક મહાત્મા, એક અવતારી પુરૂષ આપણે માનીએ તો તે અયુક્ત નહિ જણાય. §

દક્ષિણ આફ્રિકામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી, હિન્દીઓનું હિત સાચવવા ખાતર, તેમના હિતનું રક્ષણ કરવા ખાતર, તેમના એક મનુષ્ય તરીકેના સામાન્ય હક્કનું પ્રતિપાદન કરવા, ગાંધીજીએ સત્યાગ્રહનો પ્રયોગ પહેલવહેલો ત્યાં અજમાવ્યો હતો અને સૌ કોઈને એમની દલીલનું; એમની લડતનું વાજબીપણું સ્વીકારવું પડયું હતું.

× જુઓ Religion in Transition p 81.

* Mahatma Gandhi p. 73

§ સરખાવો: યજ્ઞને માનવરૂપે અવતરવાનું મન થયું અને એ ગાંધીમાં પ્રકટ થયો. કવિવર ટાગોર.

અતિવૃષ્ટિને લઈને પાક નિષ્ફળ જતાં જમીન મહેસુલ ઉઘરાવવું એ અન્યાયયુક્ત છે, એ આધારે એમણે ખેડાની લડત ઉપાડી હતી અને ચંપારણ્યમાં ખેડુતો પાસે જે ગેરવાજમી કરો લેવાતા અને તેમનું ચૂસણુ થયે જતું, તે અનીતિ અટકાવવા એમણે તેમની વ્હારે પહોંચી જે કર્તવ્યબુદ્ધિ અને સેવા પ્રવૃત્તિ દાખવ્યાં હતાં, તે એમના ઉચ્ચ માનસનું પ્રતિબિંબ માત્ર હતું.

જલિયાનવાળા બાગમાંના સમાચાર સાંભળતાં એમનો પવિત્ર આત્મા કકળી ઉઠી, એમણે જે પુણ્યપ્રકોપ વ્યક્ત કર્યો, તેમાંથી સમસ્ત દેશમાં રોષની પ્રચંડ જ્વાળા સળગી હતી.

અમદાવાદમાં મીલ મજુરોના પગાર પર કાપ મૂકવાનો પ્રસંગ આવતાં મીલ માલીકો અને મજુરો વચ્ચે ઝઘડો ઉપસ્થિત થયો અને શહેરનો મામલો બગડવા પર હતો તે કટોકટીના અવસરે પોતે મજુરોની આગેવાની લઈ, તેનો માર્ગ શાન્તિપૂર્વક કાઢયો હતો અને એ બે વચ્ચે જ્યારે તકરાર ઉદ્દભવે ત્યારે તેનો ઉકેલ લવાદ દ્વારા આણવા જે ધોરણ સ્થાપિત કર્યું હતું તે ઉભય પક્ષે હિતાવહ નિવડયું છે અને તેનો યશ એકલા મહાત્માજીને છે.

હરિજન પ્રત્યેના હિન્દુ જાતિએ કરેલા અન્યાયો, હિંદુ ધર્મ પરનું એ કાળું કલંક દૂર કરવા એમના પ્રયાસો એટલા જાણીતા છે કે તે વિષે વિવેચનની જરૂર રહેતી નથી; તેમના માટે ગાંધીજીએ આમરણાન્ત અપવાસ સુદ્ધાં આદર્યાં હતા, એ ઐતિહાસિક બીના છે અને તે જગતના ઈતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત થશે.

આ સઘળી હકીકત, અંધશ્રદ્ધાથી નહિ પણ બુદ્ધિપૂર્વક, વિચારતાં પ્રતિપક્ષીને એટલું સ્વીકારવું પડશે, કે ગાંધીજી એક મહા પ્રતાપી અને પ્રતિભાશાળી, અસાધારણ વ્યક્તિ છે.

અત્યાર સુધી એવી સામાન્ય માન્યતા પ્રવર્તતી હતી કે ઇસુ ક્રાઇસ્ટે રાજકારણમાં માથું માર્યું ન હોતું, અને એમની એક ઉક્તિ વારવાર આગળ ધરવામા આવતી કે રાજ્યને જે કાંઇ વેરો વગેરે આપવાનું હોય તે, ચુકવી આપવુ Pay unto Chesar's what is his due-પણ ગયા જુલાઈ માસમા જાણીતા હિબર્ટ જર્નલમા "ઇશુનો વધ, શુ તેની પાછળ રાજકીય હેતુ હતો ?" એવા મથાળા નીચે એક અભ્યાસપૂર્ણ નિબધ પ્રસિદ્ધ થયતો છે, તેમા ઇસુ ક્રાઇસ્ટની પ્રવૃત્તિ એક ક્રાન્તિકારી પુરુષ જેવી વર્ણવી, તેની સાથે ગાધીજીની શાન્તિભરી અહિંસામય લડતનું સામ્ય બતાવી, સૂચવ્યુ છે, કે,-

Gandhi's campaign of non-violent resistance led in practice to a number of political assassinations, and Gandhi had to protest against his own followers by a fast which did much to curb the extremist It seems that the same thing may have happened with Jesus and the Zealots who follwed Him as He entered Jarusalem and cleansed the Temple, that they thought that he would raise the standard of revolt and "restore the kingdom unto Israel", and that they were involved in the insurrection and bloodshed of Barabbas and other "brigands," seeking, as it were, "to take the kingdom of Heaven by force "‡

description of the final Judgment shows, a sharing of these mundane things A kingdom of God is about to be established here and now on earth, not postponed to heaven and not spiritualised away into social ineffectiveness"

("The Listener" 8th Sep 1937 'The Social Signifi- of Christ" page 525)

‡ Hibbert Journal July, 1937 page 564-565

સન ૧૯૩૦ ની મીઠાની લડતના સમયે ગાંધીજીને કરાડીમાંથી મધરાતે ખસેડવામાં આવ્યા, તે પ્રસંગને એક અંગ્રેજ અખબારનવીશે જીસસ ક્રાઇસ્ટના એવા એક જીવનપ્રસંગ સાથે સરખાવ્યા હતા.*

રોમન સત્તાધિશ પાઈલેટે (Pilate) જીસસ ક્રાઇસ્ટના વધની સજા ફરમાવતાં, તે માટે પોતે દોષિત નથી પણ જીસસના વિરોધીઓના દબાણને તેને વશ થવું પડ્યું હતું એવો એકરાર કર્યો હતો; તે પ્રમાણે સન ૧૯૨૨ મા મહાત્માજીનો કેશ ચલાવનાર ન્યાયાધિશે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા હતા, કે, તમારા કરોડો દેશબંધુઓની નજરમાં એક મહાન સ્વદેશાભિમાની પુરુષ અને લોકનેતા તરીકે તમે પ્રતિષ્ઠા પામ્યા છો, તે વસ્તુ વિસરી શકાય એમ નથી અને તમારા રાજદ્વારી વિચારોથી જૂદા પડે છે તેઓ સુદ્ધાં, તમને ઉચ્ચ આદર્શવાદી, ઉમદા અને પવિત્ર જીવનધારી પુરુષ તરીકે પિછાને છે; પરન્તુ તમે દેશમાં એવી ભયકર પરિસ્થિતિ પેદા કરી છે, કે કોઈ પણ સરકાર તમને છૂટા રહેવા દઈ શકે નહિ. વાસ્તે તમે જણાવો એની હું સજા કરૂં."+

એ સરખામણી એટલેથી અટકતી નથી.

એક અમેરિકન પત્રકાર જણાવે છે, કે, ગાંધીજીના ઉપદેશમાં આપણે બે હજાર વર્ષો ઉપર ઉચ્ચારેલા જીસસ ક્રાઇસ્ટના શબ્દો સાંભળીએ છીએ.†

---

* It is said in the Gospel according to St. Mathew XXI 46, of those who seized Jesus before his trial that "when they sought to lay hold on him, they feared the multitudes, because they took him for a prophet. Perhaps for a similar reason those who wanted to arrest Gandhi went steadily to his Camp 45 minutes after midnight, and though he is meek and non-violent and physically weak and his companions unarmed and pledged to non-violence the party of arresters ........, armed with rifles. Modrn Review, June 1922.

+ જુઓ ન્યુલિયટ વિલિયર કૃત "મહાત્મા ગાંધી" નામક પુસ્તક.

† The Message that was Christ's two thousand years ago, is Gandhi's to-day."

T. H. K. Rizvie.

એમના પરમપ્રિય મિત્ર દિનબંધુ એન્ડ્ર્યુઝ તાજેતરમાં પ્રકટ થયલા A Pilgrim's Progress, યાત્રાની પ્રગતિ એ નામક એમના લેખમાં કહે છે, કે, આધુનિક જગતને પ્રભુ જીસસ ક્રાઈસ્ટનો વાસ્તવિક સંદેશો શો છે તેનું રહસ્ય અણુજાણુપણે પણ ગાઢ રીતે હું કવિવર ટાગોર અને મહાત્મા ગાંધીજી દ્વારા સમજવા પામ્યો છું. "×

એજ વિચારનું પુનરાવર્તન થતું હોય એમ "મહાત્મા ગાંધી' એ નામનું એક નવું પુસ્તક સંવાદરૂપે ચાલુ માસમાં (સપ્ટેમ્બર) પ્રસિદ્ધ થયું છે, તેનો ઉપસંહાર કરતાં, તેના વિદ્વાન લેખક પ્રોફેસર પેસ્તનજી વાડીઆએ લખ્યું છે, કે,

'બે હજાર વર્ષ પૂર્વે વધસ્તંભપરની મૂર્તિની પેઠે, ગાંધીજીની આકૃતિ અને વ્યક્તિત્વ (Personality) સ્પષ્ટપણે તરી આવી, તેમના જીવન અને જીવન પ્રવૃત્તિમાં, પરમાત્માનો આશય વધુ ને વધુ વ્યક્ત થતો માલુમ પડી, એમનો સંદેશો, થાકેલા જગતની પ્રજાઓને, આશ્વાસન અને આશાના પ્રેરકબળ સમાન છે."*

પ્રસ્તુત પ્રશ્નને આપણે અન્ય રીતે વિચારીએ.

ગીતામાં દર્શાવ્યું છે, કે, પૃથ્વી પર અન્યાય અને અત્યાચાર વધી પડે છે અને સાધુઓ અને પવિત્ર પુરુષોને વિટંબણા પહોંચે છે ત્યારે ધર્મની, ન્યાય અને નીતિની સંસ્થાપના અર્થે પરમાત્મા વખતોવખત અવતાર ધારણ કરે છે; એ દૃષ્ટિએ મહાત્મા ગાંધીજીને એક મહાત્મા, એક અવતારી પુરૂષ આપણે માનીએ તો તે અયુકત નહિ જણાય.§

(દક્ષિણ આફ્રિકામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી, હિન્દીઓનું હિત સાચવવા ખાતર, તેમના હિતનું રક્ષણ કરવા ખાતર, તેમના એક મનુષ્ય તરીકેના સામાન્ય હક્કનું પ્રતિપાદન કરવા, ગાંધીજીએ સત્યાગ્રહનો પ્રયોગ પહેલવહેલો ત્યાં અજમાવ્યો હતો અને સૌ કોઈને એમની દલીલનું; એમની લડતનું વાજબીપણું સ્વીકારવું પડયું હતું.)

× જુઓ Religion in Transition p 81.

* Mahatma Gandhi p. 73

§ સરખાવોઃ યજ્ઞને માનવરૂપે અવતરવાનું મન થયું અને એ ગાંધીમાં પ્રકટ થયો — કવિવર ટાગોર.

અતિવૃષ્ટિને લઈને પાક નિષ્ફળ જતાં જમીન મહેસુલ ઉઘરાવવું એ અન્યાયયુક્ત છે, એ આધારે એમણે ખેડાની લડત ઉપાડી હતી અને ચંપારણ્યમાં ખેડુતો પાસે જે ગેરવાજબી કરો લેવાતા અને તેમનું ચૂસણ થયે જતું, તે અનીતિ અટકાવવા એમણે તેમની વ્હારે પહોંચી જે કર્તવ્યબુદ્ધિ અને સેવા પ્રવૃત્તિ દાખવ્યાં હતાં, તે એમના ઉચ્ચ માનસનું પ્રતિબિંબ માત્ર હતું.

જલિયાનવાળા બાગમાંના સમાચાર સાંભળતાં એમનો પવિત્ર આત્મા કકળી ઉઠી, એમણે જે પુણ્યપ્રકોપ વ્યક્ત કર્યો, તેમાંથી સમસ્ત દેશમાં રોષની પ્રચંડ જ્વાળા સળગી હતી.

અમદાવાદમાં મીલ મજુરોના પગાર પર કાપ મૂકવાનો પ્રસંગ આવતાં મીલ માલીકો અને મજુરો વચ્ચે ઝઘડો ઉપસ્થિત થયો અને શહેરનો મામલો બગડવા પર હતો તે કટોકટીના અવસરે પોતે મજુરોની આગેવાની લઈ, તેનો માર્ગ શાન્તિપૂર્વક કાઢ્યો હતો અને એ બે વચ્ચે જ્યારે તકરાર ઉદ્ભવે ત્યારે તેનો ઉકેલ લવાદ દ્વારા આણવા જે ધોરણ સ્થાપિત કર્યું હતું તે ઉભય પક્ષે હિતાવહ નિવડયું છે અને તેનો યશ એકલા મહાત્માજીને છે.

હરિજન પ્રત્યેના હિન્દુ જાતિએ કરેલા અન્યાયો, હિંદુ ધર્મ પરનું એ કાળું કલંક દૂર કરવા એમના પ્રયાસો એટલા જાણીતા છે કે તે વિષે વિવેચનની જરૂર રહેતી નથી; તેમના માટે ગાંધીજીએ આમરણાન્ત અપવાસ સુદ્ધાં આદર્યા હતા, એ ઐતિહાસિક બીના છે અને તે જગતના ઈતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત થશે.

આ સઘળી હકીકત, અંધશ્રદ્ધાથી નહિ પણ બુદ્ધિપૂર્વક, વિચારતાં પ્રતિપક્ષીને એટલું સ્વીકારવું પડશે, કે ગાંધીજી એક મહા પ્રતાપી અને પ્રતિભાશાળી, અસાધારણ વ્યક્તિ છે.

લાહોર કોન્ગ્રેસમાં (૧૯૦૯) નામદાર ગોખલેએ ગાંધીજી વિષે પ્રસંગોપાત્ વિવેચન કરતાં, નીચે મુજબ ઉદ્ગારો કાઢ્યા હતા:—

"ગાંધીજીને હું ગાઢ રીતે પીછાનું છું અને એમ કહેવાને શક્તિમાન છુ, કે એમનાથી વધારે પવિત્ર, વધારે ઉદાર, વધારે બહાદુર અને વધારે ઉન્નત આ જગતમાં બીજો કોઇ પુરુષ મેં ભાળ્યો નથી. તદ્દન તપશ્ચર્યાભર્યું સાદુ જીવન ગાળી, મનુષ્ય જાતિ પ્રતિ વિશ્વપ્રેમના ઉચ્ચતમ સિદ્ધાંતોનું પાલન કરી, સત્ય ને ન્યાયને અનુસરી, તેમની નીચેના નબળા મનના બધુઓ પર જાદુની પેઠે અલૌકિક અસર પેદા કરે છે એવા પુરુષોમાંના ગાધીજી એક છે. તેમને આપણે નરમાં નરોત્તમ, વીર પુરુષોમાં વીર શિરોમણી અને દેશભક્તમાં સર્વોત્તમ દેશભક્ત તરીકે ઓળખાવી શકીએ, એટલુ જ નહિ પણ હિન્દી માનવતા વર્તમાન કાળમાં એમનામાં તેના ઉંચા શિખરે પહોંચી છે.*

એટલે ડૉ. સ્ટેન્લી જોન્સે જીસસ ક્રાઇસ્ટને તેમના યુગના સામાજિક ક્રાન્તિકારી પુરુષ વર્ણવ્યા હતા, તેમ આપણા દેશમા અજબ પરિવર્તન આણવા માટે તેના પ્રવર્તક મહાત્મા ગાધીજીને, જગતના એક મહાન ક્રાન્તિકારી પુરુષ તરીકે આલેખીએ, તો તે વ્યાજબી જણાશે.

દક્ષિણ આફ્રિકામાના મુખ્ય તકરારી હિન્દી પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ થયા બાદ ગાધીજી કાયમ વસવાટ માટે હિન્દમા પાછા ફર્યા ત્યારે મુબાઇએ, તેના તાજ વિનાના રાજા, સર ફિરોજશાહ મહેતાની સરદારી નીચે, એમનુ અપૂર્વ માન સન્માન કરી, એમની જ્વલંત દેશ ભક્તિની કદર બુઝી હતી.

દેશમા રહી તેઓ હિન્દ માતાની સેવા કરવા તલસતા હતા પણ તેનો મદાર દક્ષિણ આફ્રિકામા મેળવેલી પ્રતિષ્ઠા પર રાખવા ઇચ્છતા નહોતા; એમને તો અહિં ફરી નવેસર કાર્ય કરી બતાવવું હતું.

કોઈ પ્રવૃત્તિમા જોડાયા પૂર્વે એમના ગુરુ ગોખલેજી તરફથી ગાધીજીને આજ્ઞા થઈ હતી કે વર્ષભર હિન્દની પરિસ્થિતિનુ એમણે પૂરૂ નિરીક્ષણ કરવું.

ગાધીજી રહ્યા પૂરા તપસ્વી, સયમી પુરુષ, જે કોઈ આજ્ઞાનુ અક્ષરશઃ પાલન કરનારા, એટલે સુધી કે તે દરમિયાન જ્યા જ્યા એમના સત્કારાર્થે સભાઓ, સમારંભો વગેરે થયા ત્યા ત્યા ખપપુરતુ અને તે પણ મુખ્યત્વે આભારદર્શક શબ્દોથી વધુ, બોલતા નહિ.

* હિન્દી મહાસભા, લાહોર, સન ૧૯૦૯.

માતૃભાષા અથવા તો હિન્દુસ્તાની ભાષાનોજ ઉપયોગ કરવાનો સૌને આગ્રહ કર્યો હતો. આ સિવાય તેમણે કાંઈ જ ન કહ્યું. મી. ઝીણાએ પોતાના ભાષણમાં દક્ષિણ આફ્રિકા વિષે જે ઉલ્લેખ કર્યો હતો તે વિષે ગાંધીજી તદ્દન શાન્ત રહ્યા. હિન્દી રાજકારણ વિષે તેમણે મૌનજ સેવ્યું. મી. મુનશીએ અને મી. ઝીણાયે જે પ્રશંસાના પુષ્પો વેર્યાં તે માટે તેમણે અમારા સૌનો આભાર માન્યો; અને તેને લાયક થવાના મનોરથ વ્યક્ત કર્યો.

અને તે પછી રાત્રે મગફળી અને ફળનો અલ્પ આહાર કરીને સૌ કોઈ વિખેરાયા.

મારે માટે અને મંડળના મારા સાથીદારો માટે તો જાણે નિરાશાજ નીર્માઈ હતી. કેટલાક મિત્રોએ ગાંધીજીના સાદા દેખાવ, સરળ ભાવ અને ખેડુતોના જેવા પોષાકની મશ્કરી પણ કરવા માંડી હતી. કેટલાક કહેતા હતા કે ગાંધીજી દેશી દરજી જેવા દેખાતા હતા."*

અમદાવાદમાં સ્થાયી વસવાટનો નિર્ણય થતાં પ્રજામાં એક પ્રકારનો આનંદ વ્યાપ્યો હતો; અને કેટલાકો ગાંધીજીના આશ્રમે સવારસાંજ પ્રાર્થના સમયે હાજરી આપતા; પણ એમના આશ્રમના નિયમો ઘણાંને કડક અને મધ્યયુગના લાગતા.

એક વખતે સત્યાગ્રહ આશ્રમના સિદ્ધાંતો સમજાવવા ગુજરાત ક્લબમાં સભા ગોઠવામાં આવી હતી. હાલના સરદાર વલ્લભભાઈ ત્યાં હાજર હતા, અને બ્રિજ રમતા હતા, ત્યાંથી ખસ્યા નહિ અને મિત્રોને કહેવા લાગ્યાઃ—

"શા સારૂં ગાંધી આ લોકોની આગળ બ્રહ્મચર્યની વાતો કરતા હશે ? ભેંસની આગળ ભાગવત જેવું છે ! આમ ગાંધીજી આરંભમાં તેમને અવ્યવહારૂ પણ લાગ્યા"**

પરન્તુ મહાત્માજીમાં એવું કાંઈક અદ્ભુત આકર્ષણ રહેલુ છે, કે તેમની પાસે આવનાર તેમનાથી મુગ્ધ બને છે અને એમનું મુક્ત હાસ્ય સૌ કોઇને મ્હાત કરે છે, તેમજ એમનો વિરોધ કરનારને કે એમની ઉપેક્ષા કરનાર જે કોઈ એમની સમીપ હાજર થાય છે તે, પેલી કહેવત મુજબ, 'He came to scoff but remained to pray' એમ, એમના તેજમાં લીન થઇ જાય છે, એટલુંજ નહિ પણ તેઓ ગાંધીજીના મિત્ર અને અનુયાયી થઈ બેસે છે.

---

*મહાત્મા ગાંધીજીના સહેવાસમાં પૃ. ૩ થી ૬

**વીર વલ્લભભાઇ પૃ ૨૧.

ભાઈશ્રી ઈન્દુલાલ અને સરદારશ્રી વલ્લભભાઈની હકીકત ઉપર નોંધી છે.

એજ પ્રમાણે કલકત્તાના ખાસ અધિવેશનમાં પ્રમુખ તરીકે મહાત્માજીના કાર્યક્રમ સામે લાલા લજપતરાયે વિરોધ જાહેર કર્યો હતો.

નાગપુરની બેઠકમાં દેશબંધુ દાસ વિરોધ પક્ષના અગ્રણી થઇ બેઠા હતા; અને પંડિત મોતીલાલજીને ગાંધીજીના સર્વ સિદ્ધાન્તો ગ્રાહ્ય ન હોતા; તેમ છતાં એ સર્વ મહાત્માના અનન્ય અનુયાયિઓ અને મિત્રો થયા હતા; અને ગાંધીજીની લડતને પૂરેપૂરૂં પીઠબળ આપ્યું હતું; તે ખાતર જેલ સુદ્ધાંને પ્રિય માની હતી.

મહાત્માજીએ પ્રજાપર એવો અદ્ભુત પ્રભાવ પાડેલો છે.

એમનો કાર્યક્રમ જોઈએ;

દેશની દરિદ્રતાના નિવારણરૂપ ખાદી એક અકસીર ઈલાજ મહાત્માજીને લાગ્યો. શરૂઆતમાં તે સામે ખુબ અણગમો જણાયલો; પણ અત્યારે તેની ઉપયોગિતા અને મહત્વ સમજાયાં છે; અને ખાદી હિન્દી પ્રજાના ધ્યેયના એક પ્રતિક રૂપ બનેલી છે; અને હજારો સ્ત્રી પુરૂષોને એ ખાદી ઉદ્યોગ આજીવિકાનું થોડુંઘણું સાધન પુરૂં પાડે છે.

મહાત્માજીના આગમન પૂર્વે માતૃભાષામાં બોલવું યા લખવું એ ન્હાનમભર્યું મનાતું, સામાન્ય વ્યવહારમાં તેમ વાતચિતમાં રાજભાષા ઈંગ્રેજીનો પ્રધાનપણે ઉપયોગ થતો; શિક્ષણનું વાહન સુદ્ધાં પરભાષા અંગ્રેજી હતું; પણ ગાંધીજીએ એ કઢંગી પરિસ્થિતિ સાવ બદલી નાંખી છે; અને માતૃભાષાનું ગૌરવ સ્થાપી, દેશ સમસ્તની ભાષા તરીકે હિન્દીના પ્રચારને ઉત્તેજન આપ્યું છે.

ગુજરાતી ભાષા સાહિત્ય પર એમણે જે પ્રભાવ પાડ્યો છે, તે વિષે પાછલા પ્રકરણમાં વિવેચન કરવામાં આવ્યું છે; અને તે અસરને લઈને વર્તમાન સાહિત્યને ગાંધી યુગનું સાહિત્ય એવું ઉપનામ અપાયું છે; તે એમની તેજસ્વી મહત્તાનું સૂચક ચિહ્ન છે.

કેળવણી વિષયક ગાંધીજીના વિચારો ક્રાન્તિકારી છે. વર્તમાન સમયમાં તે કેટલે દરજ્જે વ્યવહારૂ અને મદદગાર થઈ પડશે એ વિચારવા જેવો અને કઠિન પ્રશ્ન છે; પણ તે એટલું પુરવાર કરે છે કે પ્રચલિત શિક્ષણ પદ્ધતિ એકદમ સુધારો માગે છે; અને તે જીવન માટે નિષ્ફળ નિવડી છે.

એથી ઘણાને નિરાશા ઉપજી હતી

દેશનો નવીન યુવક વર્ગ એમની દક્ષિણ આફ્રિકાની લડતથી ગાંધીજી પ્રત્યે મુગ્ધ બન્યો હતો, એમની પાસે પ્રેરણા મેળવવા, એમની રાહબરી હેઠળ કાર્ય ઉપાડી લેવા, ઉત્સુક હતો, પણ એમની ઉપરોક્ત રીતિથી તે કેવો હતાશ થયો હતો, તેનું હુબહુ વર્ણન શ્રીયુત ઈન્દુલાલે કર્યું છે, તે અત્રે આપીશું—

"સ્વાભાવિક રીતે જ મુંબાઈ શહેરમાં અને અમારા ગુજરાત પ્રાન્તમાં ગાંધીજીના આગમન સાથે નવજીવનના પુર રેલાયા અમારા પ્રાન્તે અખિલ હિન્દના અગ્રેસર જેવી ભાગ્યે જ કોઈ વ્યક્તિ દેશને ચરણે ધરી હતી હવે અમારી માતૃભાષામાં અમને રાજકારણના પાઠ શિખવવાને, અમારા દુઃખદ દેશની દાદ મેળવવાને, સરકાર સામે સંગ્રામોની સરદારી લેવાને, અને દેશના રાજકીય જીવનમાં અમને ઉચ્ચ સ્થાને સ્થાપિત કરવાને માટે ગાંધીજી અમારી વચ્ચે આવીને વસનાર છે તેથી અમે રાજી થયા હતા"

× × × ×

"અમારા વર્ગમાંના ઘણાખરા લોકો હમેશ મુજબ પાટલુન, લાંબો કોટ અને દેશી ટોપીમાં સજ્જ થઈને આવ્યા હતા

"સભામંડપમાં હું જરા મોડો આવ્યો વ્હીલર વીનાના માળ ઉપર હું ચઢયો, ત્યારે હજારો પ્રેક્ષકોની વચ્ચે ગાદી ઉપર મધ્યમાં ગાંધીજીને બેઠેલા મે જોયા કામકાજ શરૂ થઈ ગયું હતું સત્કાર શબ્દો સમાપ્ત થયા અને ગાંધીજી બોલવા ઉઠયા મારો ઉત્સાહ અને કુતુહળ પરાકાષ્ઠાએ પહોંચ્યા, મારૂ દિલ નાચવા લાગ્યું ગાંધીજીએ ગંભીર અને ધીમા અવાજે શરૂઆત કરી મોટા ઓરડામાં સૌ એ કદાચ તેમને સાંભળી પણ ન શક્યું હોય સમેલનના કાર્યકરોનો તેમણે આભાર માન્યો, અને પછી પોતાની લાક્ષણિક ઢબે તેમની જે પ્રશંસા કરવામાં આવી હતી તેને માટે તેઓ લાયક છે એમ ન માનવાની આજીજી કરી અને તેને લાયક થવાના સર્વે પ્રયાસો કરવાની નમ્ર ભાવે ખાત્રી આપી ભારોભાર સ્તુતિ વચનોથી કદાચ તેમનો વિનીપાત થઇ જાય એવો ભય તેમને હોય એમ સ્પષ્ટ જણાયું અને આટલેથી જ તેમનું પ્રવચન ખતમ થયું

મને તો આથી જબરો આઘાત થયો દક્ષિણ આફ્રિકા અને હિન્દની ફરિયાદોનો એક શબ્દ સરખો પણ તેમણે ન ઉચ્ચાર્યો–હિન્દના સરકારી

સત્તાવાળાઓ સાથે થયલી અથડામણુ વિષે પણુ તેમણે માન જ સેવ્યુ. હિન્દના રાજકીય પ્રશ્નો વિષે તેમની મનોવ્યથાનાં દર્શન પણુ થવા ન દીધા. નોકરશાહીના કાળા જુલ્મો અને સીતમની સામે સત્યાગ્રહના મોરચા માંડવાનો શંખનાદ પીડિત પ્રજાજનોને ગાધીજી કરશે એવી મારી આશાઓ ધૂળમા મળી ગઈ. કોઈ ટિળક અથવા કોઈ અરવિંદની ગર્જના સાંભળવાની ઉત્કંઠા મે રાખી હતી તેને બદલે કેટલાક સામાન્ય વચનો ઉચ્ચારીનેજ ગાંધીજી બેસી ગયા.

"હું છેક જ નિરાશ થયો. ગાધીજીની અગાધ શક્તિ ઉપર રચેલી મારી આશાની ઈમારતના ભુક્કા થઇ ગયા. મારે માટે આ બધુ અસહ્ય હતું. હું એટલો દુ:ખી અને મૂઢ બની ગયો કે મેં સભાનો એકદમ ત્યાગ કરીને મારા મિત્રના મકાન તરફ ઉતાવળા પગ ઉપાડયા—રસ્તે કેટલાક મિત્રો મળ્યા તેમણે સમેલનના અંત પહેલાં પાછા ફરવાનુ મને કારણુ પૂછ્યુ. મેં તેમને જવાબ જ ન આપ્યો—રોષ અને વ્યથાથી હું ગુંગળાતો હતો હું પણુ મારી વ્યથા સમજી શકતો નહતો, હું તો માત્ર ભાગતો હતો, ગાધીજીથી દૂર દૂર.

× × × ×

પણુ આટલી નિરાશામાય મેં આશા છોડી નહતી. ગૂજરાત સભાએ જેનો હુ મત્રી હતો—મંગળદાસ હાઉસમા ગાધીજીના સત્કાર માટે મેળાવડો ગોઠવવાનો ઠરાવ કર્યો."

× × × ×

"એક મહાલયના બગીચામા આ સત્કાર સભા મળી હતી સેકડો લોકો હાજર હતા. શ્રી. મુનશીએ "ગુજરાતના પનોતા પુત્ર" ગાધીજીને પ્રથમ અંગ્રેજીમા આવકાર આપ્યો. તે પછી મી ઝીણાએ જુસ્સાદાર જબાનમા રાજકીય મુદ્દાઓ ચર્ચ્યા. દક્ષિણુ આફ્રિકામા હિન્દીઓના ઉદ્ધાર માટે ગાધીજીએ ઉપાડેલા યુદ્ધમા વખાણુ કરીને તેમણે સભાજનોને ચેતવણી આપી કે હજી હિન્દીઓની આફતનો અંત આવ્યો નથી, અને હજી હિન્દી પ્રશ્નના ઉકેલને માટે આપણે કસોટીમાથી પસાર થવુ પડશે એમ મને લાગે છે.

અને તે પછી ગાધીજી ઉઠયા, ગૂજરતીમા બોલીને તેમણે સૌને આશ્ચર્યમા ગરકાવ કરી દીધા આપણા રાષ્ટ્રીય કાર્યોમાં દેશના જનસંઘને આકર્ષવાના ઉદ્દેશથી સ્વાભાવિક રીતેજ તેમણે અંગ્રેજી ભાષાને અવશે

ધર્મ વિષેના એમના વિચારો વ્યાપક અને ઉદાર છે, શાસ્ત્ર વચનોને તેઓ બુદ્ધિની કસોટીએ કસી જુએ છે; સનાતન સત્યો પ્રતિ એમની શ્રદ્ધા અચળ છે; જે કોઈ કાર્ય કે પ્રવૃત્તિ તેઓ ઉપાડે છે, તે પ્રભુને સ્મરીને, તેને હાજરાહજુર સમજીને; અને એમની દૃષ્ટિમાં જાતિનો કે ધર્મનો, સ્ત્રી વા પુરુષનો, ગરીબ કે તવંગરનો ભેદ ભાગ્યે જ જણાશે.

વિશેષ કરીને એમની સામુદાયિક પ્રાર્થનાની પ્રથા બહુ ઉપકારક નીવડી છે; તેનો બહોળો ઉપયોગ થવા પામ્યો છે.

એમનું પ્રિય પદ, હંમેશાં પ્રાર્થનાના આરંભમાં ગવાતું,

"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પિડ પરાઈ જાણેરે;
પર દુઃખે ઉપકાર કરે તો એ મન અભિમાન ન આણેરે."

પ્રસ્તુત પદ નરસૈ મહેતાનું લખેલું હોય કે કવીશ્વર દલપતરામનું રચેલું હોય, તેના કર્તૃત્વ વિષે ભલે બે મત હોય; પણ મનુષ્ય સમીપ જીવન વ્યવહાર સારૂ તે એક ઉત્કૃષ્ટ ધોરણ રજુ કરે છે; તે ગ્રહણ કરવા યોગ્ય છે, એટલું જ નહિ પણ તદનુસાર મનુષ્ય વર્તે, તે અવસ્ય સુખશાન્તિ પામે, અને મોક્ષ મેળવે, એ વિષે અમને શંકા નથી.

લગ્ન સંબંધમાં તેમજ વિધવા વિવાહ વિષે મહાત્માજીએ એમના વિચારો સ્પષ્ટપણે દર્શાવેલા છે, એથી સુધારકોનો માર્ગ બહુ સરળ થવા પામ્યો છે. ખાસ કરીને જીવનમાં બ્રહ્મચર્ય પર જે ભાર મૂકવામાં આવ્યો છે, તે વર્તમાન યુગમાં આવશ્યક અને સુખદાયી માલુમ પડશે.

વર્ણાશ્રમને એમણે વિસ્તૃત અર્થમાં સ્વીકાર્યો છે, અને તેનું સમર્થન કર્યું છે. કુપમંડુક વૃત્તિવાળા જ્ઞાતિના ન્હાના ન્હાના ઘોળમાં માનનારા, પરિસ્થિતિ લક્ષમાં લઇ, એમના એ વિચારો ગ્રહણ કરે તો જ્ઞાતિનો ઉત્કર્ષ થઈ, તે પ્રગતિ કરી શકશે; અને ઉન્નતિ પ્રાપ્ત કરશે.

સ્ત્રી જાતિ જે અબળા કહેવાતી, તેને સબળા કરી, એમણે નવી સ્ત્રીનું સર્જન કર્યું છે, તે એક ખરેખર અદ્‌ભુત બનાવ છે; તેનો વૃત્તાંત અવર્ણનીય છે.

ફુટ દેખાતા દારૂબંધીના પ્રશ્નને ગાંધીજીએ તદ્દન વ્યવહારૂ કરી મૂક્યો છે અને મદ્રાસ અને મુબાઇ ઇલાકાની નવી ધારાસભાઓએ તે પ્રયોગ અમલમાં સુદ્ધાં મૂક્યો છે. તેનું પરિણામ રૂડું જ આવશે,—જો બરોબર વ્યવસ્થા થાય તો, એમ અમારો અંતર આત્મા સાક્ષી પૂરે છે.

આરોગ્ય સંબંધમાં ગાંધીજીના વિચારો કાંઇક કુતૂહળ જગાવનારા પણ વિચારણીય જણાશે; તે અનુભવ પર રચાયા છે; તે વિષયમાં આપણે હજી ઘણું શીખવાનું અને કરવાનું બાકી છે.

ગોપૂજા આપણે અહિં પ્રાચીન સમયથી ચાલુ છે; પણ આધુનિક જીવનમાંથી તેનો લોપ થવા માંડયો હતો. આપણા ખેતીપ્રધાન દેશને સારી ગાયની અત્યંત જરૂર છે; તેથી ગોપાલન પ્રવૃત્તિને, આર્થિક તેમ ધાર્મિક બંને દૃષ્ટિએ, ઉત્તેજન આપવું ઘટે છે; અને તે દિશામાં મહાત્માજીએ વ્યવહારૂ માર્ગ બતાવ્યો છે.

એમની પ્રવૃત્તિઓ વિધવિધ પ્રકારની અને લોકોપકારી માલુમ પડી છે; તે સર્વનું વર્ણન કરવા બેસીએ, તેનો છેડો આવે નહિ એટલું બધું તે વિસ્તૃત છે.

પણ એ વિષે એક જ વસ્તુ કહીશું કે તેઓ જે કાંઈ કહે છે, તે એમના અનુભવના નિચોડરૂપ હોય છે, અને તે ઉપદેશ ન્યાય, નીતિ અને સત્યની કસોટીએ ચાસેલો હોય છે. તેથી તેમના વચનોની વિશેષ મહત્તા છે; અને તે જીવનમાં માર્ગદર્શક અને મદદગાર થઈ પડે છે.

કવિશ્રી ખબરદારે સાચું જ કહ્યું છે, કેઃ

"એને બોલે બોલે બોધ ઉતરે રે,
જેવા વરસે શીળા વરસાદ."*

પણ સૌથી મહત્વનો વર્તમાન જગતને એમનો મૂલ્યવાન સંદેશો અહિંસાનો અને સત્યના પાલનનો છે.

યુદ્ધની ખાનાખરાબી પ્રત્યક્ષ નિહાળી સમ્રાટ અશોકે બુદ્ધ ભગવાનનો અહિંસાનો આદેશ ગ્રહણ કર્યો હતો, અને તેના સામ્રાજ્યમાં અહિંસાની ઘોષણા કરી હતી.

વર્તમાન જગત સુલેહ શાન્તિને વાંછે છે, પણ તે માટે ઉપાયો યોજે છે તે અવળા અને ખોટા નિવડે છે. જે સાધન શક્તિ પ્રજાજીવનને સુદૃઢ અને સ્વાશ્રયી, સુશિક્ષિત અને સંસ્કારી કરવામાં ખરચાવી જોઈએ તે યુદ્ધની સામગ્રીની તૈયારીમાં, તે માટે સજ્જ રહેવામાં વેડફાઈ જાય છે.

બધારણપૂર્વક, શાંતિમય અહિંસાની લડત શું કરી શકે છે, તેનો પ્રત્યક્ષ બોધપાઠ મહાત્માજીએ આપ્યો છે; અને એ રીતિનીતિ વાજબી

* જુઓ શ્રીબોધ, ઓક્ટોબર સન ૧૯૩૭.

અને ઉત્તમ લાગી, જગતના કેટલાક મહાન અને જાણીતા પુરુષોએ મહાત્મા ગાંધીજીને સુલેહ શાન્તિનું નોબલ પ્રાઈઝ આપવાની સૂચના સુદ્ધાં કરેલી છે. તે ઇનામ મળો વા ન મળો પરન્તુ મહાત્માજીએ વર્તમાન જગતને અહિંસાનો પદાર્થપાઠ આપ્યો છે, તે સુધરેલી પ્રજાઓએ ગ્રહણ કરવા જેવો છે; અને એમનો ઉપદેશ સત્ય ને નીતિનું પાલન, અને અહિંસાના માર્ગને અનુસરવાથી જગતમાં સુલેહશાન્તિ વ્યાપી રહી, પરસ્પર ભ્રાતૃભાવ અને સ્નેહનું સામ્રાજ્ય જામશે, જે માટે પ્રભુ ઈસુ ક્રાઈસ્ટે બે હજાર વર્ષ પૂર્વે પ્રવૃત્તિ ઉપાડી હતી.

એ અહિંસાનો મંત્ર વર્તમાન જગતે મોડો વહેલો સ્વીકારે જ મુક્તિ છે.

એ મંત્રના દૃષ્ટા એક ગુજરાતી છે; એ આપણું અહોભાગ્ય છે; એમણે જ ગુજરાતને મોખરે આણી ગૌરવવન્ત કર્યું છે એ આપણા માટે ભૂષણરૂપ છે. વાસ્તવિક રીતે એમણે નવું ગુજરાત—નવું ભારતવર્ષ સર્જ્યું છે એમ કહેવું તે વધારેપડતું નથી. તેથી ગાંધીજીને એક મહાન્ ક્રાન્તિકારી, અવતારી પુરુષ–તરીકે ઓળખાવવામાં આવે, તે સાવ સાચું છે.

એમની પ્રવૃત્તિ અને જીવન સંદેશો જગતને આશીર્વાદરૂપ થઇ પડો, અને મહાત્માજી સો વર્ષ પૂરાં કરો, એ જ અમારી પ્રભુ પ્રાર્થના છે!



# સાલવારી

૧૯૦૮ નવી વાચનમાળા ડોવરટન સંપાદિત
મોર્લિમિન્ટો સુધારાનો ખરીતો
વનિતા વિશ્રામ–અમદાવાદ–ની સ્થાપના
સોસાઈટીનો હીરક મહોત્સવ
હિન્દ સ્વરાજ્ય–ગાંધીજી રચિત
૧૯૦૯ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ–રાજકોટ
રણજીતરામનો લેખ ઈ સ્તુનું વર્ષ, ૧૯૦૮
હિન્દી સુધારાનો કાયદો
૧૯૧૦ નવી હિન્દી ધારાસભા
નવો પ્રેસ એક્ટ
પ્રાથમિક કેળવણી વિષયક ઠરાવ–નામદાર ગોખલે તરફથી
શહેનશાહ એડવર્ડનું અવસાન
૧૯૧૧ દિલ્હી દરબાર
નામદાર ગોખલેનું પ્રાથમિક કેળવણી બીલ
હિન્દનું પાયતખ્ત–દીલ્હી થયું
૧૯૧૨ આર્યન બ્રધરહુડ પ્રીતિભોજન
ઈચ્છારામ સૂર્યરામ દેસાઈનો સ્વર્ગવાસ
ગુજરાત સમાજ સુધારા પરિષદ–નરસિંહરાવના પ્રમુખપદે
ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ–વડોદરા
લાલશંકર ઉમિયાશંકરનો સ્વર્ગવાસ
'સાહિત્ય' માસિક શરૂ થયું
૧૯૧૩ ગુજરાત એજ્યુકેશન સોસાઈટીની સ્થાપના
૧૯૧૪ દી. બા. અંબાલાલ સાકરલાલનો સ્વર્ગવાસ
મહાન યુરોપીય યુદ્ધ
'સમાલોચક'–માસિક તરીકે થયું
સાર્વજનિક એજ્યુકેશન સોસાઇટીની સ્થાપના–સુરત
૧૯૧૫ ગુજરાતી સાહિત્ય પરિષદ–સુરત
'નવજીવન' શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના તંત્રીપણા હેઠળ
સર ફિરોજશાહ મહેતાનું અવસાન
મહાત્મા ગાંધીજીનું હિન્દમાં પાછું આવવું

મુંબાઈમાં મદ્યમજાની બેઠક
હિન્દુ યુનિવરસિટીની સ્થાપના—બનારસ
હોમ રૂલ લિગની શરૂઆત

૧૯૧૬ કોન્ગ્રેસ લિગ રીફોર્મ સ્કીમ
ગુજરાત પ્રાંતિક પરિષદ—અમદાવાદ
ગુજરાત યુનિવરસિટી—પ્રિન્સિપાલ રોબર્ટસનનું ભાષણ
ચરોતર એજ્યુકેશન સોસાઈટીની સ્થાપના—આણંદ
સર ચીનુભાઈ માધવલાલ પહેલા બેરોનેટનું અવસાન
નાતજાત મંડળ પરિષદ—અમદાવાદ
પહેલી ગુજરાત કેળવણી પરિષદ—અમદાવાદ
ભગિની સમાજની સ્થાપના
વિઠ્ઠલભાઈ પટેલનો ઠરાવ—પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવા બાબત મુંબાઈ ધારાસભામાં
પ્રો. કર્વેની હિન્દી સ્ત્રિઓ યુનિવરસિટિની સ્થાપના

૧૯૧૭ કલકત્તા યુનિવરસિટી કમિશન
ગીરમીટની પ્રથા બંધ પડી
ગોધરા રાજકીય અને સામાજીક સુધારા પરિષદો
સર ચીમનલાલ સેતલવાડ મુંબાઈ યુનિવરસિટિના વાઈસ-ચાન્સેલર નિમાયા
દાદાભાઈ નવરોજજીનું અવસાન
ભરૂચમાં બીજી કેળવણી પરિષદ
રણછોડરામનું અવસાન
હિંદુસ્તાનને જવાબદાર રાજતંત્ર આપવાની જાહેરાત

૧૯૧૮ અમદાવાદમાં મજુરોની હડતાલ
ઓલ ઇન્ડિયા લાઈબ્રેરીઝ કોન્ફરન્સ—લાહોર
ખેડા સત્યાગ્રહની લડત
નડિયાદમાં રાજકીય અને સંસાર સુધારા પરિષદ
મહાન યુરોપીય યુદ્ધનો અંત
મુંબાઈમાં ઘરભાડાબંધીનો કાયદો
મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રીપોર્ટ
સર વિલિયમ વેડરબર્નનું અવસાન
શિવુભાઇ બાપુભાઈનું અવસાન
હિન્દુ આંતરજાતીય લગ્ન બીલ—નામદાર વિઠ્ઠલભાઈ

૧૯૧૯ 'નવજીવન' સાપ્તાહિક, મહાત્માજીના તંત્રીપણા હેઠળ
પહેલી ઓરિયંટલ કોનફરન્સ–પૂના
રોલેટ એક્ટ
લિબરલો કોન્ગ્રેસથી છૂટા પડયા
હંટર કમિટીની નિમણુંક

૧૯૨૦ પ્રો. ગજ્જરનું અવસાન
ભાઇશંકર નાનાભાઈનો સ્વર્ગવાસ
છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ–અમદાવાદ
નવો હિન્દી એક્ટ
સત્યાગ્રહની હિલચાલ

૧૯૨૧ અમદાવાદમાં મહાસભાની બેઠક
પ્રાથમિક કેળવણી તપાસ કમિટી–સર નારાયણ ચંદાવરકરના પ્રમુખપણે

૧૯૨૨ બારડોલીની લડત
મહાત્માજીની ધરપકડ
સર હરિસિંગ ગૌર–સિવિલ મેરેજ બીલ

૧૯૨૩ મુંબાઇ ઇલાકાનો પ્રાથમિક કેળવણી એક્ટ
દી. બા. રણછોડભાઇ ઉદયરામનું અવસાન
સ્વરાજ્ય પક્ષની સ્થાપના

૧૯૨૪ ગાંધીજીનો છૂટકારો
પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ—અમદાવાદ
સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ—ભાવનગર

૧૯૨૫ રા. બા. કમળાશંકર પ્રાણશંકરનો સ્વર્ગવાસ

૧૯૨૬ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ—મુંબાઈ
સર લલ્લુભાઈ આશારામ શાહનું અવસાન

૧૯૨૭ આત્મકથા–ગાંધીજી
કવિ ન્હાનાલાલ સુવર્ણ મહોત્સવ
બીજી ગુજરાત પત્રકાર પરિષદ
"વસન્ત" રજત મહોત્સવ

૧૯૨૮ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ—નડિયાદ
બારડોલીની લડત
સર રમણભાઇનો સ્વર્ગવાસ

૧૯૨૯ પહેલી સમાજ સેવા મંડળ પરિષદ—અમદાવાદ

૧૯૩૦ દાંડી કુચ ગાંધીજીની ધરપકડ અને જેલ
૧ લી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ

૧૯૩૧ કવિ ખબરદારનો કનકોત્સવ
ગાંધી ઈર્વિન કરાર
બીજી રાઉન્ડ ટેબલ કોનફરન્સ
રાજ્યરત્ન હરગોવિંદદાસ કાંટાવાળાનું અવસાન

૧૯૩૨ ગાંધીજીએ આમરણાન્ત અપવાસ આદરવા બાબત હિન્દી પ્રધાનને પત્ર લખ્યો
સવિનય કાયદા ભંગની લડત

૧૯૩૩ મીસીસ એનીબિસાન્ટનો સ્વર્ગવાસ
ગાંધીજી બીજીવાર જેલમાં
નર્મદ શતાબ્દી
વિઠ્ઠલભાઇ પટેલનો સ્વર્ગવાસ

૧૯૩૪ અગીઆરમું સાહિત્ય સંમેલન—લાઠી
ગાંધીજી મહાસભામાંથી નિવૃત્ત થયા

૧૯૩૫ ગુજરાત સામ્યવાદી પરિષદ
ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયા બીલ
મહાસભાની જ્યુબિલિ
શેઠી વિદ્યાબ્હેન મણિમહોત્સવ

૧૯૩૬ શહેનશાહ જ્યોર્જ પંચમનું અવસાન
શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડનો હીરકમહોત્સવ.
સાહિત્ય સંમેલન—અમદાવાદ



# ગ્રંથસૂચી

અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ-૨.
આત્મકથા-ગાંધીજી.
ઉદ્બોધન-કવિ ન્હાનાલાલ.
એક ધર્મયુદ્ધ-મહાદેવભાઈ દેસાઈ
કેટલાક લેખો, ભા ૧ અને ભા. ૨ ક. મા. મુનશી
ખબરદાર કનકોત્સવ ગ્રંથ
ગાંધીજી-જુગતરામ દવે.
ગાંધીજીનો અગ્નિપ્રવેશ
ગાંધી વિચારદોહન-કિશોરલાલ મશરૂવાળા.
ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી સન ૧૯૩૩.
ગુજરાતી ભાષા અને સાહિત્ય-પ્રથમ ભાગ-નરસિંહરાવ.
ગોપાલ કૃષ્ણ ગોખલે-ચિતલિયા.
ગ્રંથ અને ગ્રંથકાર પુ ૩
ચુનીલાલ શાહનું ચરિત્ર-શ્રી અક્કડ.
સૌ જમનાબ્હેન સક્કઈ સ્મારક ગ્રંથ
જાપાનની કેળવણી-મણિલાલ નાણાવટી.
જીવન અને સાહિત્ય-રમણલાલ દેસાઈ.
જીવન આનંદ-કાકાસાહેબ કાલેલકર.
જીવન વિકાસ " "
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન નિબંધ-પરમાનંદ કાપડીઆ.
ધર્મમંથન-ગાંધીજી.
ધર્મ સંસ્થાપન-ગાંધીજી
નર્મ કવિતા-કવિ નર્મદાશંકર
નવલ ગ્રંથાવલિ-સંપાદક નરહરિ પરિખ
નારી પ્રતિષ્ઠા-મણિલાલ નભુભાઈ.
નારી પોકાર-પંડિતા જમનાબાઈ
પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનો રીપોર્ટ
પ્રભુભક્તિના કાવ્યો-સંપાદક હી. ત્રિ. પારેખ.
પુસ્તકાલય પ્રવૃત્તિ-ભાષણો અને લેખો.

બાળલગ્ન બત્રીસી—નવલરામ.
ભરૂચ શહેરનો ઈતિહાસ—શ્રીયુત ગણપતરામ.
ભારતનો ટંકાર—કવિ અરદેશર ખબરદાર.
મહાત્મા ગાંધીજીના સહવાસમાં ભા. ૧ અને ભા. ૨—ઇંદુલાલ યાજ્ઞિક.
મ્હોટી ઉમરની હિન્દુ સ્ત્રીઓની કેળવણી—જગજીવનદાસ મોદી.
રણજિતકૃતિસંગ્રહ—ભંડોળ કમિટી.
રણજિતરામના નિબંધો.
રસાસ્વાદનો અધિકાર—વાર્ષિક વ્યાખ્યાન—ક. મા. મુનશી.
શાઈનો પર્વત—સર રમણભાઈ.
રાષ્ટ્રગીત—સંપાદક, ઈંદુલાલ યાજ્ઞિક.
વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ—સંપાદક, હીરાલાલ પારેખ
શેઠી વિદ્યાબ્હેન મણિમહોત્સવ ગ્રંથ. " "
વીર વલ્લભભાઈ—મહાદેવ દેસાઈ.
શિશુ અને સખી—ક. મા. મુનશી.
સ્મરણ સંહિતા—નરસિંહરાવ.
સાહિત્યભિખ્ખુ અખંડાનંદજી—શ્રી. ત્ર્યંબકલાલ.
સ્ત્રીઓની કેળવણી.
સ્ત્રીઓનો સંદેશ—સંપાદકઃ સા. દેવકીબાઈ વેદ.
હરિજન ભાગવત.
હાજી મહમદ સ્મારક ગ્રંથ—સંપાદક શ્રીયુત રાવળ.

## રીપોર્ટ

ગુજરાત હરિજન સેવા સંઘ રીપોર્ટ.
દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન પાંચમા વર્ષનો રીપોર્ટ.
પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદનો રીપોર્ટ.
બીજી પત્રકાર પરિષદનો રીપોર્ટ.
ભીલ સેવા મંડળનો રીપોર્ટ.
મિત્રમંડળ પુસ્તકાલયોનો ત્રણ વર્ષનો રીપોર્ટ.
વનિતાવિશ્રામ રજત મહોત્સવ રીપોર્ટ.
સમસ્ત ગુજરાત પૈસા ફંડનો દ્વિતીય વર્ષનો રીપોર્ટ.
The Courses of Instruction—Vanita Vishram.

## ' સાપ્તાહિક '

જ્યોતિર્ધર.
નવજીવન સાપ્તાહિક.
સૌરાષ્ટ્ર ,,
The Listener.
Observer. " "

## ગુજરાતી માસિકો

ઉદ્બોધન સન ૧૯૦૭.
કુમાર, વર્ષ ૧, વર્ષ ૩.
કૌમુદી, સંન ૧૯૨૫ અને ૧૯૩૬.
ગુણસુંદરી.
ચરોતર, સન ૧૯૩૨, ૧૯૩૬.
ચેતન.
દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક.
નવચેતન.
નવજીવન અને સત્ય વર્ષ ૧, ૧૯૧૫, ૧૯૧૯.
નવજીવન.
નવયુગ.
પ્રસ્થાન, વર્ષ ૧; સંવત ૧૯૮૯.
પુરાતત્ત્વ.
પુસ્તકાલય, ૧૯૩૧, ૧૯૩૬, ૧૯૩૭.
બુદ્ધિપ્રકાશ; સન. ૧૯૧૩, ૧૯૨૦, ૧૯૨૨.
યુગધર્મ, સંવત ૧૯૮૧.
રંગભૂમિ.
વસન્ત વર્ષ, ૧, વર્ષ, ૭.
વીસમી સદી પુ. ૧.
શારદા.
સર્વોદય.
સાહિત્ય વર્ષ ૧, ૧૯૦૪.
સાહિત્ય વર્ષ. ૧, ૧૯૧૩.
સુન્દરી સુબોધ વર્ષ ૧,
શ્રી હિતોપદેશ.

## અંગ્રેજી

Contemporary Indian Philosophy
Education in India-K S Vakil
England since the Industrial Revolution by J H Jackson
Freedom and Organisation-Betrand Russell
G V Joshi's ( R B ) writings
Gujrat and its Literature-Munshi
The Might of Man in the Social Philosophy of Ramkrishna.-B K Sarkar
Indian Educational Policy-Meston
Indian Social Reform-Ed by C Y Chintemani.
Mahatma Gandhi-Juliette Veilher
" , -P A Wadia
Memorandem on Female Education-D B Manibhai Jashbhai
Our Cause-a symposium
Ranade's Miscellaneous Writings
Religion in transition
Report of the Royal Commission on Labour
Scientific basis of Woman's Education Chiplunkar.
A Theory of National Education-U K Trivedi.

## અંગ્રેજી સામયિકો

The Hibbert Journal 1937
The Indian Review 1916
The Vedant Kesari 1937

# શબ્દસૂચિ